श्री स्वयं प्रकाश ग्रंथमाला-प्रथम पुष्प



# श्री विश्वमोहन काव्यमाला

## स्वरुपानंद लहरी

卐

लेखक

( स्वयंप्रकाश )

राजयोगी राममोहनराय तत्त्वदर्शी

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ, अमदावाद.

प्रकाशक: श्री सच्चिदानंद सत्संग समाज, अमदावाद.

कीमत रु. २—०—०

श्री स्वयं प्रकाश ग्रंथमाला-प्रथम पुष्प



# श्री विश्वमोहन काव्यमाला

# ❋ स्वरुपानंद लहरी ❋

卐


लेखक :

( स्वयंप्रकाश )

राजयोगी राममोहनराय तत्त्वदर्शी

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,
अमदावाद.



प्रकाशक: श्री सच्चिदानंद सत्संग समाज, अमदावाद.

कींमत रु. २—०—०

वि. सं. १९९३

प्रथमावृत्ति ] [ प्रत २२२५



---

गज़ल ## दिव्य दर्शन कवाली

सुख मूल दिव्य दर्शन, अब तो करादे मोहन;
निज भक्तिमय सुधाका, प्याला पिलादे मोहन. १

घन श्याम घीर रही है, बिजली चमक रही है;
वर्षा सुप्रेम रसकी, झडीयाँ झूकादे मोहन. २

जगमें अमल छटाका, छाई हुई है जिसकी;
वह सांवरी सलोनी, सुरत दिखादे मोहन. ३

पावकमें जिस तरहसें, जलकर पतंग मरता;
अस्तित्व रहे न बाकी, हरिसें मिलादे मोहन. ४

मुझमें समा रहा तुं, तुझमें भी मैं समाऊं;
बूटी तरंग रंगकी, छक कर छकादे मोहन. ५

मेरे हृदय गगनके, तुम ही प्रचंड रवि हो;
होकर उदय कमल दल, लोचन खिलादे मोहन. ६

आनंद रंग रंजीत, पुलकित बदन हो सारा;
ध्वनि माधुरि भरी निज, बंसी बजादे मोहन. ७

प्रभु प्रेमी संत.

---

આ ચોપડી રણછોડભાઈ વાઘજીભાઈ પટેલે પોતાના
શ્રી નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ, ઠે. પી. મનજીભાઈના
કારખાના પાસે, ભદ્ર—અમદાવાદમા છાપી.

ॐ नमो विश्वस्वरुपाय विश्वस्थित्यंत हेतवे ।
विष्णवे विश्वनाथाय विश्वेशाय नमो नमः ॥




# ॐ श्री सच्चिदानंदघन विश्वमोहन
# श्री स्वयंप्रकाश स्वरुप भगवान

प्रकाशक :

**श्री सच्चिदानंद सत्संग समाज**

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पाळ,

**अमदावाद.**

त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधु च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देव देव ॥




# श्री काशी विश्वनाथ महादेव

प्रकाशक :

**श्री सच्चिदानंद सत्संग समाज**

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ.

अमदावाद.

शंकरं शंकराचार्यं केशवं बादरायणं ।
सूत्र भाष्य कृतौ वंदे भगवंतौ पुनः पुनः ॥



पूज्यपाद जगद्गुरु श्री १००८
श्रीमद् आद्य शंकराचार्य भगवान


प्रकाशक :

श्री सच्चिदानंद सत्संग समाज

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पाळ,

अमदावाद.

अखंड मंडलाकारं व्याप्तं येन चराचरम्।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः॥



श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८ ब्रह्मनिष्ठ
स्वामि श्री जयेन्द्रपुरीजी महाराज महा मंडलेश्वर
गोविंद मठ, टेडीनीम, काशी (बनारस)

प्रकाशक :
श्री सच्चिदानंद सत्संग समाज
श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,
अमदावाद.

चैतन्यं शाश्वतं शान्तं व्योमातीतं निरंजनम् ।
नादबिन्दुकलातीतं तस्मै श्री गुरवे नमः ॥



श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८ युक्त
श्रीमान् स्वामीश्री भागवतानन्दजी महाराज मण्डलेश्वर,
काव्य सांख्ययोग न्याय वेदान्त तीर्थ, वेदान्तवागीश, मीमांसा-
भूषण, दर्शनाचार्य वेदरत्न ब्रह्मविद्याप्रसारकमण्डलाचार्य ॥
श्री भारती विद्यालय, कनखल (हरिद्वार).

सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वां सर्वं पापेभ्यो मोक्षयिष्यामिमाशुचः॥



श्री गीता ज्ञानके प्रचारक

परमपूज्य ब्रह्मनिष्ठ स्वामिश्री विद्यानंदजी महाराज

काशी.


प्रकाशक :

श्री सच्चिदानंद सत्संग समाज.

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,

अमदावाद.



**શ્રી નિર્લોભી ભક્ત શ્રી લક્ષ્મીદાસજી મહારાજ.**

નર્મદા નિવાસી, સ્ટેશન, માલસર. સામે તટ, મુ. અસાનગર.

જન્મ ભૂમિઃ—વડોદરા.

अनन्याश्चिन्तयन्तोमां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योग क्षेम वहाम्यहम् ॥



महंत श्री १०८ श्री लक्ष्मण गीरजी महाराज
नीलकंठ महादेव, असारवा, अमदावाद.

प्रकाशक :

श्री सच्चिदानंद सत्संग समाज

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,

अमदावाद.

ज्योतिः स्वरूपं चिन्मात्र रूपं आनंदकंदं त्रिगुणैर्विहीनम् ।
सर्वात्म भावं प्रकृतेः परंच विद्धित्वमेतत्परमात्मरुपम् ॥



ज्योतिषाचार्य ज्योतिर्विद् ज्योतिर्विभूषण
**श्रीयुत् जोषी गिरिजाशंकर हरिशंकर शास्त्री**
रायपुर हजीरानी पाळ, **अमदावाद.**

प्रकाशक :
**श्री सच्चिदानंद सत्संग समाज**
श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाळी पोळ,
**अमदावाद**

मंगलं भगवान विष्णु मंगलं गरुड ध्वज ।
मंगलं पुंडरिकाक्षो मंगलायतनो हरिः ॥



श्रीमान शेठश्री पं. भूलाभाई हीराचंद
ठे. मांडवीनी पोळमां लालाभाईनी पोळ, अमदावाद.

प्रकाशक:
श्री सच्चिदानंद सत्संग समाज.
श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाळी पोळ, अमदावाद.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥



स्वर्गवासी श्रीमान् शेठश्री पं. भुधरभाई जेठाभाई
C/o. मंगळदास जेठाभाई फेक्टरी दरियापुर अमदावाद.

प्रकाशक :

श्री सच्चिदानंद सत्संग समाज
श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,
अमदावाद.

ध्यान मूलं गुरुमुर्तिः पूजामूलं गुरु पदं ।
मंत्र मूलं गुरुर्वाक्यं मोक्ष मूलं गुरु कृपा ॥



श्रीमान धर्मनिष्ठ शेठश्री पं. उत्तमभाई सुधरभाई
ठि. घीकांटा रोड. आर. सी. हाईस्कुल सामे-अमदावाद.

प्रकाशक :

**श्री सच्चिदानंद सत्संग समाज.**

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,

**अमदावाद.**

अंतर्ज्योतिर्बहिर्ज्योतिः प्रत्यग् ज्योतिः परात्परः ।
ज्योतिर्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥



श्री विश्वमोहन काव्यमाला और स्वरूपानंद लहरीके
लेखक श्रीयुत् राजयोगी राममोहनराय तत्वदर्शी
संस्थापकः
श्री सच्चिदानंद सत्संग समाज


श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर, कुवावाली पोळ,
अमदावाद.

ॐ तत्सत् परमात्मने नम :



# समर्पण

वंदेऽहं सच्चिदानंदं भावातीतं जगद्गुरुम ।
नित्यं पूर्णं निराकारं निर्गुणं स्वात्म संस्थितम् ॥

હે પરમકૃપાળુ સચ્ચિદાનંદઘન પરમાત્મા !

આપશ્રીના કૃપા પ્રસાદથી લખાએલો આ શ્રી વિશ્વમોહન કાવ્યમાલા અને સ્વરૂપાનંદ લહરી નામનો લઘુગ્રંથ પ્રગટ કરી બ્રહ્મનિષ્ઠ સંત મહાત્માઓ અને પ્રભુના પ્રેમી ભક્તોના કર કમળમાં સમર્પણ કરૂં છું તે સ્વિકારવા કૃપા કરશો.

મોક્ષદાયિની એકાદશી
શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ.
શાહપુર, કુવાવાળી પોળ,
અમદાવાદ.

લિ૦
સંત ચરણરજ સેવક,
રામમોહનરાયના
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

प्रज्ञानं ब्रह्म
[ऋग्वेद]

## ॥ हंसो ॥

अहं ब्रह्मास्मि
[यजुर्वेद]

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य-
धीमहि धियो योनः प्रचोदयात्



ॐ कारं बिन्दु संयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐ काराय नमो नमः ॥

तत्त्वमसि
[सामवेद]

## ॥ सोहं ॥

अयमात्मा ब्रह्म
[अथर्व वेद]

॥ ॐ ॥

# श्री विश्वमोहन भगवान



## मंगलाचरण

ॐ कारं बिन्दु संयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐ काराय नमो नमः ॥

યોગી પુરૂષો બિંદુ રૂપ પૂર્ણ બ્રહ્મનો અખંડ લક્ષ રાખી જે ૐ કાર રૂપ કેવળ શુદ્ધ ચૈતન્યમય સ્વયંપ્રકાશ સ્વરૂપ પરમાત્માનુંજ નિરંતર ધ્યાન ધરે છે તે તેમનોવાંચ્છિત મોક્ષરૂપ પરમપદને આપનાર ૐકાર સ્વરૂપ સચ્ચિદાનંદ ઘન પ્રભુના ચરણ કમળમાં પ્રેમ પુર્વક સાષ્ઠાંગ દંડવત પ્રણામ કરૂં છું.

शुक्लांबर धरं देवं शशिवर्ण चतुर्भुजम् ।
प्रसन्न वदनं ध्यायेत्सर्व विघ्नोपशांतये ॥

જેણે શ્વેતાંબર ધારણ કર્યાં છે, ચંદ્ર સમાન તેજસ્વી જેની કાંન્તિ

છે. ચતુર્ભુજ સ્વરૂપ છે, પ્રસન્ન મુખાકૃતિ છે, એવા સર્વ વિઘ્નોને શાન્ત કરનાર શ્રી ગણપતિ દેવનું ધ્યાન ધરવાથી મંગળ થાય છે.

मंगलं भगवान विष्णो मंगलं गरुड ध्वज ।
मंगलं पुंडरिकाक्षो मंगलायतनो हरिः ॥

હે સાક્ષાત વિષ્ણુ સ્વરૂપ વિશ્વેશ્વર ભગવાન ! આપનું સ્વરૂપ મંગલમય છે, હે ગરૂડ ધ્વજ ગોવિંદ આપનું સ્મરણ મંગલ મય છે, હે કમળ નયન કરૂણા સાગર કૃપાનાથ ? આપનું દર્શન મંગલ મય છે, હે સર્વાંતરયામિં શ્રી હરિ સર્વનું મંગલ કરો.

शुक्लां ब्रह्म विचार सार परमामाद्यां जगद्व्यापिनीम् ।
वीणा पुस्तक धारिणीमभयदां जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिक मालिकां विदधतीं पद्मासने संस्थिताम् ।
वंदे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

શુકલ પક્ષના ચંદ્રની માફક જેનું દિવ્ય તેજ સર્વત્ર પ્રસરી રહેલું છે. અખંડ બ્રહ્મ સ્વરૂપનોજ વિચાર કરવામાં જે નિમગ્ન રહે છે, જે આદ્ય શકિત મહામાયા વિશ્વમાં સર્વત્ર વ્યાપક છે, જેના કર કમળમાં વીણા અને પુસ્તક ધારણ કરેલાં છે, જે શરણે આવેલા જીવાત્માઓના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરી અજર અમર અભય પદને આપે છે, જેના હસ્તમાં સ્ફાટિકમણિની માલા શોભી રહેલી છે, અને જે પદ્માસન વાળીને નિરંતર સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ ધન પરમાત્માનુંજ ધ્યાન ધરે છે, એવી પરમ ઐશ્વર્યને આપનાર ભગવતી શ્રી સરસ્વતિ દેવીના ચરણ કમળમાં વંદન કરી પ્રાર્થના કરૂં છું કે હે દેવિ અમારા પર પ્રસન્ન થઇ નિર્મળ બુદ્ધિ આપો.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञान मुर्तिम् ।
द्वंद्वातीतं गगनशद्दशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षि भूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरु त्वां नमामि ॥

અખંડ બ્રહ્માનંદનો અનુભવ કરાવનાર, પરમ સુખને આપનાર કેવળ જ્ઞાનનીજ મુર્તિરૂપ, સુખ દુઃખાદિ દ્વંદ્વથી રહિત હોવાથી આકાશની માફક કેવળ અસંગ રહેનાર, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા તે તુંજ છે એવો ઉપદેશ આપી **तत्त्वमसि** મહાવાકય દ્વારા અખંડ બ્રહ્મનો લક્ષ કરાવનાર, એક. નિત્ય, વિમળ, અચળ સર્વની બુદ્ધિના સાક્ષિ સ્વરૂપ, ષટ ઉર્મિ અને દેહ ભાવથી રહિત, ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર કેવળ સ્વયંપ્રકાશમય સત ચિદ્ આનંદ સ્વરૂપ હે પરમ કૃપાળુ ! શ્રી સદ્ગુરૂ દેવ પરમાત્મા ! હું આપશ્રીના ચરણ **કમળમાં** અનન્ય ભકિત ભાવ પુર્વક નમસ્કાર કરૂં છું.

यंब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ।
वेंदैः सांग पद क्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुर गणा देवाय तस्मै नमः ॥

જે સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ ઘન પરમાત્માની બ્રહ્મા, ઇન્દ્ર, વરૂણ, રૂદ્ર, મરૂત ગણો દિવ્ય સ્તોત્ર વડે નિરંતર સ્તુતિ કરે છે, સામવેદનું અધ્યયન કરનારા ઋષિ, મુનિ, સંત મહાત્માઓ અંગ પદ ક્રમ અને ઉપનિષદોના મંત્રો દ્વારા જેનો મહિમા ગાય છે, મનનો લય કરી, વૃતિઓને સ્થિર કરી ધ્યાનમાં તલ્લીન થએલા યોગી પુરૂષો જે સ્વયં જ્યોતિ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા નિરંતર પ્રયત્ન કરે છે, સુર અને અસુર ગણો જેના અપાર મહિ-

માનો પાર પામી શકતા નથી એવા દેવાધિદેવ પરમાત્માનાં ચરણ કમળમાં હું સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું.

ॐ सहनाववतु सहनौ भुनक्तुसह वीर्यं करवा वहै ।
तेजस्विनावधीतमस्तुमाविद्विषावहै ॥ ॐ शान्तिः ३

હે ૐ કારેશ્વર ભગવાન ? ઉપનિષદ્ અને ગીતામાંથી બ્રહ્મ વિદ્યાનું સ્વરૂપ પ્રગટ કરીને અમારૂં પાલન કરો, તે બ્રહ્મ વિદ્યાનું ફળ પ્રગટ કરી અમારૂં પોષણ કરો, અમે બંન્ને સાથેજ રહી વિદ્યા સંબંધી સામર્થ્ય સિદ્ધ કરીએ, અમારા બંન્નેનું અધ્યયન તેજસ્વી થાઓ, તથા અમે બંન્ને પરસ્પર દ્વેષ કરીએ નહિ એવી અમારા હૃદયમાં પવિત્ર ભાવના જાગૃત કરો કે અમારો બંન્નેનો પરસ્પર પ્રેમ રહે ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

जपो जल्पः शिल्पं सकलमपि मुद्रा विरचना ।
गतिः प्रादक्षिण्य क्रमणमद् नान्या ह्रुति विधिः ॥
प्रणामः संवेशः सकल भिदआत्मार्पण विधौ ।
सपर्यापर्याय स्तव भवतु यन्मे विलसितम् ॥

હે સ્વયં પ્રકાશમય સચ્ચિદાનંદ ઘન પરમાત્મા ? હું જે વાતચિત કરૂંછું તે આપશ્રીના નામનો જપ થાય છે, હું જે સર્વ શિલ્પ રચના કરૂં છું તે આપની મુદ્રા ગણાય છે, હું જે ચાલવાની ક્રિયા કરૂં છું, તે આપની પ્રદક્ષિણા થાય છે, હું જે ભોજન કરૂં છું તે આપશ્રીને નૈવેધ ધરાવું છું, હું જ્યારે જમીન પર બેસવાની ક્રિયા કરૂં છું ત્યારે આપશ્રીને પ્રણામ કરૂં છું, હું જે કંઇ ચંદન વિલેપન કરૂં છું, તે આપશ્રીનું પૂજન કરૂં છું, એ પ્રમાણે હું જે જે ક્રિયા કરૂં છું તે સર્વ આપશ્રીનેજ સમર્પણ કરૂં છું.

दुर्लभं त्रयमेवैतद्देवानुग्रह हेतुकम् ।
मनुष्यत्वं मुतुक्षुत्वं महापुरुष संश्रयः ॥ श्रीमद् शंकराचार्य ॥

મનુષ્ય જન્મ, મોક્ષ પ્રાપ્ત કરવાની તિવ્ર ઇચ્છા, અને મહાપુરૂષનો આશ્રય એ ત્રણ દુર્લભ છે, જો પરમાત્માની પૂર્ણ કૃપા હોય તો જ જીવન્મુકત તત્વદર્શી સત્પુરૂષનો સમાગમ થાય.

किं तीर्थं हरिपाद पद्मभजनं किं रत्नमच्छामतिः ।
किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतांधकारोदयः ॥
किं मित्रं सततोपकार रसिकं तत्त्वावबोधः सरवे ।
कः शत्रुर्वद खेददान कुशलो दुर्वासना संचयः ॥

શ્રી હરિનાં ચરણ કમળનું સ્તવન તેજ તીર્થ છે, નિર્મળ બુદ્ધિ તેજ રત્ન છે. જે ગ્રંથનું શ્રવણ કરવાથી દ્વૈત રૂપ અંધકારનો નાશ થાય અર્થાત આત્મા પરમાત્માના અભેદ સ્વરૂપનો સ્વાનુભવ થાય તેજ સતશાસ્ત્ર છે. તત્વદર્શી સંત પુરૂષોએ આપેલો તત્વજ્ઞાનનો ઉપદેશ એજ નિત્ય ઉપકાર કરનાર પ્રેમી મિત્ર છે, અને દુઃખ દેવામાં કુશળ દુષ્ટ વાસનાનો સમુદાય તેજ શત્રુ છે.

धैर्यं यस्य पिता क्षमा च जननी शान्ति च्चिरं गेहिनी ।
सत्यं सुनुरयं दया च भगिनी भ्राता मनः संयम ॥
शय्या भूमितलं दिशोपि वसनं ज्ञानामृतं भोजनम् ॥
एते यस्य कुटुम्बिनो वद सरवे कस्मात् भयं योगिनम् ॥

હે સખે ! ધૈર્ય જેનો પિતા છે, ક્ષમા જેની માતા છે, શાન્તિ રૂપી જેની અખંડ સૌભાગ્યવંતી સ્ત્રી છે, સત્ય જેનો પુત્ર છે. દયા જેની ભગિની છે, મનનો સંયમ એજ જેનો ભ્રાતા છે, જે કેવળ ભૂમિ ઉપર શયન કરે છે, અને જે દિશાઓ રૂપી વસ્ત્રને ધારણ કરે છે, તેમજ નિરંતર જ્ઞાનરૂપી અમૃતનુંજ પાન કરે છે, એવા જેના કુટુંબીજનો હોય તે યોગી પુરૂષને ભય કયાંથી હોય ? અર્થાત ઉપર કહેલી સ્થિતિવાળા યોગીશ્વરોજ અજર અમર અભય પદને પ્રાપ્ત કરે છે. ॐ **तत्सत् ब्रह्मार्पण मस्तु.**

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा वशिष्यते ॥
ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

| | |
|---|---|
| મોક્ષદાયિની એકાદશી<br>**શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ**<br>શાહપુર--કુવાવાલીપોળ<br>**અમદાવાદ** | લિ૦<br>સંત ચરણરજ સેવક<br>**રામમોહનના**<br>સાષ્ટાંગ દંડવત પ્રણામ |

---

**हिमालय ऋषिकेश योगाश्रमके अधिष्ठाता योगीराज**
**स्वामिश्री हरवंशनाथजी महाराजका अभिप्राय**

॥ ॐ ॥

## श्रीयुत् स्वयंप्रकाश स्वरुप ब्रह्मनिष्ठ संत राजयोगी राममोहनराय तत्वदर्शी

संस्थापक

**श्री सच्चिदानंद सत्संग समाज**

**श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर—कुवावाली पोळ, अमदावाद.**

आपकी रची हुई श्री विश्वमोहन काव्यमाला और स्वरुपानंद लहरी पढ कर, मेरा चित्त अत्यंत प्रसन्न हुआ है. आपश्रीने अति परिश्रम लेकर योग और वेदान्तके सिद्धान्तोका अवलोकन करके, आध्यात्मिक तत्त्वज्ञानसे परिपुर्ण अनेक ग्रंथ बनाये है. आपके ग्रंथोको छपाकर समस्त भारतवर्षमें प्रचार करनेसें हजारो मनुष्यो योग और वेदान्तका तत्त्वज्ञान जानकर जीवन्मुक्तिका परमानंदको प्राप्त करे, यही मेरे अंतरकी शुभ भावना है. ॐ शान्तिः

| | |
|---|---|
| योगाश्रम<br>ऋषिकेश-हिमालय<br>जेष्ठ पूर्णिमा वि. स. १९९३ | **योगीराज स्वामिश्री हरवंश नाथजी** |

श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८ स्वामिश्री जयेन्द्रपुरीजी महाराज संस्थापित श्री काशी विश्वनाथ संस्कृत महा विद्यालयके अध्यापक व्याकरणाचार्य श्रीयुत् नर्मदाशंकर मणिशंकर शास्त्रीजीका अभिप्राय

ॐ तत्सत्

## श्रीयुत् सनातन धर्मप्रेमी ब्रह्मनिष्ठ संत राजयोगी राममोहनराय तत्वदर्शी

संस्थापक

## श्री सच्चिदानंद सत्संग समाज

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर कुवावाळी पोळ, अमदावाद

आपके रचे हूए सनातन धर्मके सिद्धांतोको मैने अवलोकन किया है, सो पढकर मेरा चित्त अत्यंत प्रसन्न हुआ है, परम कृपालु परमात्मा सदैव आपको दिर्घायु प्रदान करे,

आपने अत्यंत परिश्रम लेकर श्रीमद् आद्य जगद्गुरु श्री १००८ पूज्यपाद श्री शंकराचार्य स्वामिके केवल अद्वैत सिद्धांत अनुसार निम्न लिखित ग्रंथोकी आध्यात्मिक तत्वज्ञानसे भरपुर गुजराती भाषामें टीका लिखी है, सो अत्यंत प्रशंसनीय है.

१ श्री स्वयं प्रकाश गीता
२ श्री उपनिषद् तत्वदर्शन
३ श्री वेदान्त तत्वदर्शन
४ जीवन्मुक्तिका मार्ग
५ दिव्य द्रष्टि
६ आत्म साक्षात्कार
७ योग सिध्धि
८ स्वानुभव प्रकाश
९ विश्वमोहन काव्यमाला
१० स्वरुपानंद लहरी

उपरोक्त ग्रंथोके अंतर्गत चारो वेदोंका महावाक्यके सिद्धांतको ही प्रतिपादन किया है, विशेषतः श्रुति स्मृति उपनिषद्का आध्यात्मिक रहस्यको अवलोकन करके टीका बहुत अच्छी लिखी है, और वेदान्तप्रेमी मुमुक्षुओके लिये अत्यंत उपयोगी है, इस ग्रंथोको कोइ सनातन धर्मप्रेमी सज्जन छपाकर साधु, संत, महात्मा, और प्रभुके प्रेमीजनोंको विना मूल्य भेट देकर, सनातन धर्मका प्रचार करे, यही लेखककी शुभ भावना है.

गुर्जर भाषामें वेदान्त और उपनिषदोंका प्रचार करनेकी अत्यंत आवश्यकता है, इससे लेखकका परिश्रम सफल होगा, जनता तत्वज्ञानका अमूल्य लाभ लेकर, जीवनमुक्तिका परमानंदको प्राप्त करे, यही मेरे हृदयकी भावना है.

ॐ शान्तिः ! शान्ति : !! शान्ति : !!!

श्री संन्यास आश्रम,
एलीसब्रोज–अमदावाद
वि. सं. १९९३ मार्गशीर्ष
सुद १३ गुरुवार

शास्त्री नर्मदाशंकर मणिशंकर
व्याकरणाचार्य
अध्यापक–श्रीकाशी विश्वनाथ संस्कृत
महाविद्यालय

---

श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८ स्वामि श्री जयेन्द्रपुरीजी महाराज संस्थापित ॐ नमः शिवाय बेंक और विश्वनाथ मासिक पत्रका व्यवस्थापक ब्रह्मचारी चैतन्यानंदजी (धर्मदत्त शर्मा)का अभिप्राय

ॐ तत्सत्

## श्रीयुत् राजयोगी राममोहनराय तत्वदर्शी

संस्थापक

## श्री सच्चिदानंद सत्संग समाज

श्री स्वयंप्रकाश आश्रम, शाहपुर कुवावाळी पोळ–अमदावाद.

आपके रचे हुए निम्न लिखित ग्रंथोको मैंने और अन्य महात्माओने अवलोकन किया, वांच कर चित्त अत्यंत प्रसन्न हुआ. श्री विश्वनाथ सदैव आपको सद्बुध्धि प्रदान करे.

श्रीमद् आद्य जगद्गुरु श्री १००८ शंकराचार्य स्वामिके केवल अद्वैत सिद्धांतके अनुसार आपने श्री सनातन धर्मके सिद्धांतोको गुजराती टीका लिखी है सो अत्यंत प्रशंसनीय है.

| | | | |
|---|---|---|---|
| १ | श्री स्वयंप्रकाश गीता | १० | ब्रह्म ज्ञानावली स्तोत्र |
| २ | श्री उपनिषद् तत्वदर्शन | ११ | जीवन्मुक्त स्तोत्र |
| ३ | श्री गुरु गीता | १२ | दिव्य द्रष्टि |
| ४ | जीवन्मुक्तिका मार्ग | १३ | आत्म साक्षात्कार |
| ५ | आत्म चिंतन स्तोत्र | १४ | योगसिद्धि |
| ६ | प्रातः स्मरण स्तोत्र | १५ | स्वानुभव प्रकाश |
| ७ | आत्माष्टक स्तोत्र | १६ | विश्वमोहन काव्यमाला |
| ८ | सिद्धान्त बिंदु स्तोत्र | १७ | परमात्म ज्योति |
| ९ | विज्ञान नौका | १८ | स्वरूपानंद लहरी |

उपरोक्त ग्रंथोके अन्तर्गत चारों वेदके महावाक्योके सिद्धांतकोही प्रतिपादन किया है !

वेद वेदान्त श्रुति स्मृति उपनिषद का आध्यात्मिक रहस्य को अवलोकन करके टीकाये बहुत अच्छी लिखी है और मुमुक्षु वेदान्त प्रेमीयोंके लिये अत्यंत उपयोगी है.

श्री संन्यास आश्रम,<br>
एलीसब्रीज,<br>
अमदावाद<br>
वि.सं. १९९३ कार्तिक<br>
शुक्ल पक्ष ८ रविवार

ब्रह्मचारी चैतन्यानन्दजी (धर्मदत्त शर्मा)<br>
व्यवस्थापक—विश्वनाथ मासिक पत्र<br>
मेनेजर: ॐ नमः शिवाय बेंक,<br>
गोविन्द मठ, टेडीनीम, काशी.

<u>મહાત્માશ્રી શંકર મહારાજશ્રીએ આપેલો અભિપ્રાય</u>

ૐ

तत्सत्

# પરમ સ્નેહી વર્ય બ્રહ્મનિષ્ઠ સંત
# શ્રીયુત્ રાજયોગી રામમોહનરાય તત્વદર્શી

સંસ્થાપક

# શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજ

**શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ શાહપુર કુવાવાળી પોળ, અમદાવાદ.**

આપનું બનાવેલું **શ્રી વિશ્વમોહન કાવ્યમાળા** યાને **સ્વરૂપાનંદ લહરી** નામનું પુસ્તક મોકલ્યું, તે મને મલ્યું છે, આપનાં રચેલાં કાવ્યો વાંચવાથી તેમજ કાવ્યોની અંદર રહેલી સ્વરૂપાનંદની મસ્તીની લહરીઓ રૂપ ભાવો જોઇ ઘણોજ આનંદ થયો. ખરેખર ! આ પુસ્તક આત્મ કલ્યાણ ઇચ્છનારા ઉત્તમ પ્રકારના તત્વ જીજ્ઞાસુઓ માટે અતિ ઉપયોગી છે, વેદાન્તના અદ્વૈત તત્વજ્ઞાનનાં ગહન તત્વોનો સરળ રીતે બોધ આપનારૂં સંસારના ત્રિવિધ તાપથી તપી રહેલા આત્માઓના હૃદયમાં નવ ચેતન રેડનારૂં અને કેવળ સ્વાત્મ પ્રેરિત સ્ફુરેલા શુધ્ધ અંતઃકરણના ઉદ્‌ગારો રૂપ અલૌકિક અમૃત છે, આવાં ઉત્તમ પ્રકારનાં કાવ્યો રચી સ્વરૂપાનંદમાં મસ્ત રહેનાર સંત પુરૂષના ચરણાર્વિંદમાં અર્પણ કરી આપશ્રીએ આપની ફરજ બજાવી છે ઇતિ શિવમ્

ઉનાવા (મીરાંદાતાર) તા. ૯-૫-૧૯૩૬

લિ૦
**આપનો સદાનો આત્મબંધુ શંકરના**
સહવિનય જય પ્રભુ વંદન.

## શ્રી રામાનુજ સંપ્રદાયના આચાર્ય શ્રી ૧૦૮ શ્રી ભાગવતાચાર્યજીએ આપેલો અભિપ્રાય



શ્રીમતે રામાનુજાય નમઃ

# શ્રીયુત્ રાજયોગી રામમોહનરાય તત્વદર્શી

સંસ્થાપક

# શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજ

**શ્રી સ્વયં પ્રકાશ આશ્રમ, શાહપુર કુવાવાળી પોળ, અમદાવાદ.**

## સનાતન ધર્મ પ્રેમી સદ્‌ગૃહસ્થો

શ્રીયુત્ રાજયોગી રામમોહન તત્વદર્શીજીએ વેદાંત શ્રુતિ સ્મૃતિ તેમજ શ્રીમદ્ ભગવદ્ ગીતા અને ઉપનિષદો વિગેરે ધર્મશાસ્ત્રોનું અવલોકન કર્યા બાદ સંસ્કૃતમાં રચેલા સનાતન ધર્મના સિદ્ધાંતોની આધ્યાત્મિક તત્વજ્ઞાનથી ભરપુર સરળ ગુજરાતી ટીકા લખી તૈયાર કરી છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું રહસ્ય, ઉપનિષદ્ તત્વદર્શન, દિવ્ય દ્રષ્ટિ, આત્મ સાક્ષાત્કાર અને જીવનમુક્તિનો માર્ગ વિગેરે તત્વજ્ઞાનના ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણા મનુષ્યો સનાતન ધર્મના રહસ્યને સમજી તત્વજ્ઞાન દ્વારા જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરી શકે, માટે આ ગ્રંથો છપાવી પ્રભુના પ્રેમી જનોને ભેટ આપશો.

શ્રીબાલાજીનું મંદિર
ઢાળની પોળ
**અમદાવાદ.**
તા. ૮-૫-૩૬

લિ૦
**ભાગવતાચાર્યની સહી દા. પોતે**

## જ્યોતિષાચાર્ય જ્યોતિર્વિદ વિભૂષણ જ્યોતિષોપાધ્યાય, શ્રીયુત્ ગિરિજાશંકર હરિશંકર જોશીએ આપેલો અભિપ્રાય

ॐ तत्सत् परमात्मने नमः

શ્રીયુત્ રામમોહનરાય તત્વદર્શી કૃત ઉપનિષદ્ તત્વદર્શનની ટીકા તથા શ્રી વિશ્વમોહન કાવ્યમાળા યાને સ્વરૂપાનંદ લહરી નામનાં કાવ્યો મેં વાંચ્યા છે. અને તે વાંચવાથી ભાવિક જનોના હૃદયપર સારી અસર થાય. એવી મ્હારી ધારણા છે, આ ગ્રંથો મુમુક્ષુ સજ્જનોએ સંગ્રહ કરવા લાયક છે, તેમજ પ્રભુ પ્રેમીજનોને શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવા માટે ભેટ આપવા લાયક છે. ઉપર જણાણેલા ગ્રંથો ઉપરાંત વેદાન્ત તત્વ દર્શન, જીવન્મુકિતનો માર્ગ, દિવ્યદ્રષ્ટિ, આત્મ સાક્ષાત્કાર, યોગસિદ્ધિ, સ્વાનુભવ પ્રકાશ, પરમાત્મ જ્યોતિ, શ્રીમદ્ ભગવદ્ગીતાનું આધ્યાત્મિક રહસ્ય વિગેરે સનાતન ધર્મના મૂળ સિદ્ધાંતોની સરળ ગુજરાતી ભાષામાં ટીકા લખી તૈયાર કરી છે તે કોઇ ભાવિક સદ્ગૃહસ્થો છપાવી પ્રસિદ્ધ કરશે તો પ્રભુ કૃપાથી પ્રાપ્ત થએલાં દ્રવ્યનો સદુપયોગ થશે એવી મ્હારી ભલામણ છે.

તા. ૬–૯–૧૯૩૬<br>રાયપુર હજીરાની પોળ<br>**અમદાવાદ.**

**જોષી ગિરિજાશંકર હરિશંકર**<br>ની સહી દા. પોતે.

## શ્રીયુત્ નિજાનંદ શર્માએ આપેલો અભિપ્રાય

ॐ तत्सत्

## શ્રીયુત્ રાજયોગી રામમોહનરાય તત્વદર્શી

સંસ્થાપક

## શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજ

**શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ--શાહપુર કુવાવાલી પોળ, અમદાવાદ.**

આપશ્રીના ઇશ્વરી ભાવનાથી ભરપુર શુધ્ધ અંતઃકરણની પ્રેરણાથી લખાયેલાં અને સ્વાનુભવના ઉદ્‌ગાર સ્વરૂપે યોજાએલાં શ્રી **વિશ્વમોહન કાવ્યમાલા** યાને **સ્વરૂપાનંદ લહરીનાં** એકે એક કાવ્યો પદો તેમજ **તત્વજ્ઞાનથી** ભરપુર ગઝલોનું અવલોકન કરતાં, મ્હારા અંતરાત્માને અપરિમીત આનંદ થયો છે. આપશ્રીના કાવ્યોમાં ઉચ્ચ ભુમિકાનો અલૌકિક આનંદ છે, આત્મારામનો અનુભવ છે, સંસારના ત્રિવિધ તાપથી તપ્ત થયેલા મનુષ્યોને પરમ શાંતિરૂપ રસામૃતનું પાન કરાવનાર **દિવ્ય અમૃત છે, આ ઇશ્વરી જ્ઞાનના પ્રચારમાંજ ભારત વર્ષનો સાચો અભ્યુદય છે,** આ ઉત્તમોત્તમ **ઈશ્વરી આનંદ આપનાર કાવ્યોનું** જે અધિકારી જનો કીર્તન મનન અને નિદિધ્યાસન કરશે, તેમજ ચારિત્રમાં મુકવા પ્રયત્ન કરશે તો **સ્વરૂપાનંદનો** અનુભવ થશે, એટલુંજ નહિ પરંતુ આવા **આધ્યાત્મિક તત્વજ્ઞાનથી ભરપુર કાવ્યોનો જન સમાજમાં બહોળો પ્રચાર થાય** એવી મ્હારા અંતરની શુભ ભાવના પુર્વક અત્રેજ વિરમું છું. ॐ શાન્તિઃ

નિવાસસ્થાન
**મોરબી**
વૈશાખ સુદી ૭
વિ. સં. ૧૯૯૩

લી. નિજાનંદ શર્મા
**શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક**
ના જય સચ્ચિદાનંદ
પ્રભુવંદન



# રાજયોગી રામમોહનરાય તત્વદર્શીના વચનામૃતો

## દિવ્ય દ્રષ્ટિ અને આત્મ સાક્ષાત્કાર

૧ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે સત્સંગ એજ સર્વથી શ્રેષ્ઠ સાધન છે.

૨ નિરંતર જીવન્મુક્ત તત્વદર્શી સત્પુરૂષોનો સમાગમ કરવાથી તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

૩ મનોવૃતિનો સંયમ એજ સર્વથી શ્રેષ્ઠ તપ છે.

૪ તપશ્ચર્યા કરવાથી અતઃકરણ શુદ્ધ થાય છે.

૫ જ્યારે અંતઃકરણ સ્ફટિકમણિ જેવું નિર્મળ થાય છે, ત્યારેજ દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે.

૬ દિવ્ય દ્રષ્ટિ દ્વારાજ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

૭ પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી જીવન્મુકિતનો પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

૮ પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો હોય તો દેહાધ્યાસને દુર કરી સત્પુરૂષોનો સમાગમ કરો.

૯ આ દેહ તે હું નહિ પરંતુ હું સચ્ચિદાનંદ ધન કેવળ સ્વયં પ્રકાશ સ્વરૂપ આત્માજ છું.

૧૦ અહં મમત્વ ભાવનો ત્યાગ કરી અંતરાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એજ આ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે.

૧૧ અખંડ આત્મ સ્વરૂપનોજ લક્ષ રાખો.

૧૨ અહોનિશ પરમાત્મસ્વરૂપનુંજ ચિંતન કરવું.

૧૩ સમસ્ત બ્રહ્માંડોનું અધિષ્ઠાન સચ્ચિદાનંદ ઘન શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સ્વયં પ્રકાશ પરમાત્મા છે.

૧૪ દેહ દ્રષ્ટિનો ત્યાગ કરી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરો.

૧૫ વિનયવડેજ વિદ્યાની પ્રાપ્તિ થાય છે.

૧૬ સંતોષ ધારણ કરવામાંજ પરમ સુખ છે.

૧૭ પ્રભુનો વાસ પવિત્ર હૃદય કમળમાંજ હોય છે.

૧૮ અનંત જ્ઞાનનો ભંડાર તમારા આત્મામાંજ છે.

૧૯ નિરંતર તત્વજ્ઞાનનો જ અભ્યાસ કરો.

૨૦ સત્પુરૂષનો સમાગમ કરી **રાજર્ષિ જનક વિદેહીની માફક** જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરો.

## પ્રભુના પ્રેમીભક્તોને ભેટ આપવા લાયક તત્વજ્ઞાનના ગ્રંથો

**શ્રી વિશ્વમોહન કાવ્યમાળા અને સ્વરૂપાનંદ લહરીના લેખક બ્રહ્મનિષ્ઠ સંત રાજયોગી રામમોહનરાય તત્વદર્શીએ** ઉપર લખેલાં વચનામૃતોના જેવાંજ સાતસો વચનામૃત, ત્રણસો પ્રશ્નોત્તર, બસોને એકાવન સાખી તથા પાંચસોને પંચાવન ભજનામૃત, તેમજ વેદાન્ત સ્તોત્ર ઉપનિષદ્ અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના એક હજાર સંસ્કૃત શ્લોકોની તત્વજ્ઞાનથી ભરપુર ગુજરાતી ભાષામાં ટીકા લખી તૈયાર કરી છે, તે છપાવી પ્રભુના પ્રેમી ભક્તોને ભેટ આપી તત્વજ્ઞાનનો પ્રચાર કરો.

**૧૯૯૧ વૈશાખ વદી ૧૩ ગુરૂવાર પ્રાત: સમય બ્રહ્મ મુહૂર્તમાં પ્રભુ પ્રેરણાથી લખાએલાં વચનામૃતો**

છપાવી પ્રસિદ્ધ કરનાર
**શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજ**
સ્વયં પ્રકાશ તત્વજ્ઞાન મંદિર
ચૈતન્ય પ્રકાશ રામમોહન તત્વદર્શી
શ્રી સ્વયં પ્રકાશ આશ્રમ
શાહપુર કુવાવાળી પોળ,
અમદાવાદ.

ॐ श्री जय हंस निर्वाण





तत्सत् परमात्मने नमः



# લેખકના બે બોલ

પ્રિય પાઠક !

યથાશકિત ઘડી બે ઘડી પરમાત્માનું સ્મરણ કરવાથી મ્હારા હૃદયમાં જે જે સ્ફુરણો થયા તેના સંગ્રહ રૂપ આ **વિશ્વમોહન કાવ્યમાળા** અર્થાત **સ્વરૂપાનંદ લહરી** આપના કર કમળમાં મુકતા મને પરમ આનંદ થાય છે. આ ગ્રંથનું શ્રદ્ધા પુર્વક એકાગ્ર ચિત્તે શ્રવણ મનન અને નિદિધ્યાસન કરશો તો પ્રભુ કૃપાથી પરમાનંદની પ્રાપ્તિ થશે.

સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે આ ગ્રંથમાં તાલ સુર કે માત્રાનો મેળ નથી, તેમજ પિંગલ શાસ્ત્રની પદ્ધતિ નથી; પરંતુ પ્રભુ કૃપાથી લેખકના અંતઃકરણમાં સ્ફુરતાં કુદરતી સ્ફુરણો છે. સ્વરૂપાનંદમાં મસ્ત રહેનાર પ્રભુના પ્રેમી ભકતોના હૃદયમાંથી સતત વહન કરતો પ્રેમ પ્રવાહ છે ન્હાના બાળકના કાલા ઘેલા શબ્દો પણ માતપિતાને મીઠા અને મધુરા લાગે છે, તેવીજ રીતે પ્રેમી ભકતોના હૃદયમાંથી પ્રગટ થતા ઉદ્ગારો શ્રવણ કરી પ્રભુ પ્રસન્ન થાય છે. સ્વયં વિષ્ણુ ભગવાન નારદ પ્રત્યે કહે છે કે-

नाहं वसामि वैकुंठे योगीनां हृदये न च।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद॥ श्रीमद् भागवत्॥

વ્હાલા વાંચક ? મ્હારો બાલ ચેષ્ટાવત્ આ ગ્રંથની અંદર કોઈપણ પ્રકારનો દોષ દ્દષ્ટિ ગોચર થાય તો સેવકને લખી જણાવવા કૃપા કરશો.

જન સમાજની અંદર ભકિત જ્ઞાન સત્ય ધર્મ અને નીતિનો વિશેષ પ્રચાર થાય એવા શુભ હેતુથી જે જે સંત મહાત્માઓની કૃપા પ્રસાદિ રૂપ ભજન કીર્તનનો આ ગ્રંથમાં સંગ્રહ કર્યો છે તે તે સંત મહાત્માઓનાં નામ ગ્રંથની અંદર દર્શાવેલાં છે, તેમ છતાં કોઇ સંતનું નામ ભૂલથી રહી ગયું હોય તો **क्षमा विरस्य भूषणम्** એમ સમજી સેવકનો અપરાધ ક્ષમા કરશો.

આ કાવ્યોની અંદર મોહન, રામ મોહન, વિશ્વ મોહન, તત્વદર્શી સ્વયંપ્રકાશ ઈત્યાદિ ભિન્ન ભિન્ન નામો દર્શાવેલાં હોવા છતાં તે બધાં કાવ્યો એકજ વ્યકિતએ રચેલાં છે, લેખકના હ્રદયમાં જે સમયે જેવી ભાવના સ્ફુરી તે સમયે ભકત અને ભગવાનના અભેદ સ્વરૂપનો અનુભવ પ્રગટ કર્યો છે, તેમાં લેશ માત્ર પણ અહં ભાવ નથી. અંતર્યામિ પ્રભુ ભક્તના હ્રદયમાં જેવી પ્રેરણા કરે તેવાજ ઉદ્દગારો પ્રભુના પ્રેમી ભકતોના મુખમાંથી પ્રગટ થાય છે, પવિત્ર હ્રદયની ભાવનાથીજ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ૐ **तत्सत्.**

આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરવામાં મદદ કરનાર **પરમપુજ્ય બ્રહ્મનિષ્ઠ સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજ શ્રીયુત્ નિજાનંદ શર્મા, શ્રીમાન શેઠશ્રી ઉત્તમભાઈ ભુધરભાઈ તથા શ્રીમાન શેઠશ્રી ભૂલાભાઇ હીરાચંદ તથા શ્રીમાન શેઠશ્રી મંગળદાસ જેઠાભાઈ તથા શ્રીમાન શેઠશ્રી લલ્લુભાઇ દ્વારિકાદાસ તથા ભાઇશ્રી ગોરધનદાસ સોમચંદ** વિગેરે સદ્દગૃહસ્થોનો હું અંતઃ

કરણપુર્વક અત્યંત આભાર માનું છું પરમ કૃપાળુ પરમાત્મા સર્વને સુખ શાન્તિ આપો.

સમૃદ્ધિ ચૌદ ભુવનતણી, મળવી અતિશય સહેલ છે,
સદ્ભાગ્ય વિણ સત્સંગની, પ્રાપ્તિ થવી મુશ્કેલ છે,

પરમપદની પ્રાપ્તિ માટે સત્પુરૂષનો સત્સંગ એજ સર્વથી શ્રેષ્ઠ સાધન છે. એક ક્ષણ માત્ર સત્પુરૂષનો સત્સંગ થયો હોય તો તે ભવસાગર તરવાને માટે નૌકા સમાન થાય છે. શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય સ્વામિ લખે છે કે:—

क्षणमपि सज्जन संगतिरेका भवति भवार्णव तरणे नौका

વિશ્વામિત્ર ઋષિની સાઠ હજાર વર્ષની તપશ્ચર્યા કરતાં વસિષ્ઠ નો લવ સત્સંગ શ્રેષ્ઠ છે, કારણ કે વિશ્વામિત્રની તપશ્ચર્યાના પુન્યથી પૃથ્વી અધ્ધર ન રહી; પરંતુ વસિષ્ઠ મહાત્માના લવ સત્સંગના પ્રભાવથી પૃથ્વી અદ્ધર અંતરિક્ષમાં સ્થિર રહી, એજ સત્સંગનો દિવ્ય પ્રભાવ ? ભક્ત મહાત્મા તુલસીદાસજી કહે છે કે:—

सात स्वर्ग अपवर्ग सुख, धरीय तुला इक अंग ।
तुले न ताही सकल मिली, जो सुख लव सत्संग ॥

નિષ્કામ કર્મયોગ, ભકિતયોગ, હઠયોગ, મંત્રયોગ, લય ચિંતન યોગ, જ્ઞાનયોગ, રાજયોગ, અને પૂર્ણયોગ, ઇત્યાદિ કોઇપણ સાધન દ્વારા આત્મ સ્વરૂપનોજ સાક્ષાત્કાર કરવો એજ તત્વદર્શી સંત મહાત્મા પુરૂષોનો મુખ્ય ઉદ્દેશ હોય છે. શ્રી સદ્ગુરૂ દેવની કૃપાદ્વારા પ્રાપ્ત થએલા દિવ્ય અમૃતનું પાન કરી સ્વરૂપાનંદમાં મસ્ત રહેવું એજ પ્રભુના પ્રેમી જનોનું કર્તવ્ય છે, શ્રુતિ ભગવતિ કહે છે કે—

ब्रह्मविद् ब्रह्मैव भवति ॥

સર્વત્ર બ્રહ્મનોજ સાક્ષાત્કાર કરનાર બ્રહ્મનિષ્ઠ સંત મહાત્માઓ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપનેજ પામે છે.

अचलोऽयं सनातनः ।

આ અંતર્યામિ આત્માજ અચલ છે સનાતન છે.

तत्र को मोह कः शोकः एकत्व मनु पश्यतः ।

સર્વત્ર એકજ સ્વયં પ્રકાશમય પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરનાર તત્વદર્શી સંત મહાત્મા પુરૂષોને મોહ કયાંથી હોય? શોક કયાંથી હોય? અર્થાત ન જ હોય, કારણ કે બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ નિરંતર સ્વરૂપાનંદમાંજ નિમગ્ન રહી અમર પદને પ્રાપ્ત કરે છે. શ્રુતિ ભગવતી કહે છે કે–

उत्तिष्ठत् जाग्रत प्राप्यः वरान्नि बोधत् ।

ઉઠો? જાગૃત થાઓ? ઇષ્ટનો સાક્ષાત્કાર કરવા તત્પર થાઓ, બ્રહ્મનિષ્ઠ સંત મહાત્મા પુરૂષોનો સત્સંગ કરો, તત્વદર્શી સત્પુરૂષો પાસેથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી કેવળ સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ ઘન પરમાત્માનો સાક્ષાત્કાર કરો, શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે–

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।

उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ અ૦ ૪ શ્લોક ૩૪

તત્વજ્ઞાની સત્પુરૂષના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સેવા ભકિત વડે પ્રસન્ન કર્યા બાદ વિનયપુર્વક પ્રશ્ન કરવો કે હે ભગવન્? શું કરવાથી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય! તે આપ કૃપા કરીને કહો. એ પ્રમાણે વિનય પુર્વક પ્રશ્ન કરવાથી પ્રસન્ન થએલા તત્વદર્શી સત્પુરૂષો તમારા અધિકાર પ્રમાણે તત્વજ્ઞાનનો ઉપદેશ કરશે.

| वेद | तत्वज्ञाननो उपदेश | उपनिषद् |
|---|---|---|
| ऋग्वेद | प्रज्ञानं ब्रह्म | एतरेय उपनिषद् |

ઋગ્વેદમાં લખે છે કે–પ્રજ્ઞાનમય બ્રહ્મ જ છે.

| यजुर्वेद | अहं ब्रह्मास्मि | बृहदारण्य उपनिषद् |
|---|---|---|

યજુર્વેદમાં લખે છે કે-હું પૂર્ણ બ્રહ્મ સ્વરૂપજ છું.

| सामवेद | तत्त्वमसि | छांदोग्यउपनिषद् |
|---|---|---|

સામવેદમાં લખે છે કે-તે તુંજ છે

| अथर्ववेद | अयमात्मा ब्रह्म | माण्डुक्य उपनिषद् |
|---|---|---|

અથર્વવેદમાં લખે છે કે-આ આત્મા બ્રહ્મ રૂપજ છે.

सर्वं खल्विदं ब्रह्म.

આ સર્વ બ્રહ્માંડોમાં વ્યાપક બ્રહ્મજ છે.

एकमेवाद्वितीयं ब्रह्म.

કેવળ શુદ્ધ ચૈતન્યમય સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદઘન પરમાત્મા એકજ છે, અદ્વિતીય છે.

सत्यंज्ञानमनंतं ब्रह्म.

આ બ્રહ્મ સત્ય છે જ્ઞાનમય છે અને અનંત છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે-

ॐ इति एकाक्षरं ब्रह्म. ॥

ૐ એ એક અક્ષર વાચક પરમાત્માના પવિત્ર નામનું પ્રત્યેક શ્વાસો શ્વાસે સ્મરણ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, તત્ત્વજ્ઞાનનો પ્રકાશ થાય છે, દિવ્ય દષ્ટિ પ્રાપ્ત થાય છે, સર્વત્ર પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ઉપનિષદમાં કહે છે કે-

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।

यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥

જે મનુષ્યનું દેહાભિમાન નાશ પામે છે તેજ મનુષ્યના હૃદયમાં ઈશ્વર સંબંધી તત્ત્વજ્ઞાનનો પ્રકાશ થાય છે, એવા તત્ત્વદર્શી સત્પુરૂષોનું મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સ્વયંપ્રકાશ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી સહજ સમાધિની પ્રાપ્તિ થાય છે,

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં લખે છે કે—

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधि गच्छति॥ अ. ४. श्लोक ३९

મન અને ઇન્દ્રિયોનો સંયમ કરનાર અને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ દેવના વચનમાં અચલ શ્રદ્ધા રાખનાર જીજ્ઞાસુના હૃદયમાંજ તત્ત્વ-જ્ઞાનનો પ્રકાશ થાવ છે, તે તત્ત્વજ્ઞાનદ્વારા પરમ શાંન્તિ પ્રાપ્ત થાય છે. તેજ મૂમૂક્ષુ નિશ્ચય પરમ પદને પ્રાપ્ત કરે છે,

मूकं करोति वाचालं पंगु लंघयते गिरिम्।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम्॥

હે કૃપા સાગર! ભકત વત્સલ ભગવાન? કેવળ આપની કૃપાથીજ મુંગો મનુષ્ય પણ સમર્થ વકતા થાય છે. અને પાંગળો મનુષ્ય પર્વતનું ઉલંધન કરવા સમર્થ થાય છે, હે પરમ આનંદ મય માધવ? હું અનન્ય ભકિત ભાવથી આપના ચરણ કમળમાં વંદન કરૂં છું.

પ્રભુની દિવ્ય કૃપા પાત્ર મુર્તિઓ?

આત્મ શ્રદ્ધા એ એવી અલૌકિક વસ્તુ છે કે જેના બળથી ઇશ્વિર નંદન વનમાં કે સ્વર્ગમાં હોય ત્યાંથી પણ તે પ્રભુને ખેંચી લાવી આપણા હૃદય કમળમાં પધરાવી શકાય છે. અરે એ દિવ્ય શકિતના બળાથી સર્વત્ર પૂર્ણ બ્રહ્મનોજ સાક્ષાત્કાર થાય છે શ્રુતિ ભગવતી કહે છે કે—

द्रष्टि ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममयं जगत्॥

કેવળ જ્ઞાનમય દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરીને શુદ્ધ ચૈતન્ય મય સ્વયં પ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદઘન પરમાત્માનો સાક્ષાત્કાર કરો. એક હિંદી કવિ કહે છે કે

शेष महेश गनेश दिनेश सुरेष हूँ जाहि निरंतर गावैं।
जाहि अनादि अनंत अखंड अछेद अभेद सुवेद बतावैं॥
नारद शारद व्यास रटै पचिहारे तऊ पुनि पार न पावैं।
ताहि अहिरकी छोहरियां छछोयाँ भर छाछपै नाच नचावैं॥

શેષ મહેશ ગણેશ સૂર્ય અને ઇન્દ્રાદિ દેવો જે સ્વયં પ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ ઘન પરમાત્માનો મહિમા નિરંતર ગાય છે. વેદ અને ઉપનિષદ્‌ની અંદર અનાદિ અનંત અખંડ અછેદ અભેદ સ્વરૂપે જે પરમાત્મ તત્વનું વર્ણન કરેલું છે. દેવર્ષિ નારદ તેમજ સાક્ષાત સરસ્વતિ દેવિ અને મહર્ષિ વ્યાસ જેનું અહોનિશ સ્મરણ કરે છે. એ પ્રમાણે અત્યંત પરિશ્રમ કરવા છતાં પણ જે પરમાત્માના સ્વરૂપનો પાર પામી શકાય તેમ નથી એવા અનંત બ્રહ્માંડના નાથ કેવળ સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદઘન વિશ્વમોહન ભગવાનને વ્રજની ગોપીઓ છાશ પાય છે અને નાચ નચાવે છે ખરેખર ! પ્રભુને વિશુદ્ધ પ્રેમથીજ વશ કરી શકાય છે સ્વામિ રામતીર્થજી કહે છે કે—

કાવ્ય

ૐ.........પ્રેમ.........પ્રેમ.........પરબ્રહ્મ
જય......જય......પ્રેમ......પ્રેમ...પરબ્રહ્મ
ૐ.........પ્રેમ.........પ્રેમ.........પરબ્રહ્મ

પ્રિય આત્મ બંધુઓ ? પ્રભુ પ્રત્યે પૂર્ણ પ્રેમ અને અનન્ય ભક્તિ ભાવ હોયતોજ પૂર્ણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

આપ આંતર દષ્ટિ કરીને જુઓ તો આપના હૃદય કમળમાં પરમાત્માનો સાક્ષાત્કાર થશે. અરે ! પ્રભુની દિવ્ય જ્યોતિ આપના અંતરમાં પ્રકાશી રહેલી છે, એ સ્વયંજ્યોતિ સ્વરૂપનો સાક્ષાત્કાર કરો.

જે શુદ્ધ ચૈતન્યમય સચ્ચિદાનંદઘન સ્વયંપ્રકાશ સ્વરૂપ પરમાત્મા સર્વાંતરયામિ છે, તેજ તમારા શરીરની અંદર પ્રત્યેક રોમ રોમમાં રમી રહેલા અંતર્યામિ પ્રભુના સાક્ષાત્કાર કરી જીવન્મુકિતનો પરમાનંદ પ્રાપ્ત કરો. **हरिः ॐ तत्सत्.**

ॐ पूर्णमदः पूर्ण मिदं पूर्णात्पूर्ण मुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा वशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

**વિક્રમ સંવત ૧૯૯૩**
મોક્ષ દાયિની એકાદશી
શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ
શાહપુર—કુવાવાલી પોળ
**અમદાવાદ.**

લેખક
**સંત ચરણ રજ સેવક**
**રામ મોહનના**
જયશ્રી સચ્ચિદાનંદ પ્રભુવંદન



॥ ॐ ॥

तत्सत् परमात्मने नमः



# પ્રસ્તાવના.

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

**गीता अ. ४ श्लोक ३८.**

આધુનિક સમયમાં આપણા ભારત વર્ષમાં સાહિત્યની દિન-પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. અનેક પુસ્તકો અને માસિકો પ્રગટ થતાં જોવામાં આવે છે. સૂફીવાદને નામે શૃંગારના રાસના અને કુદરતી સૌંદર્યને પ્રબોધતાં કાવ્યના અનેક પુસ્તકો બહાર પડી ચુકયાં છે. અને એજ પ્રવાહ અદ્યાપિ ચાલુ છે, પરંતુ જન સમાજનું જીવન સુખરૂપ અને શાન્તિમય કરવામાં એમનો સંસાર સ્વર્ગીય બનાવવામાં જીજ્ઞાસુ જનોને સ્વાત્મ કલ્યાણનો દિવ્ય સંદેશ આપવામાં અને પ્રભુના પ્રેમી ભકતોને ભકિત, જ્ઞાન, અને વૈરાગ્યની અપૂર્વ રસવતી ગંગામાં સ્નાન કરાવી એમનાં જીવન પ્રભુમય બનાવવામાં ઉપકારક થાય એજ સાચું સાહિત્ય છે, જે કવિનું ચારિત્ર અણી શુદ્ધ નિર્મળ હોય. જે કવિનું હૃદય તત્ત્વજ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં વિહાર કરી રહ્યું હોય, એજ કવિના જન્મને અને જીવનને ધન્ય છે, એવું આપણા શ્રેષ્ઠ પુરૂષોનું કથન સર્વાંશે સત્ય છે. ભૂલેલાને ભાન આપવામાં અને એમને સ્વરૂપાનંદમાં મસ્ત બનાવી. આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર ભકત કવિઓ ખરેખર દીવા દાંડી સ્વરૂપ છે, એમાં જરા પણ અતિશયોકિત નથી.

શ્રીયુત્ રાજયોગી રામમોહનરાય તત્વદર્શી કે જેઓ મારા પરિચયમાં આવેલા છે, તેઓશ્રીએ પોતાના અનુભવના ઉદ્દગાર સ્વરૂપે રચેલો આ "**શ્રી વિશ્વમોહન કાવ્યમાલા** અર્થાત **સ્વરૂપાનંદ લહરી** નામનો અદ્દભુત ગ્રંથ તત્વજ્ઞાનની ત્રિવેણી ગંગામાં સ્નાન કરવાની અભિલાષા અહોનિશ સેવનાર, અધિકારી જીજ્ઞાસુ અને અભેદ માર્ગના પ્રવાસી મુમૂક્ષુજનોને પરમધામની પ્રાપ્તિ કરાવવામાં એક મહાનુભાવ સદ્દગુરૂસ્વરૂપ ભોમીયાની ગરજ સારશે, પરમ સહાયક અને ઉપકારક નિવડશે, એવો આ ગ્રંથની અંદર આવેલાં એકે એક કાવ્યોનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરતાં આપને અવશ્ય અનુભવ થશે, એમાં અલ્પ પણ અંદેશો નથી. આ વિશ્વમોહન કાવ્યમાલા અને સ્વરૂપાનંદ લહરીમાંથી ચુંટી કાઢેલી કેટલીક કાવ્યરૂપ પુષ્પની કળીઓની સૌગંધ કેટલી અપૂર્વ છે તેનું આપણે અવલોકન કરીએ.

આ ગ્રંથના આરંભમાં પ્રથમપદની અંદર ૐકારનું રહસ્ય છે, તેમાં ૐકારનો નિરંતર જપ કરવાથી લેખકને થએલો અનુભવ પ્રગટ કરતાં કહે છે કે—

ૐકાર મય આ પિંડ છે, બ્રહ્માંડ છે ૐકારમાં;
ૐકારમાં સૌ દેવ છે, શશિ સૂર્ય છે ૐકારમાં.... ૧
ૐકારમાંહી વેદ છે, વેદાંત છે ૐ કારમાં;
ૐકારમાં ઉપનિષદ્ શ્રુતિ, સૌ શાસ્ત્ર છે ૐકારમાં.... ૨

બીજા પદની અંદર ૐકારનો મહિમા દર્શાવેલો છે, એ પદનું શ્રવણ કરતાંજ આપણને સ્વરૂપાનંદની મસ્તીમાં તન્મય બનાવી દે છે.

જય સ્વયંજ્યોતિ સર્વેશ્વર ૐ, જય પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર ૐ;
જય અમર મંત્ર એકાક્ષર ૐ, જય પરિપૂર્ણ પરાત્પર ૐ.
જય સત્ ચિદ્ આનંદ સ્વામિ ૐ, જય સબ ઘટ અંતર્યામિ ૐ;
રામ મોહન નિત્ય નમામિ ૐ, જય અખંડ એક અનામિ ૐ.

ચરાચર વિશ્વ અને ચૌદ બ્રહ્માંડમાં અણું અને પરમાણુમાં ૐકારમય સ્વયંપ્રકાશ સ્વરૂપ પરમાત્માની અપૂર્વ જ્યોતિ વિલસી રહી છે એવો અનુભવ થતાં પદ નંબર ૭માં લખે છે કે—

અલૌકિક છે સ્વયંજ્યોતિ, અનુપમ છે સ્વયંજ્યોતિ;
સનાતન સત્ય છે જ્યોતિ, સ્વયં જ્યોતિને જાણીલે.
અહો ? એ દિવ્ય જ્યોતિથી. હૃદયનો તાર સાંધી લે;
ગુરૂ ગમ જ્ઞાનથી પ્યારા, સ્વયં જ્યોતિને જાણીલે.

સ્વરૂપાનંદની પ્રાપ્તિ માટે બ્રહ્મનિષ્ઠ સંત મહાત્માનો સમાગમ પરમ કલ્યાણકારી છે, એ ભાવનાને જીજ્ઞાસુના હૃદયમાં જાગૃત કરવા માટે પદ નંબર ૯ ની અંદર જણાવે છે કે—

અચલ શ્રદ્ધા અચલ ભક્તિ, અચલ વિશ્વાસ રાખીને;
અલૌકિક જ્ઞાન મેળવવા, સમાગમ સંતનો કરજે,
જીવન્મુક્તિ પદ મેળવવા, ગયા શુક જનકની પાસે;
અખંડ એ લક્ષ રાખીને' સમાગમ સંતનો કરજે,

દિવ્ય દૃષ્ટિ દ્વારાજ આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે એ ભાવનાને જીજ્ઞાસુના હૃદયમાં જાગૃત કરવા પદ નંબર ૧૧ ની અંદર કહે છે કે-

ભૂલી જા મ્હારૂં ને ત્હારૂં, મમત્વ ભાવ મુકી દે;
પ્રભુને ભેટવા માટે, કરી લે દિવ્ય દૃષ્ટિ તું.
દિસે છે દિવ્ય દ્રષ્ટિથી, પ્રગટ પ્રભુની સ્વયં જ્યોતિ;
વિશ્વ મોહન મળે મુક્તિ, કરી લે દિવ્ય દ્રષ્ટિ તું,

પવિત્ર હૃદયમાંજ પ્રભુનો નિવાસ છે. એ અનુભવ પ્રાપ્ત કરવા પદ નંબર ૧૫માં પ્રભુના ધ્યાનનો ક્રમ કહે છે કે-

કરી એકાગ્ર ચિત્તવૃતિ, શરીરનું ભાન ભૂલીજા;
હૃદયમાં થાય છે સ્ફુરણ, પ્રભુ પ્રગટ હૃદયમાં છે.
પ્રભુ છે પિંડમાં ત્હારા, ધરીને ધ્યાન જો પ્યારા;
વિચારીને જુઓ વ્હાલા, પ્રભુ પ્રગટ હૃદયમાં છે.

સ્વરૂપાનંદની અલૌકિક મસ્તિમાં મસ્ત બનેલો ભક્ત ભગવાનનો સાક્ષાત્કાર થતાં પદ નંબર ૩૧ માં લખે છે કે-

અલૌકિક દિવ્યતા ભાસે. પ્રભુમય દિવ્ય દ્રષ્ટિમાં;
નિહાળું ત્યાં બધે ભાળું, પ્રભુનું નૂર સૃષ્ટિમાં,
ચઢી છે બ્રહ્મ ખુમારી, પ્રભુની દિવ્ય શક્તિની;
સ્વરુપાનંદની લહરી, અખંડ એ જ્ઞાન મસ્તિની.

મહાત્માશ્રી સુંદરદાસે સત્યજ કહ્યું છે કે-

**सुंदर और मिले सबही संत समागम दुर्लभ भाइ.**

સ્વરુપાનંદમાં મસ્ત બનાવી સચ્ચિદાનંદઘન સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર એવાં અનેક ભજન, કીર્તન, ગરબી, સાખી, ગઝલ, કવાલી. પ્રભાત, સોરઠા, ધનાશ્રી, વિગેરે સર્વોત્તમ કાવ્યોનો સંગ્રહ આ ગ્રંથમાં કરેલો છે. તેનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવાથી ખરેખર જીવન્મુક્તિનો પરમ આનંદ પ્રાપ્ત થાય છે,

શ્રી સદ્‌ગુરુ દેવના કૃપા પ્રસાદથીજ સ્વલ્પ સમયમાં પરમતત્વ-નો સાક્ષાત્કાર થાય છે, અભેદ માર્ગના પ્રવાસી પ્રભુના કૃપા પાત્ર ભાઇશ્રી રામમોહનરાયને શ્રી સદ્‌ગુરૂ દેવની કૃપાથી જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત થયો તે સમયે રચેલી સ્વરુપાનંદ લહરીમાં ભક્તિ, જ્ઞાન, ધ્યાન, ગુરૂ કૃપા, દિવ્ય દ્રષ્ટિ, અને આત્મ સાક્ષાત્કાર સંબંધી પોતાનો સ્વાનુભવ પ્રગટ કર્યો છે તેમાં લખે છે કે-

દિવ્ય દ્રષ્ટિ પ્રગટ ભયી, સદ્‌ગુરૂ કે પ્રતાપ;
મોહન સ્વયં પ્રકાશ હૈ, માપ રહિત અમાપ. ૧૪૭

અનંત કોટી ભાણ સમ, ઝળહળ જ્યોતિ રુપ;
મોહન પરમાનંદ મય, સ્વયં પ્રકાશ સ્વરુપ. ૧૪૮

પ્રકાશ પિંડ બ્રહ્માંડમેં, સાત દ્વિપ નવખંડ;
મોહન પરમાનંદ મય, આત્મા એક અખંડ. ૧૫૧

## શ્રી વિશ્વમોહન કાવ્યમાલા ભાગ ૧-૨-૩-૪ અને

સ્વરૂપાનંદ લહરીનાં શુદ્ધ અંતઃકરણની પ્રેરણાથી લખાએલ અને સ્વાનુભવના ઉદ્ગાર સ્વરૂપે યોજાએલાં ઈશ્વરી ભાવનાથી ભરપુર એકે એક કાવ્યો, પદો અને ગઝલોનું અવલોકન કરતાં, મ્હારા અંતરાત્માને અપરિમિત આનંદ થયો છે, એ કાવ્યોમાં ઉચ્ચ ભૂમિકાનો અલૌકિક આનંદ છે, આત્મારામનો અનુભવ છે, સંસારના ત્રિવિધ તાપથી તપી રહેલા મનુષ્યોને પરમ શાંતિ રૂપી રસામૃતનું પાન કરાવનાર દિવ્ય અમૃત છે, આ ઈશ્વરી જ્ઞાનના પ્રચારમાં જ ભારત વર્ષનો સાચો અભ્યુદય છે, આ ઉત્તમોત્તમ ઈશ્વરી આનંદ આપનાર કાવ્યોનું જે અધિકારી જનો કિર્તન મનન અને નિદિધ્યાસન કરશે, તેમજ ચારિત્રમાં મુકવા પ્રયત્ન કરશે તો સ્વરૂપાનંદનો અનુભવ થશે, એટલુંજ નહિ પરંતુ આવા આધ્યાત્મિક તત્વજ્ઞાનથી ભરપુર કાવ્યોનો જનસમાજમાં વિશેષ પ્રચાર થાય એવી મ્હારા અંતરની શુભ ભાવના પુર્વક અત્રે જ વિરમું છું.

**हरि ॐ तत्सत्**

| નિવાસ સ્થાન<br>**મોરબી**<br>વૈશાખ શુકલ પક્ષ સપ્તમી<br>વિક્રમ સંવત ૧૯૯૩ | લી. **નિજાનંદ શર્મા**<br>**શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિકના**<br>જયશ્રી સચ્ચિદાનંદ પ્રભુ વંદન. |
|---|---|





तत्सत् परमत्माने नमः

# રાજયોગી રામમોહનરાય તત્વદર્શીનું જીવન ચરિત્ર

## मंगलाचरण

**ज्योतिः स्वरुपं चिन्मात्र रुपं आनंद कंदं त्रिगुणैर्विहीनम् ।**
**सर्वात्म भावं प्रकृतेः परंच विद्धित्वमे तत्परमात्मरुपम् ॥**

તત્વદર્શન.

સ્વયંજ્યોતિ સ્વરૂપ, શુદ્ધ ચૈતન્યરૂપ, સત્વ રજ તમો ગુણથી રહિત સચ્ચિદાનંદ ધન સર્વાંતરયામિ પ્રકૃતિથી પર કેવળ સ્વયંપ્રકાશ સ્વરૂપ પરમાત્માનો જ સાક્ષાત્કાર કરો સાક્ષાત્કાર કરો.

**सच्चिदानंद रुपाय व्यापिने परमात्मने ।**
**नमः श्री गुरुदेवाय प्रकाशानंद मूर्तये ॥**

તત્વદર્શન.

સર્વત્ર વ્યાપક સચ્ચિદાનંદ રૂપ પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર કેવળ સ્વયંપ્રકાશમયે આનંદમુર્તિ શ્રી સદ્‌ગુરૂદેવના ચરણુ કમળમાં અનન્ય ભકિત ભાવથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

શ્રી રામમોહનરાય તત્વદર્શીનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૧ના માગશર સુદી ૧૧ મોક્ષદાયિની એકાદશીના દિવસે શ્રી ગીતા જયંતિના મંગલમય પ્રભાતે બ્રહ્મ મુહુર્તમાં થયો હતો, જન્માક્ષરમાં

અ. લ. ઈ. એ ત્રણ અક્ષર હોવાથી જન્મ રાશીનું નામ "ઈશ્વર" હોવા છતાં માત પિતાને "મોહન" નામ મધુર લાગવાથી એ નામ કાયમ રાખ્યું. બ્રહ્મ મુહુર્તનો સમય હોવાથી યોગી પુરૂષો સ્વયં-જ્યોતિ પ્રકાશ પરમાત્માનું ધ્યાન ધરવામાં તલ્લીન થઈ ગયા હતા. બ્રાહ્મણો બ્રહ્મ મુહુર્તમાં વ્હેલા ઉઠી સ્નાન કરી સંધ્યા ગાયત્રી પ્રાણા-યામ કરતા હતા. પ્રભુના પ્રેમી ભકતો પ્રભાત રાગનાં પદ મધુર-સ્વરે ગાતા હતા. આજે શ્રી ગીતા જયંતિનો માંગલિક મહોત્સવ હોવાથી દેવમંદિરોમાં અનેક પ્રકારના વાજીંત્રોના મીઠા અને મનહર સ્વરો સંભળાતા હતા, ભગવાન ભાનુદેવ પોતાના સુવર્ણમય કિરણો પૃથ્વી પર પ્રસારતા પુર્વ દિશા તરફથી પધારતા હોય એવો સુરમ્ય દેખાવ થઈ રહ્યો હતો, આકાશ તરફ દ્રષ્ટિ કરતાં અનેક પ્રકારની રંગબેરંગી સંધ્યાનાં દ્રશ્ય જોવાથી મન પ્રસન્ન થતું હતું, સૂર્ય-નારાયણનો ઉદય થવાથી પૃથ્વી પર દિવ્ય પ્રકાશ પ્રસરી રહ્યો હતો, ગાયત્રી મંત્રદ્વારા સૂર્ય નારાયણ ભગવાનની ઉપાસના કરનારા બ્રાહ્મણો વેદ મંત્રોનો ઉચ્ચાર કરી પરમાત્માની સ્તુતિ કરતા હતા વ્હાલા વાંચક ચાલો આપણે પણ એ વેદ મંત્ર દ્વારા થતી પ્રભુ પ્રાર્થના શ્રવણ કરીએ.

### श्लोक

**यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतः स्तुन्वति दिव्यै स्तवै ।**
**वेदैः सांग पद क्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ॥**
**ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।**
**यस्यान्तं न विदुः सुरासुर गणा देवाय तस्मै नमः ॥**

### તત્વદર્શન.

જે સચ્ચિદાનંદઘન પરમાત્માની બ્રહ્મા, વરૂણ, ઈન્દ્ર, મહાદેવ, મરૂત ગણ વિગેરે તેત્રીસ કોટી દેવતાઓ દિવ્ય સ્તોત્ર વડે નિરંતર સ્તુતિ કરે છે, સામવેદનું અધ્યયન કરનારા ઋષિ મુનિ સંતમહા-ત્માઓ અંગ પદ ક્રમ અને ઉપનિષદ્‌ના મંત્રો વડે જેનો મહિમા

ગાય છે, મનનો લય કરી, વૃત્તિઓને સ્થિર કરી, ધ્યાનમાં તલ્લીન થએલા યોગીશ્વરો જે સ્વયંજ્યોતિ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા નિરંતર પ્રયત્ન કરે છે, સુર અને અસુર ગણો જે પ્રભુના અપાર મહિમાનો પાર પામી શકતા નથી એવા કેવળ સ્વયંપ્રકાશ સ્વરૂપ સત્‌ચિદ્‌ આનંદઘન પરમાત્માના ચરણ કમળમાં અનંતવાર નમસ્કાર કરીએ છીએ. ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

## જન્મભૂમિ.

અમદાવાદથી પુર્વ દિશા તરફ દશ માઇલ દુર સોનારડા ગામની અંદર શ્રી સ્વામિ નારાયણનું ધામ છે, તે મંદિરના ઉત્તર દિશા તરફના દરવાજા સામે શેઠ શ્રી મલુકચંદ વીરચંદના મકાનમા મોહનનો જન્મ થયો હતો, મોહનનાં માતુશ્રી દિવાળી બા શેઠ શ્રી મલુકચંદ વીરચંદની પુત્રી થાય, આજ ગીતા જયંતિનો મહોત્સવ હોવાથી શ્રી સ્વામિ નારાયણના મંદિરમાં આનંદ ઉત્સવ થઇ રહયો છે, તેવીજ રીતે મંદિરના સામેના મકાનમાં મોહનની જયંતિનો માંગલીક પ્રસંગ હોવાથી સર્વત્ર આનંદ પ્રસરી રહયો છે, મંદિરની અંદર આરતિનો સમય હોવાથી નગારાંનો અનહદ નાદ બ્રહ્માંડને ગજાવી રહયો છે. સામેના મકાનમાં સુંદરીઓ મોહનના જન્મ પ્રસંગે મંગલ ગીત ગાઈ રહી છે જેવી રીતે મંદિરને ધ્વજા અને પતાકાથી સુશોભિત બનાવવામાં આવેલું છે, તેવી જ રીતે સામેના મકાનમાં આસોપાલવનાં તોરણો અને રંગબેરંગી સાથીઆ પુરવાથી શોભામા વૃદ્ધિ થતી હતી, એક તરફ મંદિરમાં પ્રભુની મુર્તિના દર્શન કરવા નર નારી બાળક અને બાળિકાઓ જાય છે બીજી તરફ મોહન મુર્તિનાં દર્શન કરવા મનુષ્યોની દોડધામ થઈ રહી છે, મંદિરમાં જય જયકારનો ધ્વની ગાજી રહયો છે. તેજ સમયે મોહનના મંગળ સંસ્કાર થાય છે, કુંકુમ અક્ષત ચંદન અને પુષ્પોથી મોહનને માનુનીઓ વધાવી લે છે, સ્વામિ નારાયણના મંદિરમાં દર્શન કરવા આવનાર પ્રસાદ લઈ ઘેર જાય છે ત્યારે મોહનના જન્મહોત્સવ પ્રસંગે શ્રીફળ અને સાકરનો પ્રસાદ લઇ બાળકો પ્રસન્ન થાય છે.

શ્રીમાળી વાણિઆની જ્ઞાતિમાં મોહનનો જન્મ થયો હતો. મોહનના પિતા **શેઠશ્રી મૂલચંદભાઈ જેશીંગભાઈ** અમદાવાદથી પૂર્વ દિશા તરફ વિસ માઈલ દુર બહીએલ ગામની અંદર શેઠ વાડના મહોલ્લામાં રહેતા હતા, તેઓશ્રી સ્વધર્મનિષ્ઠ, પરોપકારી અને દયાળુ હોવાથી પિતાશ્રીના શ્રેષ્ઠ સદ્ગુણોની છાપ બાલ્યાવસ્થામાંજ મોહનના હૃદય પર પડી હતી. સત્ય, નીતિ અને ધર્મનું પાલન કરવું એજ શ્રીમાન્ મૂલચંદભાઇનો પરમ ધર્મ હતો.

વિક્રમ સંવત ૧૯૫૬ ની સાલમાં વૃષ્ટિ નહિ થવાથી જ્યાં દ્રષ્ટિ કરો ત્યાં અન્ન વસ્ત્ર માટે દિનતાથી યાચના કરતાં હજારો મનુષ્યો દ્રષ્ટિગોચર થતાં હતાં, તે સમયે **દાનવીર શેઠશ્રી મૂલચંદભાઇ** આસપાસના ગામની અંદર જઇ દિન દુઃખી મનુષ્યોને અન્ન વસ્ત્ર આપી સંતુષ્ઠ કરતા હતા. તેમજ ગાય બળદ વિગેરે પશુઓને માટે ઘાસ ચારો આપી યથાશકિત સેવા બજાવી હતી, મહાત્મા શ્રી તુલસીદાસજી કહે છે કે :—

**दया धर्मको मूल है, पाप मूल अभिमान;**
**तुलसी दया न छांडीए, जब लग घटमें प्राण.** ॥ १ ॥
**तरुवर सरोवर संत जन, चोथा वरसे मेह;**
**परमारथके कारणे, चारो धारी देह.** ॥ २ ॥

વિક્રમ સંવત ૧૯૫૭ ની સાલમાં શેઠશ્રી મૂલચંદભાઈ આબુરાજની યાત્રા કરવા ગયા, તે સમયે મોહનને સાથે લઇ ગયા હતા, આબુરોડના સ્ટેશને ઉતર્યા, ધર્મશાળામાં મુકામ કર્યો, બીજે દિવસે સવારે મોહનને બેસવા માટે એક ઘોડો ભાડે રાખ્યો,

મોહન ઘોડેસ્વાર થયો, ઘોડો ઝડપથી ચાલતો હતો, તેથી બધાં માણસો પાછળ રહી ગયાં, આસપાસનાં રમણિય દ્રસ્યોનું અવલોકન કરતાં પૂર્વ જન્મનું સ્મરણ થવાથી મોહન બેભાન થઈ પૃથ્વી પર પડયો, એક તરફ આબુરાજનાં ઊંચાં શિખરો અને બીજી

તરફ ઘણીજ ઊંડી ખીણ હતી. જો મોહન નીચેની ખીણમાં પડી ગયો હોત તો અવશ્ય મૃત્યુ થાત, પરંતુ પ્રભુ કૃપાથી બચી ગયો, એક સંત કહે છે કે-**જેને રામ રાખેરે ત્હેને કોણ મારી શકે?** પાછળથી મૂલચંદ્રભાઇ વિગેરે કુટુંબના માણસો આવી પહોંચ્યા, રસ્તાની બાજુપર નીચેની ઝાડીમાં તપાસ કરતાં મોહનને રમતો દેખી તેઓના હૃદયને પરમ આનંદ થયો.

આબુપર આવેલાં વસ્તુપાલ તેજપાલે બંધાવેલાં મંદિરો અર્બુદા દેવી અને અચલ ગઢની યાત્રા કરી ઘેર આવ્યા બાદ મૂલચંદ્રભાઈના માતુશ્રી સુરજબા સ્વર્ગવાસ પામ્યાં, તે સમયે મોહનની ઉમ્મર ફક્ત સાત વર્ષની હતી, વૃદ્ધ માતુશ્રીના મૃત્યુથી મોહનના હૃદયમાં વૈરાગ્ય વૃત્તિ જાગૃત થતાં આ સંસાર નાશવંત છે. એવો પ્રત્યક્ષ અનુભવ થયો, શ્રુતિ ભગવતી કહે છેઃ-

**अनित्यानि शरिराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्म संग्रह ॥**

તત્વદર્શન—આ દેહ ક્ષણભંગુર છે, વૈભવો નાશવંત છે, દિન પ્રતિદિન મૃત્યુ સમિપ આવે છે, માટે હે આત્મા! જાગ્રત થા, સત્કર્મો કરવા તત્પર થા, અને સેવા ભક્તિ જ્ઞાન ધ્યાન ઇત્યાદિ ધર્મ કાર્યોનો સંગ્રહ કરી મનુષ્ય જન્મને સફલ કર.

માતુશ્રી સુરજબાનો સ્વર્ગવાસ થયા પછી વિક્રમ સંવત ૧૯૫૮ના માગસર સુદી ૨ ના દિવસે સવારના દશ વાગે શ્રીયુત મૂલચંદ્રભાઈ સ્વર્ગવાસી થયા, પરમ કૃપાળુ પરમાત્મા તેઓશ્રીના અમર આત્માને પરમ શાન્તિ આપો.

ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

## વિદ્યાભ્યાસ.

શ્રી મૂલચંદ્રભાઈનાં બ્હેન દિવાળીબા પ્રાંતીજ લાઈનના

રખિઆલ સ્ટેશનથી ત્રણ માઈલ દુર ઉદણ નામનું એક ન્હાનું ગામ છે, ત્યાં રહેતાં હતાં, મૂલચંદ ભાઈનો સ્વર્ગવાસ થવાથી તેઓ મોહનને પોતાના ઘેર લઈ ગયાં, ગુજરાતી શાળામાં અભ્યાસ કરવા મુકયો, મોહનની સ્મરણશકિત સારી હોવાથી પ્રથમ વર્ષની અંદર બાળવર્ગ અને પહેલા ધોરણનો અભ્યાસ કર્યો, બીજા વર્ષમાં બીજા તથા ત્રીજા ધોરણનો અભ્યાસ કરી પરિક્ષામાં પહેલે નંબર પાસ થયો, એ પ્રમાણે પ્રત્યેક ધોરણની અંદર ઈનામ લેવામાં મોહનનો પહેલો નંબર હોયજ તે કારણથી શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ મોહનની મુક્ત કંઠે પ્રશંસા કરતા હતા. સરળ વૃત્તિ, પ્રભુની ભકિત અને માયાળુ સ્વભાવ હોવાથી મોહને સર્વનાં મન હરી લીધાં હતાં, કોઈ પણ ગ્રંથનું એકજ વાર અવલોકન કરતાં તેનો સારાંશ કંઠસ્થ થઈ જતો હતો. રામમોહન, રામાયણ મહાભારત જેવા મહાન ગ્રંથોનો ટુંક સાર વાર્તારૂપે કહી જતો હતો, ઋષિ મુનિ સંત મહાત્માઓ અને પ્રભુ ભકતોનાં ચારિત્રો કંઠસ્થ થઇ ગએલાં હોવાથી શ્રવણ કરનારને અધિક આશ્ચર્ય લાગતું હતું કે બાલ્યાવસ્થામાં આવી અદ્દભૂત સ્મરણ શક્તિ છે. માટે પૂર્વ જન્મનો યોગી છે, અને અપુર્ણ રહેલો યોગ પૂર્ણ કરવા માટેજ આ અવતાર લીધો છે, એમ સંત મહાત્માઓ કહેતા હતા, કારણકે મોહન જયારે કોઈ સંત મહાત્માનાં દર્શન કરવા જાય ત્યારે તે એકજ પ્રશ્ન કરતો હતો કે હે ભગવાન? શું કરવાથી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ?

મહાત્મા પ્રત્યુત્તર આપતા હતા કે સત્સંગ કરો પ્રભુની ભક્તિ કરો, પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો હોયતો એકાંત સ્થળમાં રહી ઇશ્વરનું ધ્યાન ધરો એ પ્રમાણે નિરંતર અભ્યાસ કરવાથી પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થશે.

બાલ્યાવસ્થામાં પરમાત્માના પરમ ભકત ધ્રુવજીનું ચરિત્ર શ્રવણ કરવાથી મોહનના હૃદયમાં સ્ફુરણા થઇ કે ફકત પાંચ વર્ષની

ન્હાની વયમાંજ ધ્રુવજીને પરમાત્માના સાક્ષાત્કાર થયો, અને મને તો સાત વર્ષ થયાં તો પણ પ્રભુનાં દર્શન કેમ ન થયાં, હે પ્રભો! ધ્રુવજીના જેવી અચલ શ્રદ્ધા અને પ્રભુ પ્રત્યે અનન્ય ભકિત ભાવ મ્હારા હૃદયમાં કયારે પ્રગટ થશે ?

હે ભકત વત્સલ ભગવાન! આ દિન દાસ પર દયા કરી કયારે દર્શન દેશો! હે નાથ? મેં એવો શું અપરાધ કર્યો છે કે આપ મને દર્શન દેતા નથી, એમ કહેતાંની સાથેજ આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી અને ગદ્ગદ્ સ્વરે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો કે—

ॐ असतो मा सद्गमय ॥

હે પ્રભો! મને અસતમાંથી મુકત કરી સતમાં લઈ જાઓ

ॐ तमसो मा ज्योतिर्गमय ॥

હે ભગવાન! મને અજ્ઞાનરૂપી અંધકારમાંથી મુક્ત કરી સ્વયં જ્યોતિના દિવ્ય પ્રકાશમાં લઈ જાઓ.

ॐ मृत्योर्मा ऽमृतं गमय ॥

હે કૃપાનાથ! મને મૃત્યુના ભયથી મુકત કરી અમરધામમાં લઇ જાઓ,

હે દિનબંધુ ભગવાન! આપશ્રીના દિવ્ય સ્વરૂપનાં દર્શન આપવા કયારે કૃપા કરશો? એ પ્રમાણે રાત્રિએ પ્રભુ પ્રાર્થના કરી નિંદ્રાધીન થયો. બીજે દિવસે પ્રભાત સમયે બ્રહ્મ મહુર્તમાં સૂર્ય સમાન તેજસ્વી પ્રભુની દિવ્ય મુર્તિના દર્શન થયાં.

રામમોહને અનન્ય ભક્તિભાવ પુર્વક ભગવાનના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં, ભક્ત વત્સલ ભગવાને પ્રસન્ન થઇ આશિર્વાદ આપ્યો કે તહરૂં કલ્યાણ થાઓ. દિન પ્રતિદિન ભકિત ભાવની વૃદ્ધિ થતાં પ્રભુ કૃપાથી અંતઃકરણ નિર્મળ થયું, અને જ્યારે જ્યારે પ્રણવ મંત્રનો જપ કરતાં વૃત્તિ તદાકાર થાય ત્યારે હૃદયકમળમાં પ્રભુની

દિવ્ય મુર્તિનાં દર્શન થાય. ભકત મહાત્મા તુલસીદાસજી કહે છે કે–

जो इच्छा करीए मनमांही, राम कृपा कुछ दुर्लभ नाही.

પ્રભુ પ્રત્યે વિશુદ્ધ પ્રેમ અને હૃદયની પવિત્ર ભાવનાથીજ ભગવાનનો સાક્ષાત્કાર થાય છે. શ્રુતિ ભગવતી કહે છે કે:—

याद्रशी भावना यस्य सिद्धि र्भवति ताद्रशी. ।

જે મનુષ્યની જેવી ભાવના હોય તેવીજ સિદ્ધિ થાય છે. મહાત્મા તુલસી દાસજી કહે છે કે:—

जाके मनमें भावना जैसी, प्रभु मुर्ति देखी तिन तैसी ॥

જે ભકતના મનમાં જેવી ભાવના હોય તે ભકતના હ્રદય કમળમાં એ ભાવનાને અનુસરીને જ પ્રભુની દિવ્ય મુર્તિના દર્શન થાય છે. શ્રુતિ ભગવતી કહે છે કે:—

द्रष्टि ज्ञानमयी कृत्वा पश्येद् ब्रह्ममयं जगत ॥

જો ઇશ્વરના દર્શન કરવાની અભિલાષા હોય તો કેવળ જ્ઞાન મય દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરીને આ સમસ્ત વિશ્વમાં સ્વયં પ્રકાશ મય સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરો.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે:—

ईश्वर सर्व भूतानां हृद्देशे ऽर्जुनतिष्ठति
भ्रामयन्सर्व भूतानि यंत्रारुढानि मायया ॥ अ १८ श्लो० ६१

હે અર્જુન સર્વ પ્રાણી માત્રના હૃદય કમળમાં નિવાસ કરનાર ઇશ્વર પોતાની માયા વડે યંત્રની માફક સર્વ પ્રાણીને ચલાવે છે.

तमेव शरणं गच्छ सर्व भावेन भारत
तत्प्रसादात्परांशान्ति स्थानं प्राप्स्यसि शाश्वतम ॥

હે ભારત! અનન્ય ભકિત ભાવથી તે સર્વાંતર્યામિ પ્રભુના

શરણે જા. તે પરમ કૃપાળુ પરમાત્માના કૃપા પ્રસાદથી પરમ શાન્તિ રૂપ અમર પદની પ્રાપ્તિ થશે.

## સહજ સમાધિ

વિક્રમ સંવત ૧૯૬૪ના વૈશાખ માસમાં ગુજરાતી શાળાના માસ્તર શ્રીયુત રૂષચંદ્રભાઈના લગ્ન પ્રસંગે મોહન રણાસણ ગયો, આ ગામની બહાર પર્વતમય સુંદર પ્રદેશમાં મેશ્વા નદિના કિનારા પર એક સુંદર શિવાલયની અંદર મોહને પોતાની દેવ સેવા પધરાવી હતી, પ્રભાત સમયે વ્હેલો ઉઠી, મેશ્વા નદિના શિતળ જલમાં સ્નાન કરી નિત્ય નિયમ અનુસાર પ્રભુ સેવા કરી શિવાલયના એકાન્ત પ્રદેશમાં એકાગ્ર ચિત્તે પ્રભુનું ધ્યાન ધરતો હતો, તે સમયે અંતર્મુખ વૃતિ થતાં સહજ સમાધિ અવસ્થા પ્રાપ્ત થવાથી હૃદય કમળમાં સ્વયં જ્યોતિ સ્વરૂપ ભગવાનનો સાક્ષાત્કાર થયો.

જમવાનો સમય થયો તોપણ મોહન આવ્યો નહિ તેથી બહેચરભાઈ આસપાસના જંગલમાં તપાસ કરીને સાંજના પાંચ વાગ્યાના સુમારે શિવાલયમાં આવ્યા. અંદર દ્રષ્ટિ કરી તો મોહન ધ્યાનમાં તલ્લીન થઇ ગયો હતો. બહેચર ભાઈએ કહ્યું, મોહન ઉઠ જાગૃત થા! પરંતુ મોહનને શરીરનું ભાન નહિ હોવાથી જાગ્યો નહિ તેથી બહેચરભાઈ ગભરાઈ ગયા, અને જંગલમાં કોઈ ઝેરી જાનવરે ડંસ કર્યો હશે એવી શંકા થવાથી મોહનને પકડીને ઘણા લાંબા સમય સુધી હલાવ્યો ત્યારે મોહન જાગૃત થયો, બહેચર ભાઇએ કહ્યું કે મોહન ભાઈ, સાંજ પડી ગઈ કંઈ ખાવા પીવાનું ભાન છે કે નહિ! એમ કહી મુકામપર લઈ ગયા.

મોહન નિરંતર રામ નામનું સ્મરણ કરતો હતો તેથી સ્નેહી વર્ગના માણસો મોહનને રામમોહન કહી બોલાવતા હતા. સાયંકાળનો સમય થયો હતો, મેશ્વા નદિના કિનારા પર બેસી રામ મોહન મધુર સ્વરે

પ્રભુનું ભજન ગાતો હતો, વ્હાલા વાંચક! આવો આપણે પણ રામ મોહનના અલૌકિક મસ્તિનું અવલોકન કરીએ.

## રાગ-ગઝલ

મઝા છે જ્ઞાન મસ્તિમાં, સચ્ચિદાનંદ રૂપજ છું;
અહો એ દિવ્ય દ્રષ્ટિમાં, નહિ જ્યાં હું નહિ ત્યાં તું... ૧

અલૌકિક દિવ્યતા ભાસે, પ્રભુમય દિવ્ય દ્રષ્ટિમાં;
નિહાળું ત્યાં બધે ભાળું, પ્રભુનું નૂર સૃષ્ટિમાં... ૨

ચઢી છે બ્રહ્મ ખુમારી, પ્રભુની દિવ્ય શકિતની;
સ્વરૂપાનંદની લહરી, અખંડ એ જ્ઞાન મસ્તિની... ૩

અલૌકિક એજ આનંદમાં, રહું છું મસ્ત હું હરનિશ;
અલખ ચૈતન્ય મય જ્યોતિ. અનંત બ્રહ્માંડનો તું ઇશ... ૪

ગુરૂ ગમ જ્ઞાન મસ્તિમાં, નિરંતર મસ્ત રહેવાથી;
**રામ મોહન** મળે મુકિત, પ્રભુનું ધ્યાન ધરવાથી... ૫

રણાસણથી ઘેર આવ્યા બાદ વિક્રમ સંવત ૧૯૬૪ ના શ્રાવણ માસમાં રામ મોહન ફકત એકજ વાર સાત્વિક ભોજન લેતો હતો તેમજ પ્રભુ ભકિત કરવામાં વિશેષ સમય ગાળતો હતો.

સત્સંગ કરવો એ રામ મોહનનો પરમ ધર્મ હતો, તે કારણથી ગામની અંદર સાધુ સંત મહાત્મા આવે તો તુરતજ દર્શન કરવા જતો હતો, સંતની સેવા અને મહાત્માઓની કૃપાથી આત્મ સ્વરૂપનો અલૌકિક આનંદ પ્રાપ્ત થયો.

રામ મોહનના વિદ્યાગુરૂનું નામ શ્રીયુત ભજગોવિંદ પુરાણી હતું. વાહ કેવું સંદર નામ! પ્રમાદમાં પડેલા જીવાત્માઓને જાગૃત

કરવા શ્રીમદ્ આદ્ય જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય સ્વામિ કહે છે કે:-

**गेयं गीता नाम सहस्त्रं ध्येयं श्रीपति रुपम जस्त्रम् ।**
**नेयं सज्जन संगे चित्तं देयं दिन जनाय च वित्तम् ॥**
**भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढ मते ॥**

શ્રીમદ્ ભગવદ્ ગીતાનું ગાન કર, વિષ્ણુ સહસ્ત્ર નામમાં કહેલાં વિશ્વનાથ ભગવાનનાં સહસ્ત્ર નામનુંજ સ્મરણ કર, શ્રી લક્ષ્મી પતિ વિષ્ણુ ભગવાનના અનંત કોટી ભાનુ સમ પ્રકાશમાન સ્વયં જ્યોતિ સ્વરૂપનુંજ ધ્યાન ધર, જીવન્મુકત તત્વદર્શી સત્ પુરૂષોનો સત્સંગ કર, દિન દુઃખી મનુષ્યને દેખી અન્ન જલ વસ્ત્ર વગેરેનું દાન કર, હે સંસારની મોહ માયામાં ફસાયેલા ભોળા પ્રાણી! જીવન મુકિતનો પરમાનંદ પ્રાપ્ત કરવો હોય તો રત્ન ચિંતામણિ સમાન મનુષ્ય દેહ ધારણ કરી, એકવિસ હજાર છસોં શ્વાસોશ્વાસે ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

શ્રીયુત ભજગોવિંદ પુરાણીની પ્રેરણાથી રામ મોહન ઇંગ્રેજી અભ્યાસ કરવા અમદાવાદ આવ્યો, જમાલપુર રોડ પર આવેલી શ્રી ગુજરાત વૈશ્ય સભામાં ત્રણ વર્ષ રહી ઇંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કર્યો.

એક ભક્ત મળ્યો, તેણે કહ્યું કે વૃંદાવન યુગલ ઘાટ શ્રીરાધા-વલ્લભ સંપ્રદાયના આચાર્ય ગોસ્વામિ શ્રી ૧૦૮ શ્રી મધુસુદનલાલજી મહારાજ દહેગામ પધાર્યા છે, તેથી રામમોહન દહેગામ ગયો મહારાજ શ્રીના ચરણકમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. મહારાજશ્રીએ પ્રસન્ન થઈ આશિર્વાદ આપી ઉપદેશ કર્યો કે:-

**श्रवणं किर्तनं विष्णो स्मरणं पाद सेवनम् ।**
**अर्चनं वंदनं दास्यं सखा आत्म निवेदनम् ॥**

ભક્તિ યોગ સબંધી મહારાજશ્રીને અમૃતમય ઉપદેશ શ્રવણ કરવાથી રામ મોહનના હૃદયમાં પરમ આનંદ થયો.

## યોગીશ્વરનાં દર્શન

ચંદ્રકાન્ત ભાગ ૧–૨–૩ વાંચવાથી વૈરાગ્યવૃત્તિ પ્રબળ થઈ ઇષ્ટિનો સાક્ષાત્કાર કરવાની તિવ્રજીજ્ઞાસા થવાથી રામમોહન હરિભાઈની સાથે આબુરોડ ગયો, રાત્રે ધર્મશાળામાં મુકામ કર્યો, બીજે દિવસે આરાસુરી દેવીનાં દર્શન કર્યા. બાદ કોટેશ્વર ગયા. પ્રભાતનો સુગંધી મિશ્રીત શિતળ પવન મંદ મંદ વહન કરતો હતો, અનેક પ્રકારનાં પક્ષીઓ વૃક્ષપર બેસી મિષ્ટ ફળોને ચંચુ પ્રહાર કરતાં હતાં, અને તૃપ્ત થઈ વન વૃક્ષોને આશિર્વાદ દેતાં હોય એવો તે પંખીઓની પ્રસન્ન મુખમુદ્રાનું અવલોકન કરવાથી અનુભવ થતો હતો.

સરસ્વતિના નિર્મળ પ્રવાહમાં સ્નાન કરી, રામમોહન કોટેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયો, તે સમયે મહાદેવના પુજારીને પૂછ્યું કે આ પહાડની અંદર કોઈ સંત મહાત્મા રહે છે કે ? પુજારીએ પ્રત્યુત્તર આપ્યો કે આ ગૌમુખી ગંગાથી આગળ જતાં એક ગુફા છે, તે ગુફાની અંદર એક યોગીશ્વર રહે છે, પુજારીના શબ્દો શ્રવણ કરવાથી રામ મોહનને પરમ આનંદ થયો, તુરતજ તે યોગીશ્વરનાં દર્શન કરવા ગયો, અત્યંત ભક્તિ ભાવ પૂર્વક યોગીશ્વરના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહ્યું કે-

હે ભગવન્ ! સંસારના ત્રિવિધતાપથી તપી રહેલા જીવાત્માઓને શું કરવાથી પરમ શાન્તિ પ્રાપ્ત થાય ?

**योगीश्वर–अहोनिश अमर मंत्रका जप करनेसें मनुष्यको परम शान्तिकी प्राप्ति होती है.**

**राममोहन–आप अमर मंत्र किसको कहते हो ?**

योगीश्वर-जिस मंत्रका निरंतर जप करनेसे अमर पदकी
प्राप्ति होती है उसको अमर मंत्र कहेते है.

राममोहन-अजपा जाप किसको कहेते है ?

योगीश्वर-होठ जीव्हा हाले नहि, सहजही स्मरण होय;
सोहं श्वासो श्वासमें, अजपाजाप है सोय.

राममोहन-रात्रि दिवसमें कितना जप करना चाहीये ?

योगीश्वर-एकवीस हजार छसों जप करना चाहीये.

राममोहन-इस तरहसे जप करनेसें क्या होता है ?

योगीश्वर-जीवन्मुक्तिका परम आनंद मिलता है.

राममोहन—परमात्माका साक्षात्कार करनेके लीये क्या करना
चाहीए ?

योगीश्वर—ध्यान

राममोहन—ध्यान किसका करना चाहीये ?

योगीश्वर—सच्चिदानंदमय स्वयंप्रकाश स्वरुप परमात्माका
ध्यान करना चाहीए

રામ મોહનને યોગીશ્વરનાં દર્શન તથા સત્સંગ કરવાથી પરમ આનંદ થયો. કોટેશ્વરની યાત્રા કરી ઘેર આવ્યા બાદ યોગીશ્વરની આજ્ઞાનુસાર, અહોનિશ પ્રભુના ધ્યાનમાં તદાકાર રહેવાથી થએલો આત્મ સાક્ષાત્કાર સંબંધી અનુભવ.

## દિવ્ય દ્રષ્ટિ

રાગ—ગઝલ

સ્વયં જ્યોતિના ધ્યાનમાં. તલ્લીન બની તન્મય થયો
ગુરૂ દેવની કૃપા થકી આ, અલૌકિક અનુભવ થયો...... ૧

પ્રત્યક્ષ દિવ્ય દ્રષ્ટિ વડે, સદા સમીપ રહે છે પ્રભુ;
જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે, ત્યાં પ્રગટ વિશ્વંભર વિભુ...... ૨

સત્તા પ્રભુની સર્વમાં, સૂર્ય ચંદ્ર તારા મહીં;
વ્યાપક અનંત બ્રહ્માંડમાં, જ્યાં જોઉં ત્યાં તુંહીં તુંહીં...... ૩

તુંહી જળમહીં તુંહી સ્થળ મહીં, તુંહી વનમહીં તુંહીં વસ્તિમાં;
જે તુંજ છે તે હુંજ છું, અહો આ અલૌકિક મસ્તિમાં...... ૪

એ મસ્તિમાં મસ્તજ રહું, વાણી વડે હું શું કહું;
સત્ ચિદ્ આનંદ રૂપમાં, પરમ શાન્તિ પદ લહું...... ૫

ભક્તને ભગવાનનો, અભેદ અનુભવ થાય છે;
**રામમોહન** સમાધિમાં, જ્યોતિમાં જ્યોતિ સમાય છે....... ૬

શ્રી સદ્દગુરૂ દેવની કૃપાથી જ્યારે દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે જ્યાં દ્રષ્ટિ કરીએ ત્યાં સર્વાંતર્યામિ ભગવાનનો સાક્ષાત્કાર થાય છે શ્રીમદ્ આદ્ય જગદ્દગુરૂ શ્રી શંકરાચાર્ય સ્વામિ કહે છે કે–

**अंत ज्योतिः बहीज्योतिः प्रत्यक् ज्योतिः परात्परः।**
**ज्योतिः ज्योतिः स्वयंज्योतिः आत्मज्योति शिवोऽस्म्यहम्॥**

દિન પ્રતિદિન વૈરાગ્ય વૃદ્ધિ પામવા લાગ્યો તે કારણથી કુટુંબના સર્વે માણસોને ફિકર થવા લાગી. તેથી રામમોહનનાં લગ્નની તૈયારી કરી, વિક્રમ સંવત ૧૯૬૭ના વૈશાખ વદી ૩ નું શુભ મહુર્ત નક્કી કર્યું, લગ્ન સબંધી વાતચિત ચાલતી હતી તે સાંભળી રામ મોહને કહ્યું કે લગ્ન કરી ઉપાધિમાં પડવાની મ્હારી ઇચ્છા નથી, પરંતુ હિમાલયમાં ગંગા કિનારે રહી તપશ્ચર્યા કરી પ્રભુની ભક્તિ કરવામાં જીવન વ્યતીત કરીશ, કારણ કે આ ચિંતામણી રત્ન સમાન મનુષ્ય દેહ મળવો અતિ દુર્લભ છે, પૂર્વનાં કોટી જન્મનાં પૂન્ય એકત્ર થાય ત્યારે મનુષ્ય દેહની પ્રાપ્તિ થાય છે, દેવતાઓ પણ પરમાત્માની

પ્રાર્થના કરી કહે છે કે, હે ભગવાન! અમને મનુષ્ય દેહ આપો તો પ્રભુની સેવાભકિત જ્ઞાન ધ્યાન સિદ્ધ કરી જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરીએ, ભકત મહાત્મા તુલસીદાસજી કહે છે કે.

**तिन टुक कौपीन है, अरु भाजी बिन लौन ।**
**तुलसी रघुवर आशरे, इन्द्र बिचारो कौन ॥**

રામ મોહનનાં વૈરાગ્ય યુકત વચનો શ્રાવણ કરી રામ મોહનના વિદ્યાગુરૂ શ્રીયુત ભજગોવિંદ પુરાણીએ કહ્યું કે.

**संसारमां सरसो रहे, मन म्हारी पास;**
**संसारमां लेपाय नहि, ते जाणु म्हारो दास.**
**अर्जुन सूणो गीता सार, पांडव मानजो निरधार.**

રામ મોહનના વિદ્યાગુરૂ શ્રીયુત ભજગોવિંદ પૂરાણી એ કહ્યું કે ધ્રુવ, પ્રલ્હાદ, મયુરધ્વજ, સુધન્વા, સુદામા, અંબરિષ, ઉધ્ધવ, યુધિષ્ઠિર, અર્જુન, વિદુર, વિભીષણ, એકનાથ, નામદેવ, તુકારામ, નરસિંહ, મહેતા વિગેરે પ્રભુના ભકતો સંસારમાં રહી પરમાત્માની ભકિત કરી પરમપદને પામ્યા છે. માટે સંસારમાં રહી પ્રભુ ભકિત કરો રામ મોહનની આંતર ઇચ્છા હિમાલયમાં રહી પ્રભુ ભજન કરવાની હતી તેમ છતાં ગુરૂ દેવની આજ્ઞાનુંસાર સંસારમાં રહી પ્રભુ ભકિત કરતો હતો.

## ભકતની કસોટી

ગુરૂદેવની આજ્ઞાનુંસાર ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યાં બાદ રામ મોહને પાંચ દિવસના ઉપવાસ કર્યા, ફકત ભગવાનનું ચરણામૃત અને તુલસી પત્ર લેતો હતો, અને પ્રભુની ભકિત કરવામાં દિવસ નિર્ગમન કરતો હતો.

એક સમયે રામમોહન નોકરીની તપાસ કરવા બહાર ગામ જતો હતો, ગ્રીષ્મ ઋતુનો સમય હોવાથી સખ્ત તાપ પડતો હતો તે

કારણથી મોહનનું મુખ લાલ કમળના પુષ્પ જેવું થઈ ગયું હતું. પગમાં પહેરવા માટે બુટ પણ નહિ હોવ થી રસ્તે ચાલતાં ચરણ કમળ દાઝતા હતા. ધગધગતી રેતીમાં ચાલવાથી પગમાં ફોલ્લા ઉપસી આવ્યા, અત્યંત પરિશ્રમ થએલો હોવાથી થાકી ગએલો રામ મોહન એક વૃક્ષની શિત્તળ છાયામાં વિશ્રાન્તિ લેવા બેઠો, સમય ત્હારી બલિહારી છે? એક પળમાં રાજાને રંક અને રંકને રાજા બનાવે છે, પિતાશ્રીની હયાતીમાં જે રામ મોહનને બેસવા માટે ગાડી ઘોડા વિગેરે અનેક સાધન તૈયાર રહેતાં હતાં, તેજ રામ મોહન આજે ઉન્હાળાના સખ્ત તાપમાં ખુલ્લા પગે મુસાફરી કરે છે, જે રામ મોહનને પીવા માટે દુધ સાકરના પ્યાલા ભરીને હાજર કરતા હતા, તેજ રામ મોહનને પીવા માટે જળનું એક બિંદુ પણ મળવું મુશ્કેલ છે, જે રામ મોહનને જમવા માટે અનેક પ્રકારના મિષ્ઠાન મેવા મળતા હતા, તેજ રામ મોહનની ક્ષુધા શાંન્ત કરવા સુકા રોટલાનો એક ટુકડો પણ મળી શકે તેમ નથી ભગવાન કહે છે કે:--

ભૂખ્યો રાખું ભોય સુવાડું, તનની ઉતારૂં ખાલ;
તોપણ મ્હારૂં ભજન ન ચૂકે, તે ભકતને કરૂં હું ન્યાલ.

વાહ ? પ્રભુ વાહ ?? આપની અકળ કળાનો કોઇ પણ મનુષ્ય પાર પામી શકે તેમ નથી, પરમ કૃપાળુ પરમાત્મા જે જે સ્થિતિમાં રાખે તેમાં સંતોષ અને પરમ આનંદ માનવો, એજ પ્રભુના પ્રેમી જનોનું કર્તવ્ય છે, વ્હાલા વાંચક વૃક્ષની છાયામાં વિશ્રાંન્તિ લેતો રામ મોહન શું કહે છે તે આપણે શ્રાવણ કરીએ.

છપ્પા

કોઇ દિન સેવક સાથ, કોઈ દિન નોકરી કરીએ;
કોઇ દિન પાંચ પકવાન, કોઈ દિન ભૂખ્યા રહીએ.

કોઈ દિન શય્યા ગુલાબ, કોઈ દિન ભોંય પથારી;
કોઈ દિન ઘોડે સ્વાર, કોઇ દિન પૈદલ સ્વારી;
કોઈ દિન અતિ સુખ, કોઇ દિન સંકટ બહુ,
**મોહન** કર જોડી કહે, સમયાધીન છે જન સહું.

## રાગ ગઝલ

મુસાફિર છે જનો સર્વે, જગતની ધર્મ શાળામાં;
કરી પરમાર્થનાં કાર્યો, સફલ જીવન કરતો જા... ૧

પલકમાં પ્રાણ પંખી આ, ઉડીને સ્વર્ગમાં જાશે;
પછીથી શું ગતિ થાશે, પ્રભુને યાદ કરતો જા... ૨

સવારે સૂર્ય ઉગે જે, તપે મધ્યાન્હ કાળે તે;
ઉદય ત્હેનો થશે અસ્તજ, **સ્વયં** જ્યોતિ જગવતો જા... ૩

કમળ જે ખીલતું આજે, ખચીત તે કાલે કરમાશે;
હઠાવી મોહ માયા તું, **અમર પદ** પ્રાપ્ત કરતો જા... ૪

પ્રભુમય પ્રેમ ભકિતમાં, નિરંતર **મસ્ત** તું રહેજે;
**સ્વયં પ્રકાશમય મોહન**, પ્રભુનું ધ્યાન ધરતો જા... ૫

## રાગ ગઝલ

અમે આનંદમાં રમતા, સ્વયં જ્યોતિને જાણીને;
સ્વરૂપાનંદ માણીને, પરમ આનંદમાં રહીએ... ૧

મળે જો સુખ તથાપિ શું ? પડે સંકટ તથાપિ શું ?
ગમે તેવી દશામાંહી, પરમ આનંદમાં રહીએ... ૨

રહું વનમાં કે વસ્તિમાં, રહું હું **મસ્ત** મસ્તિમાં;
સદા સમ ભાવ રાખીને, પરમ આનંદમાં રહીએ... ૩

શેષ પ્રારબ્ધ ભોગવીએ, પ્રવૃત્તિ યા નિવૃત્તિમાં;
બજાવી ફરજ પોતાની, પરમ આનંદમાં રહીએ... ૪

સ્વયં પ્રકાશમય સોહમ, અહોનિશ ધ્યાન એ ધરીએ;
**સચ્ચિદાનંદમય મોહન**, પરમ આનંદમાં રહીએ... ૫

સ્વરૂપાનંદની મસ્તિમાં મસ્ત બનેલો રામમોહન અનેક પ્રકારનાં સંકટો સહન કરીને અમદાવાદમાં આવી પહોંચ્યો, કાલુપુર રોડ ઉપર એક સદ્ગૃહસ્થના ઓટલા પર વિશ્રાન્તિ લેવા બેઠો. રસ્તાની અંદર વિશેષ પરિશ્રામ થએલો હોવાથી તે ઓટલા ઉપરજ પ્રભુ સ્મરણ કરી નિંદ્રા દેવીને આધીન થયો.

બીજે દિવસે પ્રભાતમાં જાગૃત થયો, પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યો કે હે પ્રભુ ? હવે મ્હારે કયાં જવું ? અને શું કાર્ય કરવું ? હે દિનબંધુ ભગવાન દિન દાસ પર દયા કરો, હે કૃપાનાથ ! હું અનન્ય ભાવથી આપશ્રીનાજ શરણે આવેલો છું માટે શરણાંગતની રક્ષા કરો. ઉપર પ્રમાણે પ્રાર્થના કર્યાબાદ પરમ કૃપાળુ પરમાત્માએ રામ મોહનના હૃદયમાં એવી પ્રેરણા કરી કે:--

ત્હારા પિતાશ્રીના પરમ સ્નેહી શ્રીયુત ત્રીકમલાલ રણછોડદાસ બારેજડી મીલની ઑફીસમાં મુનીમ છે, તેઓની પાસે જઈ ત્હારી સર્વ હકિકત નિવેદન કર, રામ મોહન ઑફીસે ગયો, પ્રભુ કૃપાથી બારેજડી સ્ટેશન પર ધી ફાઈન નીટીંગ કુંપનીની ઑફીસમાં કારકુનની જગા મળી શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે--

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं बहाम्यहम् ॥**

**अध्याय. ९ श्लोक २२**

જે ભકત મ્હારો અનન્યભકિત ભાવથી આશ્રય કરી મ્હારીજ ઉપાસના કરે છે, એવા નિરંતર મ્હારૂંજ ચિંતન કરનાર ભકતોને

અપ્રાપ્તની પ્રાપ્તિ રૂપ યોગ અને પ્રાપ્તની રક્ષા કરવા રૂપ ક્ષેમને હું વહન કરૂં છું. ભકત મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ—

**जो इच्चा करीष मनमांही, राम कृषा कछु दुलभ माहीं॥**

રામ મોહન બારેજડી ગંજીફરાકની મીલમાં ગયો, શેઠશ્રી બળદેવભાઈને મળ્યો. તુરતજ શેઠશ્રીએ રામ મોહન માટે પોતાના બંગલામા રહેવાનો તથા જમવાનો પ્રબંધ કર્યો. હે ભકત વત્સલ ભગવાન! ત્હારી કૃપાની બલિહારી છે.

## સત્સંગ

ઑફીસના કામકાજથી પરવારી દરરોજ રામમોહન તુલસી કૃત રામાયણ વાંચતો હતો, બંગલાનાં તેમજ આસપાસ રહેનાર માણસો કથા શ્રવણ કરવા આવતાં હતાં. વ્હાલા વાંચક રામ મોહન શું કહે છે તે એકાગ્ર ચિત્તે શ્રવણ કરો.

**नर सहस्त्रमहँ सुनहुँ पुरारी, कोउ इक होई धर्मव्रतधारी ।**
**धर्म शील कोटीक महँ कोई, विषय विमुख वैरागरत्तहोई ॥**
**कोटी विरक्तमध्य श्रुति कहही सम्यक् ज्ञान सुकृतकोउलहही ।**
**ज्ञानवंत कोटिकमहँ कोई, जीवन्मुक्त सुकृत जग सोई ।**
**तिन सहस्त्रमहँ सब सुखखानी, दुर्लभ ब्रह्मलीन विज्ञानी ॥**

મહાદેવજી કહે છે હે પાર્વતી એકાગ્ર ચિતે શ્રવણ કરો. હજારો મનુષ્યોની અંદર કોઈ એકજ મનુષ્ય મનુસ્મૃતિમાં કહેલાં ધર્મનાં દશ લક્ષણોનું પાલણ કરનાર હોય છે.

**धृति क्षमा दमोऽस्तेय शौच मिन्द्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥**

ઉપર કહેલાં ધર્મનાં દશ લક્ષણોનું પાલન કરનાર કરોડો મનુષ્યોમાંથી કોઈ એકજ મનુષ્ય વિષયથી વિમુખ અને વરાગ્યમાં

પ્રીતિવાળો હોય છે, એવા કરોડો વિરક્તોમાં કોઇ એકજ મનુષ્યને સમ્યક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિ ભગવતી કહે છે, કરોડો વૈરાગ્યવાન મનુષ્યોમાં કોઇ એક સંત પુરૂષ જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરે છે, જગતમાં તે સંત પુરૂષના જીવનને ધન્ય છે કે જે નિરંતર પરમાર્થના કાર્ય કરે છે, નૈષ્ઠિક બ્રહ્મચારી વિરક્ત અને જ્ઞાની એ સર્વની અંદર બ્રહ્મમાં લીન રહેનાર જીવન્મુક્ત તત્વદર્શી સંત પુરૂષનાં દર્શન પણ દુર્લભ છે. જગદ્‌ગુરૂ આદ્ય શંકરાચાર્ય સ્વામિ કહે છે કે,

**दुर्लभं त्रयमेवै तदेवानुग्रह हेतुकम् ।**
**मनुष्यत्वं मुमूक्षुत्वं महापुरुष संश्रय: ॥ शंकराचार्य ॥**

મનુષ્ય જન્મ, મોક્ષ પ્રાપ્ત કરવાની તિવ્ર ઇચ્છા અને મહા પુરૂષનો આશ્રય એ ત્રણ દુર્લભ છે, જો પરમાત્માની પૂર્ણ કૃપા હોય તો જ જીવન્મુક્ત તત્વદર્શી સંત પુરૂષનો સમાગમ થાય.

સત્સંગ પ્રસંગે શ્રોતાઓના હૃદયમાં પરમ આનંદ થતો હતો. રામ મોહનના જન્માક્ષરનું નામ ઈશ્વર હોવાથી સત્સંગ મંડળના માણસો તેમને ઇશ્વરભાઇના નામથી બોલાવતા હતા. તેથી કથાની પૂર્ણાહુતી થતાં બળદેવભાઇએ કહ્યું કે ઇશ્વરલાલભાઈ ! ઇશ્વરનો સાક્ષાત્કાર થાય એવું એક કાવ્ય સંભળાવવા કૃપા કરશો.

રાગ—હરિ વસે હરિના જનમાં, તમે શું કરશો જઇ વનમાં,

પ્રગટ પ્રભુ છે તનમાં રે, વ્હાલો નથી કંઇ વનમાં.-ધ્રુ૦

સંત પુરૂષનો કરો સમાગમ, પ્રભુ મિલે એક પલમાં રે—વ્હાલો

અંતર જ્યોતિ બાહીર જ્યોતિ, જ્યોતિ જડ ચેતનમાં રે—વ્હાલો

જ્યોતિ જ્યોતિ સ્વયં જ્યોતિ, આત્મ જ્યોતિ અંતરમાં રે—વ્હાલો

સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, અભેદ લક્ષ અનુભવમાં રે—વ્હાલો

હરિ ગુરૂ સંત કૃપાથી **મોહન**, રહે અખંડ આનંદમાં રે—વ્હાલો

## શ્રી રણછોડરાયનાં દર્શન

વિક્રમ સંવત ૧૯૬૮ના આસો માસની પૂર્ણિમાના દિવસે ડાકોરમાં મેળો હોવાથી હજારો ભાવિક ભક્તો શ્રી રણછોડરાયનાં દર્શન કરવા આવે છે. તે સમયે રામ મોહન ડાકોર ગયો, સ્ટેશન પર એક બ્રાહ્મણ મળ્યો, તે રામ મોહનને પોતાને ઘેર લઈ ગયો.

રાત્રીએ પ્રભુ પ્રાર્થના કરી રામ મોહને વિશ્રાંન્તિ લીધી, બીજે દિવસે પ્રભાત સમયે બ્રહ્મ મુહુર્તમાં જાગૃત થયો, ગોમતીમાં સ્નાન કરી રણછોડરાયનાં દર્શન કરવા મંદિરમાં ગયો, મંદિરનાં દ્વાર બંધ હતાં, અને દર્શન કરવા આવનાર યાત્રાળુઓની સખ્ત ભીડ હતી, તે કારણથી રામ મોહન ગોમતીમાં જ્યાં શ્રી રણછોડરાય ભગવાનની ચરણ પાદુકા પધરાવેલી છે, ત્યાં બેસી પ્રભુનું ધ્યાન ધરતો હતો, તે સમયે હૃદય કમળમાં શ્રા રણછોડરાયની દિવ્ય મૂર્તિનાં દર્શન થયાં, શુદ્ધ હૃદયનો પ્રેમ હોય તો પ્રભુનાં સાક્ષાત્ દર્શન થાય છે. જેવી રીતે ડાકોરના મંદિરમાં પ્રભુ બિરાજે છે, તેવીજ રીતે આ દેહ રૂપી ડાકોરના હૃદય રૂપી દિવ્ય મંદિરમાં અંતર્યામિ પ્રભુ બિરાજે છે. જેવી રીતે મંદિરનાં દ્વાર ખુલ્લાં હોય ત્યારેજ પ્રભુનાં દર્શન થાય છે, તેવી રીતે હૃદય રૂપી દિવ્ય મંદિરનાં દ્વાર ખુલ્લાં હોય ત્યારેજ અંતર્યામિ પ્રભુનાં દર્શન થાય છે.

અંતરમાં અંતર્યામિ પ્રભુનાં દર્શન કર્યા બાદ રામ મોહન મંદિરમાં ગયો તે સમયે એકદમ મંદિરનાં દ્વાર ખુલી ગયાં. પ્રભુના પ્રેમી ભક્તો રણછોડરાયકી જયના હર્ષનાદ ગજાવી રહ્યા હતા, રામ મોહને રણછોડરાયનાં દર્શન કરી પ્રાર્થના કરી કે હે પ્રભુ ! જેવી રીતે આપ આ મંદિરમાં નિવાસ કરીને રહેલા છો, તેવીજ રીતે મ્હારા હૃદય મંદિરમાં નિરંતર નિવાસ કરવા કૃપા કરશો. જેવી રીતે ચર્મ ચક્ષુ દ્વારા હું આપની મુર્તિનાં દર્શન કરી શકું છું તેવીજ રીતે દિવ્ય દ્રષ્ટિ દ્વારા ઘટ ઘટમાં આપની દિવ્ય મુર્તિનાં

દર્શન કરી શકું. હે ભક્ત વત્સલ ભગવાન ! ભક્તોના હૃદય કમળમાં સદા બિરાજમાન રહો. ત્યારબાદ મંદિરનાં દ્વાર બંધ થયાં, પરંતુ રામ મોહનના હૃદયનાં દ્વાર પ્રભુ કૃપાથી ખુલી ગયાં, દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થઇ, જ્યાં જ્યાં દ્રષ્ટિ જાય ત્યાં ત્યાં સર્વાંતર્યામિ પરમાત્માનોજ સાક્ષાત્કાર થાય.

## પ્રભુ કૃપા

ડાકોરથી અમદાવાદ આવ્યા બાદ શેઠ સોમનાથ ભૂધરભાઇના સાર્વજનીક દવાખાનામાં શ્રીયુત્ રમણભાઇ પાસે કંમ્પાઉન્ડરનું કામ શિખવા રામ મોહન જતો હતો, સ્મરણ શક્તિ સારી હોવાથી ફક્ત પંદર દિવસમાંજ એ કામની માહિતી મેળવી. પ્રભુ કૃપાથી ડૅાકટર માર્કંડરાય માધવરાય દવેના દવાખાનામાં સેકન્ડ કંમ્પાઉન્ડરની જગા મળી. માર્કંડરાય દાક્તરના દવાખાનામાં કંમ્પાઉન્ડરનું કામ બે માણસો કરતા હતા, બંન્નેનું નામ મોહન હોવાથી ડોકટર સાહેબે રામ મોહનનું નામ ચંદ્રકાન્ત રાખ્યું હતું. કારણ કે રામ મોહનને ચંદ્રકાન્ત વાંચવાનો વિશેષ અભ્યાસ હોવાથી દવાખાનામાં આવનાર દરેક માણસો ચંદ્રકાન્તના નામથીજ ઓળખતા હતા, તે સમયના બાલસ્નેહી બ્રહ્મચારી અને કર્મવીરના સંપાદક શ્રીયુત્ રણછોડલાલ હરિલાલ ભટ્ટ અને તેઓશ્રીના લઘુબંધુ શ્રીયુત્ શંકરલાલ હરિલાલ ભટ્ટ ચંદુલાલ અથવા ચંદ્રકાન્તના નામથીજ સંબોધન કરે છે, ચંદ્રકાન્તે ફક્ત ઇંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ કરેલો હોવા છતાં ત્રણ વર્ષની મુદતમાં મેડીકલ લાઇનનો સારો અનુભવ મેળવ્યો.

ચંદ્રકાન્ત દવાઓ ખરીદવા માટે ત્રણ દરવાજે ફતેચંદ દોલતચંદની દુકાને ગયો હતો, ત્યાંથી સમાચાર મળ્યા કે ઇડર સ્ટેટની સરહદમાં પાલના ઠાકોર શ્રી પૃથ્વીસિંહજી મહારાજના ન્હાના કુમાર શ્રી કિશોરસિંહજીને જલોદરનો વ્યાધિ લાગુ પડેલો હોવાથી

પાલના ઠાકોર શ્રી પૃથ્વીસિંહજી મહારાજે અમદાવાદ તાર કર્યો છે કે કોઈ પણ વૈદ્ય અગર ડૉકટર કુંવર સાહેબને આરામ કરી આપશે તો એક હજાર રૂપિયા ઈનામ મળશે, ઉપરના સમાચાર મળવાથી ડૉક્ટર માર્કંડરાય એમ. દવે અને ચંદ્રકાન્ત ઉર્ફે રામ મોહનરાય પાલ જતા હતા, રસ્તામાં ભુવનેશ્વર મહાદેવમા રાત્રિએ વિશ્રામ કર્યો, બીજે દિવસે શિવરાત્રીના મંગલમય પ્રભાતે શ્રી મહાદેવનાં દર્શન કરવા ગયા, તે સમયે એક ફણિધર સર્પ મંદિરમાં આવ્યો આસપાસ પરિક્રમા કરી મહાદેવની મુર્તિ પર છત્રની માફક છાયા કરી, આ ચમત્કાર જોવાથી રામ મોહનને પરમ આનંદ થયો.

ભુવનેશ્વર મહાદેવનાં દર્શન કરી પાલ ગયા, ઠાકોર સાહેબને મળ્યા, કુમારશ્રી કિંશોરસિંહની તપાસ કરતાં તેઓની સ્થિતિ ભયંકર હતી, તેમ છતાં મનુષ્ય પ્રયત્ન અને ઈશ્વર કૃપા એ સૂત્રને અનુસરી દવા શરૂ કરી. ડૉકટર માર્કંડરાય પાંચ દિવસ રહીને અમદાવાદ આવ્યા, અને ચંદ્રકાન્ત ઉર્ફે રામ મોહનરાય કુમારશ્રી કિશોરસિંહની દવા કરતા હતા. પ્રભુ કૃપાથી તેત્રીસ દિવસમાંજ સંપૂર્ણ આરામ થયો, તેથી પાલના ઠાકોર શ્રી પૃથ્વીસિંહજી મહારાજે પ્રસન્ન થઇ ચંદ્રકાન્ત ઉર્ફે રામ મોહનરાયને રાજવૈદ્યની પદવી આપી, અને એક હજાર રૂપિયા ઇનામ આપ્યા હતા, કેસરીઆજીની યાત્રા કરી ચંદ્રકાન્ત ઉર્ફે રામ મોહનરાય અમદાવાદ આવ્યા. પાલના ઠાકોર શ્રી પૃથ્વી સિંહજી મહારાજ તરફથી મળેલા ઈનામના એક હજાર રૂપિઆ ડૉકટર માંર્કંડરાયને આપ્યા, ડૉકટર સાહેબે ચંદ્રકાન્તને રૂ. ૫૦) ઇનામ તથા એક સુંદર સર્ટીફીકેટ લખી આપ્યું હતું, રામ મોહન રાયના મિત્ર ડૉકટર પી. એમ. મોદી સાર્વજનીક દવાખાનામાં કામ કરતા હતા, તેઓ એલ. સી. પી. એન્ડ એસની પરિક્ષા આપવા માટે કલકત્તા જવાના હોવાથી તેમની જગાએ ચંદ્રકાન્ત ઉર્ફે રામ મોહન રાયની નિમણુંક કરી.

ડૉકટર રામમોહનરાયનો માયાળુ સ્વભાવ હોવાથી સાર્વજનીક

દવાખાનામાં દિન પ્રતિ દિન દરદીઓની સંખ્યા વિશેષ વધવા લાગી બપોરના એક વાગ્યા સુધી જમવા જવાની પણ ફુરસદ મળે નહિ, ઘેર જતાં રસ્તાની અંદર કોઈ પણ દિન દુઃખી મનુષ્ય દ્રષ્ટિએ પડે તો તે માણસને પોતાના ઘેર લઇ જતા હતા, તેમજ તે દરદીને સંપુર્ણ આરામ થાય ત્યાં સુધી તેની સેવા કરતા હતા.

### ૐ કારનું માહાત્મ્ય

એક સમયે રામ મોહનરાય સિદ્ધપુર જતા હતા, ટ્રેનની અંદર પણ સત્સંગ ચાલતો હોવાથી એક મૂમૂક્ષુએ પ્રશ્ન કર્યો કે ૐ કારનો જપ કરવાથી શું થાય ? રામમોહનરાયે પ્રત્યુત્તર આપ્યો કે ૐ કારનો જપ કરવાથી સરસ્વતિ પ્રસન્ન થાય છે, ૐ કારનો જપ કરવાથી અંતઃ કરણ નિર્મળ થાય છે, ૐ કારનો જપ કરવાથી મનનો સંયમ થાય છે, ૐ કારનો જપ કરવાથી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે, ૐ કારનો જૂપ કરવાથી તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, ૐ કારનો જપ કરવાથી અષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, ૐ કારનો જપ કરવાથી સહજ સમાધિનો અનુભવ થાય છે, ૐ કારનો જપ કરવાથી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરવો હોય તો એકવિસ હજાર છસોં શ્વાસોશ્વાસે ૐ કારનુંજ ધ્યાન કરી અજર અમર અભય પદને પ્રાપ્ત કરો.

રામમોહનરાયનો સત્સંગ ચાલતો હતો તે સમયે ચાણસ્માના એક વકીલ રામમોહનરાયની પાસે બેઠા હતા, તેઓએ રામમોહન-રાયને પુછ્યું કે શું કરવાથી મન સ્થિર થાય ? રામ મોહનરાયે કહ્યું કે ત્રાટક સિદ્ધ કરવાથી મન સ્થિર થાય છે.

વકીલે—આપશ્રીએ ત્રાટકનો અભ્યાસ કર્યો છે ?

રામ મોહનરાયે—હા.

વકીલે—કેવી રીતે ?

રામ મોહનરાયે—પ્રભાત સમયે સૂર્યનું ત્રાટક કરવું.

વકીલે—સૂર્યનું ત્રાટક કરવાથી શું લાભ ?

રામ મોહનરાયે—બુદ્ધિનો પ્રકાશ થાય છે.

વકીલે—યોગનાં આઠ અંગ કયાં ?

રામ મોહનરાયે—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ.

વકીલે—આપનો સત્સંગ થવાથી પરમ આનંદ થયો; આપ મ્હારે ઘેર પધારશો.

રામ મોહનરાયે—હાલમાં મ્હારે સિદ્ધપુર જવું છે તે કારણથી આવી શકાય તેમ નથી.

રાત્રિના અગીયાર વાગ્યાનો સમય થયો હતો, તે સમયે રામ મોહન સિદ્ધપુરના સ્ટેશનપર ઉતર્યો, ચોધરીની ધર્મશાળામાં ગયો અને પુછ્યું કે અહીં રત્ન ત્રય રાજ નામના કોઈ મહાત્મા રહે છે કે ? પ્રત્યુત્તર મળ્યો કે પહેલાં અહીં રહેતા હતા, પરંતુ હાલમાં રાજપુરમાં રહે છે, માટે મહારાજને મળવું હોય તો રાજપુર જાઓ, રામ મોહનને તૃષા લાગેલી હોવાથી સરસ્વતિના ત્રટ પર ગયો, જલ પાન કર્યું, ત્યાંથી આગળ ચાલ્યો તો સ્મશાન ભુમિ આવી, રાત્રિના બાર વાગ્યાનો સુમાર થએલો હોવાથી કોઇપણ મનુષ્ય મળે નહિ, કોને પૂછવું ? કયાં જવું ? માર્ગ ભૂલ્યો, આખી રાત્રિ જંગલમાં ફર્યો, અંગે ઉઝરડા ભરાવાથી ચામડી ચીરાઈ ગઇ હતી, કોઈ કોઈ જગાએથી લોહીની ધારા નીકળતી હતી, ફરી ફરીને થાકયો, પરંતુ રસ્તાનો પત્તો લાગ્યો નહિ, તેથી એક નાગ દેવની દહેરીમાં બેસી રામ મોહન પરમાત્માનું સ્મરણ કરતો હતો. આખી રાત્રી પસાર થઈ ગઈ, પ્રભાતના પાંચ વાગ્યાના સુમારે રામ મોહન ધ્યાનમાંથી જાગૃત થયો, દહેરીમાંથી બહાર નીકળ્યો, ત્યારે રસ્તા પર એક માણસ જતો હતો, તેને રામમોહને પૂછ્યું કે રાજપુર કયાં છે ? પ્રત્યુત્તર મળ્યો કે તદ્દન નજીક છે, ચાલો મ્હારી સાથે એ

પ્રમાણે કહેવાથી રામ મોહન તેની સાથે ગયો, રત્ન ત્રય રાજ મહારાજનાં દર્શન કર્યાં, આ મહાત્માએ આબુમાં રહી ધ્યાન સબંધી અભ્યાસ કર્યો હતો, એ મહાત્માનો સત્સંગ કરવાથી પરમ આનંદ થયો હતો. રાજપુરથી અમદાવાદ આવ્યા બાદ એક સંત મળ્યા તેઓએ કહ્યું કે હિમાલય વાળા બ્રહ્મનિષ્ઠ સ્વામિ શ્રી હંસ દેવજી એલીસબ્રીજ સ્ટેશન ઉપર શેઠ શ્રી મોતીલાલ હીરાભાઇના બંગલે પધાર્યાં છે. બીજે દિવસે બ્રહ્મ મુહુર્તમાં વ્હેલો ઉઠી રામ મોહન બંગલે ગયો, સ્વામિશ્રીના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો.

राममोहन—आप कहां पधारते है ?

स्वामिजी—मैं जंगलमें घूमनेके लीये जाता हूँ.

राम मोहन—आपकी आज्ञा हो तो मैं आपके साथ चलूँ.

स्वामिजी—ब्होत अच्छा, आप भी चलीये.

બંન્ને જણા એલીસબ્રીજ સ્ટેશનથી ધોળકા તરફ જતી ટ્રેનના રસ્તાની બાજુમાં ચાલતા જતા હતા.

राम मोहन-स्वामिजो? इस दुनियामें धर्म, मत, पंथ, संप्रदाय ब्होत है, सबका आचार विचार क्रिया भिन्न भिन्न है. प्रत्येक धर्मके शास्त्र और उपदेश करनेकी पद्धति अलग अलग है, इसलीये आत्म साक्षात्कार करनेका कोइ भी सरल साधन हो तो कृपा करके बतलाइये.

स्वामिजी—आत्म साक्षात्कार करनेके लीये अनेक मार्ग है, प्रत्येक मनुष्यका जैसा अधिकार है, वैसाही मार्ग संत महात्मा साधकको बतलाते है.

राम मोहन—सत्य और सरल मार्ग क्या है ?

स्वामिजी—ब्रह्मनिष्ठ और ब्रह्म श्रोत्रीय जीवन्मुक्त तत्वदर्शी गुरुदेवकी शरणमें जाकर उपनिषदोंका अभ्यास करनेसें तत्वज्ञानकी प्राप्ति होती है.

छांदोग्य उपनिषद्‌में लिखा है कि जिस समय श्वेतकेतु गुरु उपदेश लेनेके लीये गया है, तब गुरुदेवने प्रसन्न होकर उनको **तत्वमसि** महा वाकयका ही उपदेश दिया है,

महात्मा तुलसीदासजी कहते है कि:—

तुं तुं करत तुंही रहा, मुजमें रही न हुं;
बलिहारी तेरे रुपकी, जहां देखुं तहां तुं.

हे प्रभो ! तेरे स्वरुपकी बलिहारी है, जहां देखुं वहां तुंही तुं है, केवल ज्ञानमय दिव्यद्रष्टि प्राप्त: करके सर्वत्र व्यापक स्वयं प्रकाश स्वरुप सच्चिदानंदघन परमात्माका साक्षात्कार करो, राजयोग द्वारा चित्त वृत्तिको अंतर्मुख करके सहज समाधि सिद्ध करनेसे स्वदेहे जीवन्मुक्तिका परमानंदकी प्राप्ति होती है.

स्वामिजीका उपदेश सुनकर राम मोहनका चित्त अत्यंत प्रसन्न हुआ, स्वामिजीके चरण कमलमें नमस्कार करके कहा कि हे भगवन्‌ ! कृपा करके आप ऐसा आशिर्वाद देना कि आपका दिया हुआ तत्त्वज्ञान का अमृतमय उपदेश मेरे हिरदे कमलमें चिर स्थायी रहे, स्वामिजीने कहा ॐ तत्सत्.

જ્યાં સુધી શેઠ શ્રી મોતિલાલ હીરાભાઇના બંગલે રહયા ત્યાં સુધી દરરોજ પ્રભાત સમયે બ્રહ્મમુહુર્તમાં સ્વામિજીનાં દર્શન તથા સત્સંગનો લાભ લેવા રામ મોહન જતો હતો. સ્વામિશ્રીની આજ્ઞાનુસાર ઉપનિષદોનો અભ્યાસ કરવાથી જીવન્મુકિતનો પરમાનંદ પ્રાપ્ત થયો.

પ્રભુ કૃપાથી રામ મોહનના હૃદયમાં જે જે સ્ફુરણો થયાં તેનો સંગ્રહ કરી તૈયાર કરેલા હસ્ત લિખીત ગ્રંથો

**પ્રભુના પ્રેમી જનોને ભેટ આપવા લાયક તત્વજ્ઞાનના ગ્રંથો**

| | |
|---|---|
| ૧. શ્રી સ્વયંપ્રકાશ ગીતા | ૬. આત્મ સાક્ષાત્કાર |
| ૨. ઉપનિષદ્ તત્વ દર્શન | ૭. યોગ સિદ્ધિ |
| ૩. વેદાંત તત્વ દર્શન | ૮. સ્વાનુભવ પ્રકાશ |
| ૪. જીવન્મુક્તિનો માર્ગ | ૯. પરમાત્મ જ્યોતિ |
| ૫. દિવ્ય દ્રષ્ટિ | ૧૦. સ્વરૂપાનંદ લહરી |

......o......

ઇશ્વર સંબંધી તત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે આ ગ્રંથો અતિ ઉપયોગી છે, **સ્વરૂપાનંદ લહરીમાં ગુરૂકૃપા, ભકિતયોગ, જ્ઞાનયોગ, દિવ્યદ્રષ્ટિ, અને સહજ સમાધિ** સબંધી લેખકને થએલો સ્વાનુભવ પ્રગટ કરેલો છે. સંસારના ત્રિવિધિ તાપથી તપી રહેલા જીવાત્માઓને પરમ શાંન્તિ આપનાર દિવ્ય અમૃત છે, તત્વજ્ઞાનરૂપી અમૃતનું પાન કરવાથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે, વેદ, વેદાંન્ત, શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદ્ અને ગીતાનો તત્વસાર દર્શાવેલો હોવાથી બ્રહ્મ નિષ્ઠ સંત મહાત્માઓ તરફથી ઉત્તમ અભિપ્રાયો મળેલા છે, કોઇ સનાતન ધર્મપ્રેમી સદ્‌ગૃહસ્થ આ આધ્યાત્મિક તત્વજ્ઞાનથી ભરપુર ગ્રંથો છપાવી પ્રભુના પ્રેમી જનોને ભેટ આપશે તો ઘણા મનુષ્યો સનાતન ધર્મના મૂળ સિદ્ધાંતોનું રહસ્ય સમજી, તત્વજ્ઞાન દ્વારા જીવન્મુક્તિનો પરમાનંદ પ્રાપ્ત કરશે શ્રુતિ ભગવતી કહે છે કે:—

**परोपकाराय सतां विभुतयः**

**પરોપકાર કરવો એજ સંત પુરૂષોની વિભુતિ છે.**

## મહાત્મા ગાંધીજીનાં દર્શન

એક સમયે પ્રેમાભાઇ હોલમાં મહાત્મા ગાંધીજીનું ભાષણ હોવાથી રામમોહન ત્યાં ગયો હતો, આફ્રિકાની અંદર હિંદી ભાઈઓને પડેલાં દુઃખનું વર્ણન શ્રવણ કરવાથી **રામમોહનનાં રોમાંચ** ખડાં થઈ ગયાં હતાં, ભાષણ પૂર્ણ થયા બાદ મહાત્મા ગાંધીજીએ કહ્યું કે હાલમાં હું જીવણલાલ બેરીસ્ટરના બંગલે કોચરબ પાલડીના રસ્તા પર રહું છું, સંયમી જીવન ગાળું છું, અમારા આશ્રમમાં રહેનાર દરેક મનુષ્ય મળી સવારે તથા સાંજે ઈશ્વરની પ્રાર્થના કરે છે. જે ભાઈઓને એ પ્રાર્થના શ્રવણ કરવાની ભાવના હોય તે ભાઈઓ મ્હારી સાથે આવી શકે છે.

ભાષણ પૂર્ણ થયા બાદ રામમોહન રાય **મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીની** સાથે જીવણલાલ બેરીસ્ટરના બંગલે ગયા, શ્રીમદ ભગવદ્ ગીતાનો ભક્તિયોગ શ્રવણ કરવાથી અનહદ આનંદ થયો હતો. મહાત્મા ગાંધીજીના પરિચયથી રામમોહનના હૃદયમાં માતૃભુમીની સેવા કરવાની ભાવના પ્રગટ થઈ, ઈ. સ. ૧૯૨૧માં **શ્રીગુજરાત પ્રાંતિક સમિતિ** તરફથી અમદાવાદ, દહેગામ, હરસોલ કેમ્પ, કલોલ, પીલવાઈ, લોદ્રા, વરસોડા, માણસા, વિજાપુરમાં ખાદી ભંડાર સ્થાપ્યા, તેમજ મહીકાંઠા એજન્સીમાં ખાદીનો પ્રચાર કર્યો, અમદાવાદમાં ૩૬ મી રાષ્ટ્રીય મહાસભા મળી તે સમયે ખાદી વિભાગના મંત્રી લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસની સાથે રહી રામમોહનરાયે સારી સેવા બજાવી હતી.

## શ્રીમદ્ રાજચંદ્રની જયંતિ

શ્રીમાન શેઠ પુંજાભાઈ હીરાચંદ શ્રીમદ્ રાજચંદ્રના પરમ ભકત હતા, તેઓશ્રીની સાથે **રામ મોહનરાય મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાં** રહેતા હતા, શ્રીમદ્ રાજચંદ્રના **તત્વજ્ઞાનનો** જગતમાં પ્રચાર કરવા માટે શ્રીમાન શેઠ પુંજાભાઇ હીરાચંદે **ત્રીસ હજાર રૂપિઆ** ગુજરાત પુરા તત્વ મંદિરને **અર્પણ**

કર્યાં હતા, ભાઇશ્રી પુંજાભાઈ હીરાચંદનો ગુરૂદેવની ભકિતમાં અત્યંત પ્રેમ અને સાહિત્યનો પ્રચાર કરવાની પ્રબળ ભાવના દેખી રામ મોહનરાયને પરમ આનંદ થયો.

## શૃંગી ઋષિનો આશ્રમ

વરસોડા ગામ નજીક સાબરમતિ નદિના કિનારા પર શૃંગી ઋષિનો આશ્રમ છે, આશ્રમના મધ્ય ભાગમાં શૃંગી ઋષિની ચરણ પાદુકા ઋષીરાજ મહારાજે પધરાવેલી છે, આ રમણિય સ્થાનની અંદર યોગનિષ્ઠ મહાત્મા મુનીશ્રી બુદ્ધિ સાગર મહારાજ અને રામ મોહન ધ્યાનનો અભ્યાસ કરતા હતા, તે સમયે રામ મોહનને સહજ સમાધિ પ્રાપ્ત થવાથી અલૌકિક આનંદનો અનુભવ થયો હતો.

ખંભાતથી એક માઇલ દુર વડવાત્રમાં રહી રામમોહન ધ્યાનનો અભ્યાસ કરતો હતો, આ સ્થાનની **નજીક શ્રીમદ્ રાજચંદ્રનો આશ્રમ છે, તે આશ્રમમાં રહી શ્રીમદ્ રાજચંદ્ર કૃત આત્મ સિદ્ધિ શાસ્ત્રનું** અવલોકન કર્યું, અગાસના સ્ટેશન પર લઘુરાજ મહારાજનાં દર્શન કરવા ગયા ત્યારે મહારાજશ્રીએ પ્રસન્ન થઈ તત્વજ્ઞાનનો ગ્રંથ રામમોહનને ભેટ આપ્યો હતો, સંદેશરથી કેટલાક મુમુક્ષુઓ આશ્રમમાં દર્શન કરવા આવ્યા હતા, તેમણે કહ્યું કે પ્રિતમ સ્વામિ એ અમારા ગામમાં રહી **પ્રિતમની વાણી** બનાવી હતી, તેથી રામ મોહન સંદેશર ગયો, અને પ્રિત્તમ સ્વામિના ચરણ સ્પર્શથી પવિત્ર થએલી દિવ્ય ભુમીનાં દર્શન કરવાથી પરમ આનંદ થયો.

અમદાવાદ દિલ્હીદરવાજા બહાર હઠીભાઇની વાડી પાસે રાજનગર સુબોધક પુસ્તકાલયમાં રામ મોહન રહેતો હતો, ત્યારે વિક્રમ સંવત ૧૯૭૯ના વૈશાખ વદી ૧૦ ને શુક્રવારે સવારની ટ્રેનમાં ઇડર ગયો, મહાન કાળેશ્વરની ગુફા, શાંન્તિનાથના મંદિર પાછળની ગુફા, ભુરીયા બાવાની ગુફામાં રહી ધ્યાનનો અભ્યાસ કર્યો, ત્યારબાદ આબુ પાસે ચિત્રાસણી સ્ટેશનથી બે માઇલ દુર બાલારામ મહાદેવનું મંદિર છે.

ત્યાં ગયો, આસપાસ મીઠા પાણીનાં નિર્મલ ઝરણ વહે છે, એકાન્તમાં રહી ઈશ્વરનું ધ્યાન કરવાની જીજ્ઞાસાવાળા યોગી પુરૂષો માટે આ સ્થાન અનુકુળ હોવાથી, સાગર મહાત્મા પણ આ નિર્જન પ્રદેશમાં રહી, જીવન્મુક્તિના પરમ આનંદનો અનુભવ કરતા હતા, આસપાસનાં વૃક્ષોની, ડાળીઓ પર વિશ્રાંન્તિ લેતાં પક્ષીઓ ભિન્ન ભિન્ન પ્રકારના મનહર નાદ સંભળાવી મનને આનંદ આપતાં હતા, પક્ષીઓના બેસવાથી વૃક્ષની ડાળીઓ ઝુકી રહી હતી, વૃક્ષની શાખાઓમા બેસી વિશ્રાંન્તિ લેતાં પક્ષીઓ મિષ્ઠ ફળોને ચંચુ પ્રહાર કરી પોતાની ક્ષુધા શાન્ત કરતાં હતાં, અહો ? પરમ કૃપાળુ પરમાત્માએ પ્રાણી માત્રના ખાન પાન અને વિશ્રામને માટે કેવી સુંદર રચના કરી છે ! પીવાને માટે અમૃત જેવા મીઠા પાણીનાં ઝરણ, જમવા માટે અનેક પ્રકારના ફળ, ફુલ, મેવા, જીવનના નિર્વાહ માટે મંદ મંદ પવનની લહરી, પ્રકાશ માટે સૂર્ય ચંદ્ર તારા ઈત્યાદિ અનેક પ્રકારનાં સુખનાં સાધનોની સર્વોત્તમ સગવડ કરેલી છે, તે પરમ કૃપાળું પરમાત્માનું નિરંતર સ્મરણ કરવું એજ આ મનુષ્ય જન્મનું સર્વથી શ્રેષ્ઠ કર્તવ્ય છે.

## સિદ્ધ પુરૂષનાં દર્શન

ગૌમુખી ગંગામાં સ્નાન કરી બાલારામ મહાદેવનાં દર્શન કર્યા બાદ રામમોહન જંગલમાં ફરવા ગયો, આ પહાડની અંદર તપાસ કરતાં વડના વૃક્ષ નીચે એક મહાન યોગેશ્વર સમાધિમાં બેઠા હતા, મહાત્માનાં દર્શન થવાંથી પરમ આનંદ થયો, તે સિદ્ધ પુરૂષના ચરણ કમળમાં રામમોહને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, આ મહાન યોગેશ્વરના ભાલ પ્રદેશ તરફ દ્રષ્ટિ કરતાં **બ્રહ્મ તેજ** ચમકી રહ્યું હતું, પુર્ણીમાના ચંદ્ર સમાન મુખની તેજસ્વી કાન્તિ નિહાળી રામ મોહનનું હૃદય કમળ પ્રફુલ્લિત થતું હતું, આ દિવ્ય મુર્તિનાં દર્શન મને થએલાં છે, એની સ્ફુરણા રામમોહનના હૃદયમાં વારંવાર થતી હતી, આ મહાત્માની મનોહર મુખાકૃતિએ મોહનનું મન હરી લીધું શીર પર સોનેરી રંગની ભુરી જટા અને શરીરની કાન્તિ અત્યંત

ગૌર હતી, ઉપર દ્રષ્ટિ કરતાં વડ વૃક્ષની શાખામાં લટકી રહેલો સર્પ મહાત્માના મસ્તક પર ફેણ ધરી ઝુકી રહેલો હતો, જાણે સાક્ષાત **સદાશિવ** સમાધિમાં નિમગ્ન થએલા હોય, એવી દિવ્ય મુર્તિનાં દર્શન થવાથી રામમોહનના હૃદયમાં અનહદ આનંદ થયો.

આ સિધ્ધ પુરૂષની દિવ્ય શકિતના પ્રભાવથી રામમોહનને સહજ સમાધિ પ્રાપ્ત થઈ, **ચરાચર વિશ્વ અને ચૌદ બ્રહ્માંડમાં સર્વત્ર કૈવલ્ય સ્વયં પ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદઘન પૂર્ણ બ્રહ્મ વિલસી રહ્યો છે એવો અનુભવ** થયો. અહો ? યોગ સિદ્ધ મહાત્માઓની દિવ્ય શકિતનો કેવો અજબ પ્રભાવ છે ?

### વિશ્વ પ્રેમ

सर्प सिंह हिंसक पशु, होय प्रेमसें वश;
**मोहन** परमानंद मय, स्वानुभव प्रत्यक्ष; ११८
जिनके दिव्य प्रभावसें, सर्प सिंह बने शांन्त;
**मोहन** परमानंद मय, विश्व प्रेम सिद्धांत ११९
हिंसक अहिंसक बने, सर्प तजे निज झेर;
मोहन परमानंद मय, चडे प्रेमकी लहेर १२०

श्री राममोहनराय कृत स्वरूपानंद लहरी

પ્રાણી માત્ર પર સમદ્રષ્ટિ રાખનાર યોગી પુરૂષો જે ભુમીમાં નિવાસ કરે છે, તે ભુમીની આસપાસનું વાતાવરણ વિશુદ્ધ પ્રેમ મય થઇ જાય છે, અરે એ પવિત્ર ભુમીમાં પ્રેમનુંજ સામ્રાજ્ય પ્રસરી જાય છે, સર્પ સિંહ વગેરે હિંસક પ્રાણીઓને પણ પ્રેમથીજ વશ. કરી શકાય છે, પ્રેમને વશ થઈ પ્રભુએ શવરીબાઇનાં બોર આરોગ્યાં, પ્રેમને વશ થઇ વિદુરની ભાજી શ્રીકૃષ્ણ પ્રભુએ અંગીકાર કરી, પ્રેમને વશ થઇ પ્રભુએ નામદેવનું દુધ પીધું, પ્રેમને વશ થઈ મીરાબાઈના ઝેર પીધાં, એક હિંદી કવિ કહે છે કે:—

शेष महेश गणेश दिनेश, सुरेश हूँ जाहि निरंतर गावै।
जाहि अनादि अनंत अखंड, अछेद अभेद सुवेद बतावै ॥
नारद शारद व्यास रटै, पचिहारे तऊ पुनि पार न पावै।
ताहि अहिरकी छोहरियां छछीयां भर छाछ पै नाच नचावै

### તત્વદર્શન

શેષ, મહેશ, ગણેશ, સૂર્ય અને ઇન્દ્રાદિ દેવો જે સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ ઘન પરમાત્માનો મહિમા નિરંતર ગાય છે, વેદ અને ઉપનિષદ્‌ની અંદર અનાદિ, અનંત, અખંડ, અછેદ, અભેદ સ્વરૂપે જે પરમાત્મ તત્વનું વર્ણન કરેલું છે, દેવર્ષિ નારદ અને સાક્ષાત્ સરસ્વતિ દેવી તેમજ મહર્ષિ વ્યાસ જેનું અહોનિશ સ્મરણ કરે છે, એ પ્રમાણે અત્યંત પરિશ્રમ કરવા છતાં, પણ જે પરમાત્માના અપાર મહિમાનો પાર પામી શકાય તેમ નથી. એવા અનંત બ્રહ્માંડના નાથ, કેવળ સ્વયં પ્રકાશ સ્વરૂપ, સચ્ચિદાનંદઘન, વિશ્વમોહન શ્રીકૃષ્ણ ભગવાનને વ્રજની ગોપીઓ છાશ પાય છે, અને નાચ નચાવે છે. ખરેખર? વિશુદ્ધ પ્રેમથીજ પ્રભુને વશ કરી શકાય છે, સ્વામિ રામતીર્થજી કહે છે કેઃ—

ૐ...પ્રેમ...પ્રેમ......પરબ્રહ્મ......ૐ

જય......જય...પ્રેમ...પ્રેમ...પરબ્રહ્મ...ૐ

પ્રિય આત્મ બંધુઓ? પ્રભુ પ્રત્યે પૂર્ણ પ્રેમ અને અનન્ય ભક્તિ ભાવ હોય તોજ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

### આબુરાજમાં યોગાભ્યાસ.

શ્રી સદ્‌ગુરૂ દેવના કૃપા પ્રસાદથી રામ મોહનને સહજ સમાધિના અલૌકિક આનંદનો અનુભવ થયો, અહો! એ પરમાનંદ મય સ્વરૂપ સ્થિતિ કેવળ સદ્‌ગુરૂ દેવની કૃપાથી જ પ્રાપ્ત થાય છે, શ્રિત ભગવતી કહે છે કેઃ-**गुरु कृपाही कैवल्यम्**

## રાજયોગનો અભ્યાસ

શ્રી સદ્‌ગુરૂ દેવે રામ મોહનના હૃદયમાં એવી પ્રેરણા કરી કે તું આબુના પહાડમાં જઇ રાજયોગનો અભ્યાસ કર, શ્રી સદ્‌ગુરૂ દેવની પ્રેરણા થવાથી રામમોહન આબુ ગયો, પંદર દિવસના ઉપ-વાસ કરેલા હોવા છતાં દરરોજ દશ માઇલ ચાલતો હતો, એ પ્રમાણે આબુના પહાડમાં પગે ચાલીને સિત્તેર માઇલની મુસાફરી કરી, સર્પ, સિંહ, વાઘ, ઇત્યાદિ હિંસક પ્રાણીઓના પરિચયમાં આવવા છતાં પરમકૃપાળુ પરમાત્માએ રામમોહનની રક્ષા કરી, નખી તલાવના કિનારા પર આવેલા મહાદેવનાં દર્શન કર્યાં, રાત્રીએ પ્રભુ પ્રાર્થના કર્યા બાદ ત્યાંજ વિશ્રાન્તિ લીધી, બીજે દિવસે સવારે ચંપા ગુફામાં ગયા. ધ્યાન કરવા માટે આ ગુફા અનુકુળ છે, ત્યાંથી પહાડ પર ચઢી રામ ઝરૂખામાં ગયા, **પરમહંસ સ્વામિશ્રી કૈવલ્યાનંદનાં દર્શન તથા સત્સંગ કરવાથી પરમ આનંદ થયો.**

આગળ ચાલતાં અર્બુદા દેવીનાં દર્શન કર્યાં બાદ, નળ રાજાની ગુફા, મુનિગુફા, જ્ઞાન કુંડ, પરમાનંદની ગુફા, ગોપીચંદની ગુફા, અને ભર્તુહરિની ગુફાનાં દર્શન કર્યાં, ગુફ઼ ઘણીજ ન્હાની હતી, આસપાસ દ્રષ્ટિ કરતાં એક ન્હાનું દ્વાર દ્રષ્ટિ ગોચર થવાથી રામમોહને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તે દ્વારમાં પ્રવેશ કર્યો, એક ન્હાની જાળી મુકેલી હોવાથી ગુફાની અંદર સુક્ષ્મ હવા તથા પ્રકાશ આવી શકે એવી સુંદર વ્યવસ્થા હતી, એકાંન્તમાં રહી સમાધિનો અભ્યાસ કરવા માટે આ સ્થાન અનુકુળ છે, રાજર્ષિ ભર્તુહરિએ આ ગુપ્ત ગુફામાં રહી યોગનો અભ્યાસ કરેલો હોવાથી આ ગુફામાં પ્રવેશ કરતાંજ રામમોહનના હૃદયમાં પ્રભુએ પ્રેરણા કરી કે ધ્યાન કર. તેથી આ પવિત્ર ભુમીમાં બેસી ધ્યાન કરવાથી પરમ આનંદ થયો.

એક સમયે રામમોહન ભૃગુ ઋષિનો આશ્રમ જોવા ગયો. આ આશ્રમની સામે એક સુંદર સરોવર હતું, આશ્રમની આસપાસનાં રમણિય વૃક્ષોની સૌંદર્યતા નિહાળી હૃદયમાં પરમ આનંદ થયો, સુગંધી મિશ્રીત શિતળ પવન મંદ મંદ વહન કરતો હતો, પવનની

લહેરથી વૃક્ષોની ઝુકી રહેલી લત્તાઓ પરિશ્રમ કરી થાકી ગએલા અતિથીનો આદરસત્કાર કરતી હોય એવો ભાસ થતો હતો, વૃક્ષોની શિતળ છાયામાં વિશ્રાંન્તિ લેતાં પંખીઓ મધુરા આલાપ કરી મન રંજન કરતાં હતાં.

## તરૂણ તપસ્વી.

રામમોહન વૃક્ષની શિતળ છાયામાં વિશ્રાંન્તિ લેતો હતો તે સમયે સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરતો હતો. સામેના પહાડ પર દ્રષ્ટિ કરતાં ગુરૂદત્તાત્રયના શિખરનાં દર્શન થતાં હતાં, તે જોવાથી **ગુરૂદત્તની અબધુત ગીતામાં** આપેલો અલૌકિક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ અને અદ્દભુત ત્યાગ વૈરાગ્યની સ્મૃતિ થઇ, **કર પાત્ર અને ઉદર ઝોળી** રાખી અબધૂત વેશમાં વિચરી, અખંડ બ્રહ્માનંદમાં મસ્ત રહેનાર, ગુરૂ દત્તાત્રયનાં દર્શન કરવાની જીજ્ઞાસા થઇ, તેથી રામમોહન પહાડના વિકટ રસ્તે થઇ ગુરૂદત્તના શિખરે જતો હતો, એક બાજુ પર દ્રષ્ટિ કરતાં ગગન ભેદી ગીરી શિખરો જણાતાં હતાં, બીજી બાજુ દ્રષ્ટિ કરતાં ઘણી જ ઉંડી ખીણ હતી, રસ્તો તદ્દન સાંકડો હોવાથી ચાલતાં પગ ખસી જાય તો નીચે ખીણમાં પડવાથી અવશ્ય મૃત્યુ થાય, એવી પરિગ્થિતિમાં પણ **પ્રણવ મંત્રનું** સ્મરણ કરતો રામ મોહન ગુરૂ દત્તના શિખરે પહોંચી ગયો, સંધ્યા આરતિ સમયે ગુરૂદત્તનાં દર્શન કરી, મંદિરના નીચેની ગુફામાં વિશ્રાંન્તિ લીધી, બીજે દિવસે પ્રભાત સમયે બ્રહ્મ મહુર્તમાં જાગૃત થયો, સ્નાન ધ્યાન ઇત્યાદિ નિત્ય કર્મથી પરવારી પહાડના શિખર ઉપર **ગુરૂ દતાત્રયની** ચરણ પાદુકાનાં દર્શન કરવા ગયો, ધૂપ, દિપ, આરતિ, ચંદન પુષ્પથી પુજન કર્યું. **ગુરૂ દત્તાત્રયના** શિખર પર એક દિવસ રહી બીજે દિવસે વસિષ્ઠ આશ્રમમાં ગયો,

## વસિષ્ઠ આશ્રમ.

આમ્ર વૃક્ષની મનોહર કુંજમાં વિશ્રાંન્તિ લીધી, વૃક્ષ પરથી નીચે

પડી ગએલાં આમ્ર ફળ વીણી લીધાં, ગૌમુખી ગંગામાં સ્નાન કર્યાં બાદ ઇશ્વરનું ધ્યાન કરી ફળાહાર કર્યો, આશ્રમની આસપાસ ચંપો, મોગરો, કેવડાની સુગંધ પ્રસરી રહી હતી, સુગંધના ભોગી સર્પો કેવડાના વૃક્ષની આસપાસ વીંટાએલા દ્રષ્ટિગોચર થતા હતા, આમ્ર વૃક્ષ પર બેસી રહેલી કોકિલાઓ મધુરા આલાપ કરતી વનને ગજાવી રહી હતી, મયુરો સુંદર કળા કરી નૃત્ય કરતા હતા, શ્રીરામચંદ્રજી ભગવાનના ગુરૂ વસિષ્ઠ મહાત્માની તપશ્ચર્યા ભુમીનાં દર્શન કરવાથી પરમ આનંદ થયો, કામધેનું ગાયને મેળવવા માટે જે મહાત્માના સો પુત્રો (શિષ્યો) વિશ્વામિત્ર ઋષીએ મારી નાંખ્યા હતા, તેમ છતાં ક્ષમા ધારણ કરનાર, બ્રહ્મનિષ્ઠ મહાત્મા **વસિષ્ઠના** ચરણ સ્પર્શથી પવિત્ર થએલી ભુમીને રામ મોહને વંદન કર્યું. જે સદ્ગુરૂ દેવના કૃપા પ્રસાદથી **શ્રી રામચંદ્ર ભગવાનને** પૂર્ણ બ્રહ્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો, તે બ્રહ્મનિષ્ઠ મહાત્માની દિવ્ય મુર્તિનાં દર્શન કરવાથી રામ મોહનના રોમ રોમમાં રહેલા **અંતર્યામિ** પ્રભુનો સાક્ષાત્કાર થયો, તે સમયે રામ મોહનના હૃદયમાંથી પ્રગટ થએલાં અલૌકિક ઉર્મિઓનું અવલોકન કરવું હોય તો વ્હાલા વાંચક ચાલો. આપણે પણ એ જ્ઞાનરૂપી **અમૃતનું** પાન કરીએ.

### શ્રી સદ્‌ગુરૂદેવની સ્તુતિ

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मुर्तिम् ।
द्वंद्वातीतं गगन सदृशं तत्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्व धी साक्षी भूतम् ।
भावातीतं त्रिगुणारहितं सदगुरू त्वं नमामि ॥

(રાગ–ભજતો મેરો રામ નામ, દુસરો ન કોઇ)

जय जय सद्‌गुरु देव, शरण मैं तुम्हारी;
शरण मैं तुम्हारी प्रभो, शरण मैं तुम्हारी—जय० १

भक्त जन रटत नाम, वेद श्रुति करत गान;
ऋषि मुनि धरत ध्यान, शरण सुखकारी; जय० २

प्रगट प्रभु गुरु देव, गुरु सब देवनका देव;
सुर नर करत सेव, महिमा अति भारी. जय० ३

हृदय कमल करके वास, रहतेहो संतनके पास;
भक्त जनकी पुरो आश, लीजीए उगारी. जय० ४

गुरुदेव तारण तरण, आयाहुँ तुमारी शरण;
राम मोहन गुरु चरण, जाऊं बलिहारी. जय० ५

વસિષ્ઠ મહાત્માના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રામ મોહન મંદિરના ચોકમાં આવ્યો, એક મહાત્મા યોગ વાસિષ્ઠ મહારામાયણ વાંચતા હતા, તેઓશ્રીનાં દર્શન તથા સત્સંગથી આનંદ થયો, મહાત્માને વંદન કરી રામ મોહન પહાડ પરથી નીચે ઉતર્યો, રસ્તામાં સિંહની ભયંકર ગર્જનાઓ સાંભળવા છતાં પ્રભુમય પ્રેમમાં મસ્ત બનેલો રામ મોહન નિર્ભય રહી વિચરતો હતો, સંધ્યા સમયે મધુસુદન ભગવાનના મંદિરમાં ગયો, પ્રભુનાં દર્શન અને પ્રાર્થના કર્યા બાદ વિશ્રાંતિ લીધી, બીજે દિવસે પ્રભાત સમયે ઋષિકેશ ગયો, ભગવાનની દિવ્ય મુર્તિનાં દર્શન કરવાથી પરમ આનંદ થયો, ઋષિકેશની યાત્રા કરી રામ મોહન અમદાવાદ આવ્યો, શાહપુર ગળનાળાની પોળમાં રહેનાર પુજ્ય કાશીબા દરરોજ રામમોહનની પાસે ગુરૂ દત્તાત્રયની અબધુત ગીતાની કથા શ્રવણ કરવા આવતાં હતાં, વિક્રમ સંવત ૧૯૮૦ના ચાતુર્માસમાં કન્યાશાળા નંબર ૧ માં હેડ માસ્તરનું કામ કરનાર હરિગંગા બ્હેન વિચાર ચંદ્રોદય અને યોગવાસિષ્ઠ મહા રામાયણનો અભ્યાસ કરતાં હતાં

સ્વામી રામતીર્થ અને ગુરૂ દત્તાત્રયનું જીવન ચરિત્ર વાંચવાથી વૈરાગ્ય વૃત્તિ પ્રબળ થઈ, એકાંતમાં રહી રાજયોગનો અભ્યાસ કરવાની ઇશ્વરી પ્રેરણા થઈ.

## બોરીવલીની ગુફાઓમાં કરેલી તપશ્ચર્યા

વિક્રમ સંવત ૧૯૮૦ના આસો વદી ૧૦ ના દિવસે પ્રભાતમાં રામમોહને **देहं पातयामि वा कार्यं साधयामि** એવો દૃઢ નિશ્ચય કરી પ્રયાણ કર્યું, વડોદરાની ધર્મશાળામાં રાત્રે સત્સંગ કર્યો, બીજે દિવસે સવારની ટ્રેનમાં ભરૂચ ગયો, આચાર્યશ્રી કેશરવિજય મહારાજનાં દર્શન કરવા ગયો, તે સમયે રામમોહને કહ્યું કે શું સાધન કરવાથી સહજ સમાધિ પ્રાપ્ત થાય, પ્રત્યુત્તર મલ્યો કે સમાધિનિષ્ઠ મહાપુરૂષની કૃપા દ્રષ્ટિથી સહજ સમાધિ પ્રાપ્ત થાય છે, આ મહાત્માનો સત્સંગ કરવાથી રામ મોહનની ભાવનાને પ્રોત્સાહન મલ્યું. મહારાજશ્રીની આજ્ઞાથી વિક્રમ સંવત ૧૯૮૦ ના આસો વદી ૧૩ (લક્ષ્મીપુજન)ના દિવસે સવારની ટ્રેનમાં મુંબઇ ગયો, વિક્રમ સંવત ૧૯૮૧ ના કાર્તિક સુદી ૨ ના દિવસે બપોરની ટ્રેનમાં **બોરીવલી** ગયો, રસ્તાની અંદર તૃષા લાગી, પરંતુ રામ મોહનની પાસે કર પાત્ર અને ઉદર **ઝોળી** હતી, સ્વાધ્યાય કરવા માટે **ગુરૂદેવ દત્તાત્રયની અવધુત ગીતા** હતી,

આગળ જતાં એક સદ્ગૃહસ્થ બગીચાની અંદર ખુરસીમાં બેસી પુસ્તક વાંચતો હતો તેની દ્રષ્ટિ રામ મોહન પર પડવાથી તે સદ્ગ્રહસ્થે કહ્યું કે ક્યાં જવું છે ? રામ મોહને કહ્યું, બોરીવલીની ગુફાઓમાં. સદ્ગૃહસ્થે કહ્યું કે પધારો, જલપાન કરી વિશ્રાન્તિ લ્યો. સદ્ગૃહસ્થના પ્રેમને વશ થઇ રામ મોહન ત્યાં ગયો, જલપાન કરી વિશ્રાન્તિ લીધાબાદ વિચાર કરવા લાગ્યો, હે પરમ કૃપાળુ પરમાત્મા ! ત્હારી કૃપાની બલિહારી છે, પ્રાણી માત્રનું પાલન પોષણ અને

રક્ષણ કરનાર સર્વત્ર વ્યાપક વિભુ ત્હારી અકળ કળાનો કોઈ પાર પામી શકે તેમ નથી.

સદ્‌ગૃહસ્થ—બોરીવલી ગુફામાં જઈ શું કરશો?

રામ મોહન—પરમાત્માનું ધ્યાન,

સદ્‌ગૃહસ્થ—પાસે કાંઇ પણ સાધન કેમ રાખતા નથી?

રામ મોહન—મને જે સમયે જે વસ્તુની જરૂર પડે છે તે પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થાય છે. તે કારણથી હું મુસાફરીની અંદર વિશેષ વસ્તુનો સંગ્રહ કરતો નથી.

સદ્‌ગૃહસ્થ— પરંતું આપ જ્યાં જાઓછો તે બોરીવલ્લીની ગુફા તો કેવળ જંગલમાં છે, ત્યાં કોઈ પણ માણસની વસ્તી નથી, અને વસ્તી વિના ખાવા પીવાનું સાધન ક્યાંથી મળશે?

રામ મોહન—કાંઈ પણ નહિ મળે તો વૃક્ષનાં પાન ખાઈને પણ શરીરનો નિર્વાહ થઈ શકે છે.

સદ્‌ગૃહસ્થ— બોરીવલ્લીના પહાડની અંદર સર્પ સિંહ વિગેરે હિંસક પ્રાણીનો ભય રહે છે.

રામ મોહન—મધુવનની અંદર ધ્રુવજીએ તપશ્ચર્યા કરી ત્યારે પરમ કૃપાળુ પરમાત્માએ રક્ષા કરી હતી, તે વિભુ વિશ્વમાં સર્વત્ર વ્યાપક અને સર્વ શક્તિમાન હોવાથી મ્હારૂં રક્ષણ કરશે, મહાત્મા તુલસીદાસજી કહે છે કે

जीतने तारे गगनमें, ईतने शत्रु होय;
कृपा होय श्रीरामकी, बाल न बांका होय.

સદ્‌ગૃહસ્થ—વર્તમાન સમયમાં પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે?

રામ મોહન—હા, જે ભક્તને ભગવાનની કૃપાથી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત

થાય છે તેજ મનુષ્યને ધ્યાનની અંદર ભગવાનના
દિવ્ય સ્વરૂપનાં સાક્ષાત દર્શન થાય છે.

સદ્‌ગૃહસ્થ--કેવી રીતે ?

રામ મોહન--જેવી રીતે ધ્રુવ, પ્રલ્હાદ, મયુરધ્વજ, હરિશ્ચંદ્ર, અંબરિષ, ઉદ્ધવજી અને અર્જુનને ભગવાનના દિવ્ય સ્વરૂપનાં દિવ્ય દ્રષ્ટિ દ્વારા દર્શન થયાં. તેવીજ રીતે સંત પુરૂષોના વચન પર અચલ શ્રદ્ધા રાખી, અહોનિશ પરમાત્માનું ધ્યાન કરવાથી ભગવાનનો સાક્ષાત્કાર થાય છે.

એમ કહી રામ મોહન બોરીવલીની ગુફાઓ તરફ રવાના થયો, આગળ જતાં બે માર્ગ આવ્યા તેથી રામ મોહન વિચાર કરવા લાગ્યો કે હવે કયા માર્ગે જવું ?, તેજ સમયે સામેથી એક પુરૂષ આવ્યો. રામ મોહનને માર્ગ બતાવી ચાલ્યો ગયો, રસ્તાની અંદર એક સુંદર સરોવર આવ્યું, તેમાં સ્નાન કરી પ્રભુ પ્રાર્થના કર્યા બાદ જલપાન કર્યું, થોડીવાર વિશ્રાન્તિ લઇ આગળ પ્રયાણ કર્યું. આસપાસ વનમાં વૃક્ષોની સઘન ઘટા છાઇ રહી હતી. આવતા જતા મુસાફરોને છાયા કરી વૃક્ષો પણ પરોપકાર કરવાનો પાઠ મનુષ્યોને શિખવતાં હોય, એવો ભાસ થતો હતો. વૃક્ષોની ઝુકી રહેલી શાખાઓ **सुस्वागतम्** નો મધુરો મંત્ર મનમાં જ જપતી અતિથીનો સત્કાર કરતી હતી, સુગંધી મિશ્રીત શિતળ પવનની મંદ મંદ લહરીઓ આવતી હતી, ગુલાબ, ચંપો, મોગરો વિગેરે પુષ્પો પણ સુગંધી આપી વનમાં વિહાર કરનાર મનુષ્યોનાં મનને પ્રફુલ્લિત કરતાં હતાં, કુદરતી નિયમ પ્રમાણે વૃક્ષો પરથી ખરી પડેલાં મિષ્ટ ફળો મુસાફરની ક્ષુધા શાન્ત કરતાં હતાં, આસપાસ વહેતાં નિર્મળ પાણીના ઝરણાં તૃષાતુરની તૃષા શાન્ત કરી પરમ શાન્તિ આપતાં હતાં, વૃક્ષની લત્તાઓમાં વિશ્રાન્તિ લેતાં મેનાં પોપટ, મધુર સ્વરે પ્રભુના ગુણગાન કરતાં હતાં, સુગંધના ભોગી ભ્રમરો પુષ્પોની

આસપાસ પ્રદક્ષિણા કરતા પ્રણુવ મંત્રનું ગુંજન કરતા હતા, આસ-પાસ મૃગનાં ટોળાં ફરતાં હતાં, કોઈ કોઈ મૃગ લીલું ઘાસ ચરતાં હતાં. મૃગ બાલ માતાને ધાવતાં, નાચતાં, કુદતાં, ખેલતાં આનંદથી આમતેમ વિચરતાં દ્રષ્ટિગોચર થતાં હતાં, કુદરતી સૌંદર્યનું અવલોકન કરવાથી રામ મોહનના હ્રદયમાંથી સ્વરૂપાનંદની લહરીઓ પ્રગટ થતી હતી, વ્હાલા વાંચક એ અખંડાનંદની મસ્તીના ઉદગારો શ્રવણ કરવાની જીજ્ઞાસા હોય તો આવો, આપણે તેનું અવલોકન કરીએ.

## દિવ્ય દર્શન

રાગ—શાર્દુલ વિક્રડીત છંદ.

હે દિન બંધુ વિશ્વંભર વિભુ, સકલ સૃષ્ટિમાં તું વસે;
વસ્તુ માત્ર વિષે વિચાર કરતાં, સત્તા પ્રભુની દિસે;
અંતરમાં ૐકાર જ્યોતિ સ્વરૂપે, નિશ્ચય નિરાકાર છે;
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે...૧

વન મહીં વસતાં વિવિધ પુષ્પો, મનને પ્રફુલ્લિત કરે;
સુગંધના ભોગી યોગી ભ્રમરો, પ્રણવ ધ્વનિ કરે;
અસ્તિ ભાતિ પ્રિય પ્રભુ જે. તન મન પ્રાણાધાર છે;
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે...૨

જે સચ્ચિદાનંદઘન પ્રભુની, શાસ્ત્રો સદા સ્તુતિ કરે,
હરિઃ ૐ શાન્તિઃ સ્મરણ કરતાં, સંકટ સર્વે હરે;
નિગમ નેતિ નેતિ કહી વિરમે, મહિમા અનંત અપાર છે;
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે...૩

જે સ્વયં જ્યોતિ રૂપ પ્રભુનું, ધ્યાન યોગેશ્વર ધરે;
એકવિસ હજાર છસોં શ્વાસે, હર દમ સ્મરણ કરે;
અંત જ્યોતિ બહી જ્યોતિ, પ્રકાશ અપરંપાર છે;
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે...૪

દ્વિકર જોડી રામ મોહન કહે, સન્મતિ આપો સદા;
અમૃતની ધારા અહોનિશ વહે, શાન્તિ મળે સર્વદા;
ॐ पूर्णमदः ॐ पूर्णमिदं, सनातन सर्वाधार छे;
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે...૫

ઉપર પ્રમાણે પ્રભુના ગુણ ગાન કરતો રામ મોહન ચાલ્યો જતો હતો, તેની પાછળ પાછળ એક કાળો નાગ આવતો હતો, તેની રામ મોહનને બિલકુલ ખબર ન્હોતી, સ્વરૂપાનંદમાં મસ્ત રામ મોહનને એવી તપાસ કરવાનું શું પ્રયોજન ?

રામ મોહનના જમણા પગની છેક નજીક સર્પ આવી પહોચ્યો ત્યારે જ રામ મોહને જાણ્યું કે સર્પ ડંશ મારવા આવે છે. સર્વત્ર પૂર્ણ બ્રહ્મનોજ સાક્ષાત્કાર કરનાર રામ મોહને હસતાં હસતાં બે હાથ જોડી પ્રાર્થના કરી કે હે શેષ નારાયણ ભગવાન ? આજ મ્હારા પર કૃપા કરી મને દર્શન દીધાં, પધારો પ્રભુ ! આપની ડંશ મારવાની ઇચ્છા હોય તો આ દેહ તૈયાર છે, કારણ કે આ દેહ ક્ષણ ભંગુર છે, આત્માજ અમર છે हरिः ॐ तत्सत् એમ કહી સર્પની સાથે ત્રાટક કરતાં શેષ નારાયણ ભગવાનનાં દર્શન થયાં, ભક્તિયોગમાં કહે છે કેઃ—

શાખી

संत जहां चरण धरे, तहां धरुं मैं हाथ,
भक्तोकी रक्षा करुं, सदा रहुँ मै साथ; ६१
श्रीमन्न नारायण नारायण नारायण
श्री राम मोहन कृत स्वरूपानंद लहरी

નારાયણના નામ સ્મરણની ધૂનમાં મસ્ત બનેલો રામ મોહન બોરીવલીની ગુફાઓના બદલે તુલસી તલાવના રસ્તા તરફ ચાલ્યો ગયો. તુલસી તલાવ બોરીવલી સ્ટેશનથી બાર માઈલ દુર છે. આ

રસ્તો ઘણોજ વિકટ અને પહાડી પ્રદેશ હોવાથી મનુષ્યનાં દર્શન પણ દુર્લભ, કોને પૂછવું? અને કયાં જવું? પ્રભુ પ્રેરણા કરે તેજ માર્ગે જવું.

રામ મોહને સંકલ્પ કર્યો હતો કે જ્યાં સુધી સમાધિનિષ્ટ મહાત્માનાં દર્શન ન થાય, ત્યાં સુધી એક વખત સાત્વિક આહાર કરવો, તે પણ ન મળે તો ફલાહાર કરવો, ફલાહાર પણ ન મળે તો પાંદડાં ખાઇને જીવનનો નિર્વાહ કરવો, પ્રારબ્ધ વશાત્ પાંદડાં પણ ન મળે તો કેવળ જલપાન કરવું, પગમાં બુટ નહિ હોવાથી પત્થરની ઠોકરો લાગવાથી પગમાંથી રક્તની ધારાઓ વહી રહી હતી.

એ પ્રમાણે અનેક પ્રકારનાં સંકટ સહન કરતો તરૂણ તપસ્વી રામ મોહન બોરીવલીના પહાડમાં વિચરતો હતો. આકાશ તરફ નજર કરતાં રંગબેરંગી સુવર્ણમય સંધ્યાની અપુર્વ સૌંદર્યતા નિરખી પરમ આનંદ થતો હતો, સૂર્ય નારાયણ ભગવાન અંતર્ધ્યાન થયા, કાર્તિક સુદી ૨ ના ચંદ્રનું દર્શન કરવાથી રામમોહનને અનહદ આનંદ થયો, સંધ્યા સમયની પ્રાર્થના કર્યા બાદ ધ્રુવના તારાનાં દર્શન કરતાં રામ મોહનના હૃદયમાં સ્ફુરણા થઇ કે ફક્ત પાંચ વર્ષની ન્હાની વયમાંજ વિષ્ણુ ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરનાર પ્રભુના પરમ ભક્ત ધ્રુવજીની તપશ્ચર્યાનો કેવો દિવ્ય પ્રભાવ છે કે સપ્ત ઋષિ જેવા મહાન યોગેશ્વરો પણ ધ્રુવજીની આસપાસ પ્રદક્ષિણા કરે છે, ખરેખર ભગવાનને ભક્તિથીજ વશ કરી શકાય છે, ભકત-ની કસોટી થાય છે, પરંતુ અંતે ભકતવત્સલ ભગવાનની કૃપા થાય છે, રાત્રિનો સમય હોવા છતાં પ્રભુમય પ્રેમમાં મસ્ત બનેલો રામ મોહન પર્વતના શિખર પર ઉભો રહી ઈશ્વર સ્તુતિ કરતો હતો, પ્રિય પાઠક આવો આપણે પણ પ્રભુના પ્રેમી ભકતોના ગુણ ગાનશ્રવણ કરીએ.

## ભકત વત્સલ ભગવાન

(રાગ—દુનિયાને ઉંધાં ચશ્મા, ડાહ્યા દિવાના લાગે)

પ્રેમી પ્રભુના ભક્તો, મને પ્રાણુ પ્યારા લાગે;
જ્યોતિ પ્રભુની જેના દિલમાં સદા બિરાજે. ટેક૦

ધ્રુવજીએ બાલ વયમાં, ભક્તિ પ્રભુની કીધી;
પદવી અવીચલ દીધી, દર્શન દીધા મુરારે—પ્રેમી૦ ૧

પ્રહ્લાદ ભક્ત પ્રભુનો, દરિયામાં ફેંકી દીધો;
પ્રભુએ બચાવી લીધો, રક્ષા કરી તે વારે—પ્રેમી૦ ૨

હરિશ્ચંદ્રે સત્ય માટે, ભર્યાં નીચ ઘેર પાણી;
રોહિત કુંવર ને રાણી, અંતે પ્રભુ ઉગારે—પ્રેમી૦ ૩

હળા હળ ઝેર પીધાં, દર્શન મીરાંને દીધાં;
પ્રભુ ભક્તિના પ્રભાવે, અમૃત થયું તે વારે—પ્રેમી૦ ૪

દ્રૌપદીના ચીર ખેંચ્યાં, કૌરવ સભામાં જ્યારે;
નવસેં નવાણું વસ્ત્રો, પૂર્યાં પ્રભુએ ત્યારે—પ્રેમી૦ ૫

નરસિંહની હુંડી સ્વિકારી, વ્હારે ધાયા મોરારી;
ભકતોની મહિમા વધારી, ધન્ય ધન્ય સંત પુકારે—પ્રેમી૦ ૬

જો ટેક એવો ધારે, પલ એક ના વિસારે;
હરદમ રામ મોહન, ભજ લે પ્રભુકો પ્યારે—પ્રેમી૦ ૭

પ્રભુના પ્રેમી ભકતો ભગવાનનો મહિમા ગાય છે. ત્યાંજ પ્રભુનો નિવાસ છે, સ્વયં વિષ્ણુ ભગવાન દેવર્ષિ નારદ પ્રત્યે કહે છે કેઃ—

नाहं वसामि वैकुंठे योगीनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

हे नारद ? मैं सदा वैकुठमें निवास नहि करता हूँ, और योगीके हृदयमें भी निरंतर नही रहता हूं, परंतु मेरा

**प्रेमी भक्त जहां पर बैठ कर हरि गुरु संत महात्माओकी महिमा गाता है, वहां मेरा निवास है.**

રાત્રીનો સમય થએલો હોવાથી અંધકાર પ્રસરી રહ્યો હતો, કોઇ કોઈ જગાએ તારાઓનો ઝાંખો પ્રકાશ જણાતો હતો, એવા અંધકારમાં રામ મોહન એકલોજ બોરીવલીના પર્વતોમાં વિચરતો હતો, પહાડના શિખર પર ચડે અને પાછો ઉંડી ખીણની અંદર ઉતરે, રસ્તામાં વૃક્ષનાં ખરી પડેલાં પાનની અંદર છુપાઇ રહેલા સર્પ વિગરે પ્રાણીઓ નાશ ભાગ કરતાં હતાં, તેમ છતાં ભક્ત વત્સલ ભગવાને રામ મોહનની રક્ષા કરી. એ પ્રમાણે અનેક પ્રકારનાં સંકટ સહન કરીને રાત્રિના અગીયાર વાગ્યાના સુમારે તુલશી તલાવના કિનારે આવ્યો, અત્યંત પરિશ્રમ થએલો હોવાથી ત્યાંજ વિશ્રાંન્તિ લીધી, મધ્ય રાત્રીનો સમય થયો, હિંસક પ્રાણીઓની હૃદય ભેદક ભયંકર ગર્જનાઓ શ્રવણ કરવા છતાં રામ મોહન નિર્ભય રહી, ઇશ્વર ચિંતન કરતો હતો, અને પ્રાણી માત્રમાં પ્રભુનો અંશ નિહાળી સહજ સમાધિના અલૌકિક સુખનો અનુભવ કરતો હતો.

## કાવ્ય

તત્વદર્શી સકલ જગની, આશનો પાસ તોડી;
બ્રહ્માનંદે **तत्सत्** પદે, ધ્યાનમાં ચિત્ત જોડી,
એકવિસ હજાર છસોશ્વાસે, **सोहं**નો લક્ષ સાધી;
લીધી મોહન અલખ અમીરી, સિદ્ધ કીધી સમાધી.

રામ મોહન તુલશી તલાવના કિનારાપર બેસી ધ્યાન કરતો હતો, તે સમયે ભયંકર ગર્જના કરતાં એક સિંહ અને સિંહણ તુલસી તલાવના કિનારે પાણી પીવા આવ્યાં, ભક્ત વત્સલ ભગવાને રામ મોહનની રક્ષા કરી, એક ભક્ત કવિ કહે છે કે

## જેને રામ રાખેરે ત્હેને કોણ મારી શકે.

સર્વ પ્રાણી માત્રમાં વ્યાપક પૂર્ણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર ભક્તની ભગવાન રક્ષા કરે છે. ભગવાન શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે કેઃ—

सर्व भुतस्थमात्मानं सर्व भुतानि चात्मनि ।
इक्षते योग युक्तात्मा सर्वत्र सम दर्शनः ॥
श्रीमद् भगवद् गीता अ० ६ श्लोक २९

સર્વ પ્રાણી માત્રમાં મ્હારો જ આત્મા છે. અને હું સવ પ્રાણીનો આત્મા હોવાથી સર્વમાં વ્યાપક છું. સર્વત્ર સમદ્રષ્ટિથી જોનાર યોગ યુક્ત મહાપુરૂષો જ પૂર્ણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. શ્રુતિ ભગવતી કહે છે કેઃ—

द्रष्टि ज्ञानमयी कृत्वा पश्येद ब्रह्ममयं जगत् ॥

કેવળ જ્ઞાનમય દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરવાથી સમસ્ત વિશ્વમાં પૂર્ણ બ્રહ્મનો જ સાક્ષાત્કાર થાય છે, પરમાત્માના ધ્યાનમાં રાત્રી વ્યતીત થઇ પ્રભાતનો સમય થયો, રામ મોહન ધ્યાનમાંથી જાગૃત થયો, અને પ્રભાત રાગનાં પદ ગાતો હતો.

રાગ–પ્રભાત

ધ્યાન ધર, ધ્યાન ધર, ધ્યાન પર બ્રહ્મનું, પૂર્ણ હુલ્લાસથી પ્રેમ આણી–
ભક્ત જન વિનવે, મુક્ત જન અનુભવે; પ્રગટ પ્રભુ હ્રદયમાં જોને પ્રાણી.
પિંડ બ્રહ્માંડ છે મન તણી કલ્પના; મન થકી બંધ ને મુક્તિ માની,
સંતની સાનથી, ગુરૂ ગમ જ્ઞાનથી, બ્રહ્મનો ભેદ તું લે ને જાણી.
ચક્ર ભેદન કરી, ધ્યાન ત્રિકુટી ધરી, જો ને જ્યોતિ સ્વરૂપ અંતર્યામી;
સચ્ચિદાનંદમય પ્રગટ પર બ્રહ્મ છે; અનંત બ્રહ્માંડનો આપ સ્વામી.

ગુરૂદેવે કૃપા કરી, પ્રગટ દેખ્યા હરી, સ્વયં જ્યોતિ રૂપ લે ને જાણી,
**રામ મોહન કહે,** ગુરૂ ગમથી લહે; જીવન્મુક્તિ તણી મોજ માણી.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञान गम्यं हृदि सर्वस्यधिष्ठितम ॥

## તત્વદર્શન

સૂર્ય ચંદ્ર ઇત્યાદિ સર્વ જ્યોતિઓનો પ્રકાશ કરનાર આત્મા સ્વયં જ્યોતિ સ્વરૂપ છે, ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર કહેવામાં આવે છે. કેવળ જ્ઞાન મય છે, ગુરૂ ગમથી જાણવા યોગ્ય છે, તત્વજ્ઞાન દ્વારા પ્રાપ્ત થાય છે, તે સ્વયં પ્રકાશ સ્વરૂપ પરમાત્મા જ સર્વના હૃદયમાં વાસ કરીને રહેલો છે.

બીજે દિવસે રામ મોહન બોરીવલી ગયો. બોરીવલીના પહાડની અંદર એકસોને આઠ ગુફાઓ હતી, એકાન્તમાં રહી પ્રભુનું ધ્યાન કરવા માટે આ સ્થાન અનુકુળ છે આ પર્વતના શિખર પર એક મહાત્મા રહેતા હતા, તે મહાત્માના દર્શન તથા સત્સંગ કરવાથી પરમ આનંદ થયો.

રામ મોહન જ્યારે કાર્લીની ગુફા. ભાજ્યાની ગુફા, અને લોહ ગઢના કિલ્લાની આસપાસ જંગલમાં વિચરતો હતો, ત્યારે કરમદાં કેરી જાંબુ અને વૃક્ષનાં પાન વિગેરે જે કંઈ પ્રાપ્ત થાય, તેથી શરીરનો નિર્વાહ કરતો હતો, કોઇ કોઈ પ્રસંગે કેવળ જલપાન કરીને જ રહેતો હતો.

સ્વરૂપાનંદમાં મસ્ત બનેલો રાજયોગી રામ મોહન રાત્રે વાઘ વરૂ ચિત્તા વિગેરે હિંસક પ્રાણીઓ રહેતાં હોય, એવા ભયંકર જંગલમાં નિર્ભય રહી વિચરતો હતો, અને પ્રભુના ગુણગાન કરતો હતો.

રાગ—ધનાશ્રી

સત્ ચિદ્ આનંદ રામ, હમારો, સત્ ચિદ્ આનંદ રામ—ટેક૦
ભક્ત જનોંકા હૈ પ્રતિ પાલક, ભક્ત વત્સલ ભગવાન—હમારો૦ ૧
તુજમેં મુજમેં સચરાચરમેં. સબ ઘટ વ્યાપક રામ—હમારો૦ ૨
સ્વયં પ્રકાશ સ્વરૂપ પ્રભુ હૈ, રહે નિરંતર ધ્યાન—હમારો૦ ૩
દિવ્ય દ્રષ્ટિસેં દેખો પ્યારે, રોમ રોમમેં રામ—હમારો૦ ૪
હરિ ગુરૂ સંત કૃપાસેં **મોહન**, નિત્ય મુક્ત નિષ્કામ-હમારો૦ ૫

રોમ રોમમાં રમી રહેલા અંતર્યામિ પ્રભુનો સાક્ષાત્કાર થયો, અલખના નામની અખંડ ધુન લાગી, હું સચ્ચિદાનંદ સ્વરૂપ જ છું એવો અલૌકિક અનુભવ થયો, સ્વયં જ્યોતિ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો.

દક્ષિણ દેશમાં સાંગલી પાસે સમડોલી ગામ બહાર મુનિ નિવાસ છે, ત્યાં દિગંબર મુનિશ્રી શાંતિસાગર મહારાજની પાસે એક માસ રહી, રામ મોહને ધ્યાનનો અભ્યાસ કર્યો હતો.

આચાર્યશ્રી જય સુરીશ્વર મહારાજ તથા પ્રતાપમુનિ મહારાજની સાથે રહી દક્ષિણમાં પનવેલ, લાનોલી, તલેગાંવ. અને પુના વિગેરે શહેરોમાં ફરી રામમોહને તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો, વિક્રમ સંવત ૧૯૮૧ ના ચૈત્ર માસમાં તલેગાંવની અંદર બરફના કાંકરા જેવો વરસાદ પડતો હતો, સખત ગરમીના દિવસોમાં બરફનો વરસાદ દેખી મનુષ્યોને મહાન આશ્ચર્ય લાગ્યું, તલેગાંવની પાસે ઇન્દ્રાયણી નદિના કિનારે એક પર્વતના શિખર પર **સંત તુકારામ**ની ચરણ પાદુકા અને કરતાલનાં દર્શન કર્યાં, આ પહાડની અંદર એક ગુપ્ત ગુફા હતી, તે ગુફામાં રહી રામ મોહન પ્રભુનું ધ્યાન કરતો હતો, તુકારામની ચરણ પાદુકાનાં દર્શન કરવા જાય ત્યારે સંત મહાત્માઓનાં પવિત્ર નામની ધુન લગાવતો હતો કેઃ—

निवृत्ति ज्ञानदेव सोपान मुक्ताबाई, एकनाथ नामदेव तुकाराम.

મસ્ત રામ મોહન લકડીઆ પુલ પાસે પુનાની સ્મશાનભૂમિમાં રહી પ્રભુનું ધ્યાન ધરતો હતો, ફરગ્યુસન કૉલેજની પાસે એક પર્વતની ટેકરીમાં મહાદેવનું મંદિર છે, આ પર્વતના શિખર પર રહી રામ મોહને પંદર દિવસના ઉપવાસ કર્યા હતા, તે સમયે સમર્થ રામદાસ સ્વામિના સંપ્રદાયના એક મહાત્મા દરરોજ રામ મોહનની પાસે સત્સંગ કરવા આવતા હતા, તે મહાત્માના પ્રેમને વશ થઇ રામ મોહન ફક્ત એકજ મુઠી મગફળીનું ફલાહાર કરી જલપાન કરતો હતો.

વિક્રમ સંવત ૧૯૮૧ ની સાલમાં બોરીવલ્લી અને કાર્લા વિગેરે ગુફાઓમાં રહી તપશ્ચર્યા કરવાથી રામ મોહનનું શરીર કેવળ હાડપિંજર જેવું થઈ ગયું હતું, ચાલવાની શક્તિ પણ ન રહી, પ્રાણાયામનો અભ્યાસ કરવાથી શરીર ધ્રુજતું હતું, તોપણ આખો દિવસ પર્વતના શિખર પર બેસી હરદમ પ્રભુનું ધ્યાન ધરતો હતો, વિક્રમ સંવત ૧૯૮૧ના પોસ સુદી ૧૧ ના દિવસે સહજ સમાધિમાં **સર્વત્ર વ્યાપક પૂર્ણ બ્રહ્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી,** જીવન્મુક્તિના પરમ આનંદનો અનુભવ થયો.

પુનાવાળા શેઠ શ્રી ગગલભાઇ હાથીભાઇ તથા શિવનાથજી લુંબાજી અને પુના કેમ્પવાળા શેઠ પાસાજી દોલાજી રામ મોહનનો સત્સંગ કરવા આવતા હતા. શરીર તંદુરસ્ત થયા બાદ વિક્રમ સંવત ૧૯૮૧ ના જેઠ સુદી ૧૧ના દિવસે રામ મોહન અમદાવાદમાં આવ્યો.

રામમોહનરાય અમદાવાદની અંદર પુરૂષોત્તમ માસમાં **પંચાલ ઉત્તમરામ ભુવરભાઈ** ઘીકાંટા વાળાના ડહેલામાં **યોગ વાસિષ્ટ મહા-રામાયણ** તથા અવધૂત ગીતાની કથા વાંચતા હતા, તે સમયે મહોલ્લાના માણસો કથા શ્રવણ કરવા આવતા હતા, સાંકળી મા, કાશીમા અને મણીબેનની બ્રહ્મ નિષ્ઠા જોઈ રામમોહનના હૃદયને પરમ આનંદ

થયો, સાંકળીમાને પંચીકરણ અને વેદાન્તના તત્વજ્ઞાનનાં ભજન કંઠસ્થ હતાં, ઉત્તમરામના પિતા શ્રીયુત્ ભૂધરભાઇ બ્રહ્મનિષ્ઠ પુરૂષ હતા, શાહપુર નવી પોળના રહેનાર પટેલ શંકરભાઈ ગોપાળદાસ પણ જીવન્મુક્ત પુરૂષ હતા. તેઓની વૃત્તિ અખંડ બ્રહ્માકાર રહેતી હતી. ઉત્તમરામના ન્હાનાભાઇ જયચંદભાઈ પણ મહાદેવના પરમ ભક્ત હતા, આ પ્રભુ ભકતોના સહવાસમાં રહેવાથી-રામ મોહનને પરમ આનંદ થયો હતો, ભાઇશ્રી ઉત્તમરામનો અત્યંત પ્રેમ હોવાથી રામમોહને આર, સી, હાઇસ્કુલ પાસે મોદી અમૃતલાલ મગનલાલ ના મકાનમાં ઔષધાલયની સ્થાપના કરી, દિન દુઃખી મનુષ્યની સેવા કરતો હતો, રામમોહન જ્યાં જ્યાં ફરવા જાય અને કોઈ પણ દુઃખી મનુષ્ય દ્રષ્ટિએ પડે તો તુરતજ ત્હેની સેવા કરવાના કાર્યમાં તત્પર રહેતો હતો. સર્વ આત્મા પ્રત્યે બંધુતત્વ ભાવ અને વિશ્વપ્રેમ હોય ત્યારેજ પ્રભુ પ્રસન્ન થાય છે.

એક સમયે રામ મોહન દિલ્હી દરવાજા બહાર ફરવા જતો હતો, રસ્તામાં એક માણસને કૅાલેરા થઇ ગએલો હોવાથી તે માણસને રામ-મોહનને પોતાના દવાખાનામાં લઇ ગયો. પથારીમાં સુવાડયો ઉલટી અને ઝાડા વારંવાર થતા હતા, તે કપડાં રામ મોહન જાતે ધોતો હતો, અને બીજાં ચોખ્ખાં કપડાં પાથરી આપતો હતો. આખી રાત્રિ એ પ્રમાણે સેવા કરી તેમજ દવા પીવરાવી, તંદુરસ્ત થયા બાદ રેલ્વે ભાડાનો બંદોબસ્ત કરી આપ્યો હતો.

પંચાલ નાથાલાલની ધર્મપત્નિ સંતોકબ્હેનને કૅાલેરાનો ભયંકર રોગ લાગુ પડયો હતો. ભાઈશ્રી ચંદુલાલનાં માતુશ્રી કાશીબાએ આવી રામ મોહનને કહ્યું કે સંતોકબ્હેનને કૅાલેરા થયો છે, આખર સ્થિતિ છે, માટે તમને યોગ્ય લાગે તે દવા આપો. રામ મોહન જોવા ગયો, સંતોકબ્હેનને મુર્છા આવેલી હોવાથી બેભાન સ્થિતિ હતી. ડૅાક્ટર

રામ મોહનરાયે કસ્તુરી અને ચંદ્રોદય રસ આપ્યો હતો. પ્રભુ કૃપાથી સંપુર્ણ આરામ થયો હતો.

પંચાલ ઉત્તમરામ ભુધરભાઈ જ્યારે સખ્ત માંદગીમાં હતા ત્યારે પ્રણુવ મંત્રનો જપ કરવાથી રામ મોહનના હૃદયમાં પ્રભુએ પ્રેરણા કરી કે મુર્છામાંથી જાગૃત કરવા માટે કસ્તુરી, પૂર્ણ ચંદ્રોદય રસ અને અભ્રક ભસ્મ આપવાથી આરામ થશે, એ ઈશ્વરી પ્રેરણાને અનુસરી ઔષધ આપવાથી સંપુર્ણ આરામ થયો હતો. ગાયત્રીની ઉપાસના અને પ્રણુવ મંત્રનો નિરંતર જપ કરવાથી ઘણા મનુષ્યો મૃત્યુના મુખમાંથી બચી ગયા હતા, પ્રભુ પ્રત્યે અવિચળ શ્રદ્ધા હોય તો મનોવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. **मनुष्य प्रयत्न ईश्वर कृपा.**

એક માણુસનું આખું શરીર સડી ગએલું હોવાથી હેરાન થતો હતો, રામમોહન ત્હેને સાબુ ચ્હોળી નવરાવી તેના શરીર પર મલમ પટ્ટો લગાવતો હતો, તેમજ ત્હેનાં કપડાં પણ રામ મોહન ધોતો હતો. તેને ખાવા પીવાની જે જે ચીજની જરૂર પડે તે પુરી કરતો હતો. એ પ્રમાણે સેવા કરવાથી તે મનુષ્ય તંદુરસ્ત થયો, ત્યારે રામ મોહનને આશિર્વાદ આપી સ્વદેશમાં ગયો.

અમદાવાદ દુધેશ્વર મહાદેવ પાસે કાશ્મીરી મહાત્માની જગામાં સ્વામિશ્રી આત્માનંદજી મહારાજના શિષ્ય સ્વામિશ્રી સચ્ચિદાનંદને સત્તર દિવસ સુધી સખ્ત તાવ આવ્યો, અને સન્નિપાત થએલો હોવાથી બેભાન અવસ્થા હતી, તેથી અમદાવાદ ઘીકાંટારોડ આર. સી. હાઇસ્કુલ સામે રહેનાર પંચાલ ઉત્તમભાઇ ભુધરભાઈ રામ મોહનની પાસે આવ્યા અને કહ્યું કે સચ્ચિદાનંદ સ્વામિ સખ્ત માંદગીમાં છે, માટે તમે ત્યાં જઈને મહાત્માની દવા કરો તો મહા પુણ્ય થશે, સાધુ સંત મહાત્માની સેવા કરવી એ આપણો

ધર્મ છે, સમાચાર મળતાની સાથેજ પટેલ શંકરભાઈ ગોપાળદાસની સાથે ડૉકટર રામ મોહનરાય સ્વામિજી પાસે ગયા, નાડી પરિક્ષા કરી, ફક્ત સાત દિવસ સુવર્ણ વસંત માલતી આપવાથી સચ્ચિદાનંદ સ્વામીને સંપૂર્ણ આરામ થયો હતો, એ પ્રમાણે અનેક મનુષ્યોની સેવા કરવામાંજ જીવનનો સદુપયોગ કર્યો, પરોપકાર કરવો એજ સંતપુરૂષોની વિભુતિ છે, મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ–

तरुवर सरोवर संतजन, चौथा वरसे मेह ।
परमारथके कारणे, चारु धारी देह ॥

## શ્રી સિદ્ધેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા

ઘીકાંટારોડ પર આર. સી, હાઇસ્કુલના કમ્પાઉન્ડમાં એક જીર્ણ શિવાલય હતું. તે શિવાલયમાં બેસી રામ મોહન રાત્રે પ્રભુનું ધ્યાન કરતો હતો. એક સમયે રામ મોહનના હૃદયમાં પ્રભુએ પ્રેરણા કરી કે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કરો, બીજે જ દિવસે દવાખાનામાં બાવિસ રૂપિઆ આવ્યા. બે રૂપિઆ ઘર ખર્ચના આપ્યા અને બાકીના વીસ રૂપિઆ મહાદેવના મંદિરની પ્રતિષ્ઠા કરવામાં વાપરવાના હોવાથી, પંચાલ ઉત્તમરામ ભુધરભાઈને સાથે લઇ રામ મોહન બજારમાં ગયો, પાર્વતી માતાની એક સુંદર મુર્તિ લીધી. વિક્રમ સંવત ૧૯૮૩ ના શ્રાવણ વદી ૧૦ ને સોમવારના દિવસે ડૉકટર રામ મોહનરાય તત્વદર્શીના શુભ હસ્તે શ્રી પાર્વતિમાતા અને નંદીની પ્રાણ પ્રતિષ્ઠા કરી, તે સમયે ઉત્તમરામ ભુધરભાઇએ રામ મોહનરાયને પૂછયું કે આ મહાદેવનું નામ શું રાખવું ? રામ મોહનરાયે કહ્યું કે **શ્રી સિદ્ધેશ્વર મહાદેવ** તેથી એ નામ કાયમ રહ્યું.

પ્રતિષ્ઠા મહોત્સવની અંદર પંચાલ ઉત્તમરામ ભુધરભાઈ તથા પંચાલ ચંદુલાલ નથુરામ વિગેરે મહોલ્લાના પ્રતિષ્ઠીત સદ્‌ગૃહસ્થો પધાર્યા હતા. નિશાન ડંકો, છત્ર, છડી, ચમર સાથે અત્યંત ધામધુમથી

**શ્રી સિદ્ધેશ્વર મહાદેવની** સ્વારી નીકળી, ઘીકાંટારોડ, પાનકોરના નાકા, માણેક ચોક, રતનપોળ, સ્વામિ નારાયણના મંદિર આગળ થઈ શ્રી સિદ્ધેશ્વર મહાદેવના મંદિરમાં આવ્યા, રાજનગરની ભાવિક ભક્ત મંડળીઓ ભજન કિર્તન ગાતી હતી, સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો હતો.

શાહપુર માળીવાડાની પોળમાં રામમોહનરાય તત્વદર્શીએ સાત દિવસ સુધી ભજન સમાહ કરી, ધ્રુવ, પ્રલ્હાદ, અંબરિષ, રાજર્ષિ જનક, શુકદેવ, મયુરધ્વજ, હરિશ્ચંદ્રનાં આખ્યાન શ્રવણ કરવાથી પ્રભુના પ્રેમીજનોને પરમ આનંદ થયો હતો.

શ્રીયુત્ ભાઇશ્રી ચંદુલાલ નથુરામ પ્રભુના પ્રેમી ભક્ત છે, તેઓએ દરરોજ એક કલાક સત્સંગ કરવાનો નિશ્ચય કર્યો. રાજયોગી રામ મોહનરાય તત્વદર્શી દરરોજ એક કલાક જ્ઞાનેશ્વરી ગીતાનું પ્રવચન કરતા હતા હાલમાં તુલસીકૃત રામાયણની કથા ભાઇશ્રી ચંદુલાલ દરરોજ વાંચે છે ભજન સત્સંગ થાય છે, ધન્ય છે પ્રભુના પ્રેમી ભકતોને !

વિક્રમ સંવત ૧૯૮૪ના કાર્તિક સુદી પુર્ણીમાના દિવસે પ્રભુના પ્રેમી ભકતોની પ્રેરણાથી રાજયોગી રામ મોહનરાય તત્વદર્શીના શુભ હસ્તે પ્રભાત સમયે **શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજની** સ્થાપના કરી.

# શ્રી સચ્ચિદાનંદ સત્સંગ સમાજ

**સંસ્થાપક**

## બ્રહ્મનિષ્ઠ સંત રાજયોગી રામમોહનરાય તત્વદર્શી

**શ્રી સ્વયંપ્રકાશ આશ્રમ** શાહપુર કુવાવાળી પોળ—**અમદાવાદ**

### ઉદ્દેશ અને નિયમો

૧ શ્રી સચ્ચિદાનંદ ઘન પરમાત્માની જ ઉપાસના કરવી.

૨ વેદ, વેદાંત, શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદ્ અને ગીતામાં કહેલા

તત્વજ્ઞાનનો જગતમાં પ્રચાર કરવો.

૩ બ્રહ્મનિષ્ઠ સંત મહાત્માઓનો સત્સંગ કરી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી.

૪ પરમ કૃપાળુ પરમાત્માનાં અમે સૌ બાળકો છીએ, એમ સમજી સર્વ આત્મા પ્રત્યે બંધુત્વ ભાવ રાખવો.

૫ માતા પિતા અને ગુરૂદેવની આજ્ઞાનુસાર વર્તન કરવું, કર્તવ્ય કર્મ વડે સેવા પરાયણ રહી, પરોપકારનાં કાર્યો કરવામાં તત્પર રહેવું.

૬ પ્રભુના પંથે વિચરતાં સુખ દુઃખ પડે તે સહન કરવું.

૭ પ્રાચીન સમયના ઋષિ, મુનિ, સંત, મહાત્માઓની પદ્ધતિને અનુસરી ૧ બ્રહ્મચર્યાશ્રમ ૨ ગૃહસ્થાશ્રમ ૩ વાનપ્રસ્થાશ્રમ ૪ સંન્યાસ આશ્રમનું શાસ્ત્ર વિધી અનુસાર પાલન કરવું.

૮ વિદ્વાન અને ચારિત્રવાન ઉપદેશકો તૈયાર કરવા માટે ગંગા, યમુના, સરસ્વતિ, સાબરમતિ, નર્મદા, વિગેરે નદીઓના કિનારા પર જ્યાં જરૂર હોય ત્યાં બ્રહ્મચર્યાશ્રમ સ્થાપવા, સંત મહાત્મા અને પ્રભુના પ્રેમી ભકતોના ચરિત્રો દ્વારા જન સમાજમાં, સત્ય, ધર્મ અને નીતિનો પ્રચાર કરવો.

૯ હૃદયને પવિત્ર અને બુદ્ધિને વિશાળ બનાવવા નિરંતર પ્રણવ મંત્રનું સ્મરણ કરવું.

૧૦ મનુસ્મૃતિમાં સ્વયંભુ મનુ ભગવાને કહેલાં ધર્મનાં દશ લક્ષણોનું પાલન કરવું.

श्लोक

धृति क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥ मनु स्मृति ॥

**धृति**—સુખ, દુઃખ, હર્ષ, શોક, લાભ હાનિ વિગેરે પ્રસંગોમાં ધૈર્યતા ધારણ કરવી.

**क्षमा**—સ્તુતિ, નિંદા, માન, અપમાન કરનાર પ્રત્યે સમદ્રષ્ટિ રાખી સર્વનું ભલું કરવાની ભાવના રાખવી.

**दम**—મનને વશ કરવા નિરંતર પ્રયત્ન કરવો.

**अस्तेय**—પર સ્ત્રીને માતા સમાન જાણનાર અને પર દ્રવ્યને પત્થર સમાન માનનાર, તેમજ સર્વ આત્મા પ્રત્યે સમદ્રષ્ટિ રાખનાર મનુષ્યજ **अस्तेय** વ્રતનું પાલન કરી, આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે.

**शौच**—મન વચન અને કર્મથી પવિત્ર રહેવા સત્સંગ કરવો.

**इन्द्रिय निग्रह**—દશ ઈન્દ્રિયોનો નિગ્રહ કરવા પ્રયત્ન કરવો.

**धी**—બુદ્ધિનો વિકાશ થવા માટે સત શાસ્ત્રનો દરરોજ સ્વાધ્યાય કરવો.

**विद्या**—બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રીય સદ્‌ગુરૂદેવની સેવા ભકિત કરી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી.

**सत्यम्**—સત્ય વચન બોલવું, સત ધર્મનું પાલન કરવું, સત્ ચિદ્ આનંદ મય ભગવાનનો સાક્ષાત્કાર કરવો.

**अक्रोध**—ક્રોધનો ત્યાગ કરી હંમેશાં શાન્તિ ધારણ કરવી.

## सत्यमेव जयते

સર્વત્ર સત્યનોજ વિજય થાય છે. સમસ્ત વિશ્વમાં વિચરો અને સત્ય ધર્મનો વિજય ધ્વજ ફરકાવો, એજ મનુષ્ય માત્રનું પરમ કર્તવ્ય છે.

## ઉન્નતિનો માર્ગ

વર્તમાન સમયમાં આપણા બાળકોને જે કેળવણી અપાય છે

તે કેળવણીમાં શ્રાવણ જેવી માતૃ ભક્તિ નથી, શ્રી રામચંદ્રજી જેવી પિતૃ ભક્તિ નથી, લક્ષ્મણના જેવો બંધુત્વ ભાવ નથી, સતી સીતા જેવી પતિ ભક્તિ નથી, શ્રી કૃષ્ણ ભગવાનના જેવી ગુરૂ ભક્તિ નથી, સુદામા જેવી સહન શીલતા નથી, ભીષ્મ પિતામહના જેવો બ્રહ્મચર્ય વ્રતને પાલન કરવાની ભાવના નથી, ધ્રુવ, પ્રહલાદ અને અંબરિષના જેવી પ્રભુ ભકિત નથી, તો પછી આપણી ઉન્નતિ શી રીતે થઇ શકે? શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવી હોય તો પ્રત્યેક ગામની અંદર બ્રહ્માચર્યાશ્રમ સ્થાપો, શ્રી કૃષ્ણ અને સુદામા, સાંદિપની ઋષિના આશ્રામમાં રહી વિદ્યાભ્યાસ કરતા હતા, તેજ પદ્ધતિ અનુસાર જ્યારે આપણાં બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં આવશે, ત્યારેજ ભવિષ્યની પ્રજા શુરવીર પ્રતાપી બળવાન અને સ્વાશ્રયી થશે.

મ્હારા વ્હાલા આત્મ બંધુઓ,

સત્ય ધર્મ અને નીતિનું પાલન કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરો, પ્રાણાંતે પણ સત્ય ધર્મનો ત્યાગ કરશો નહિ પ્રતિજ્ઞાનું પાલન કરવાથી જ પ્રભુ પ્રસન્ન થાય છે, દેવતાઓનાં દુદુંભી ગાજે છે, પુષ્પોની વૃષ્ટિ થાય છે.

**બ્રહ્મનિષ્ઠ મહાત્મા** સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, સ્વયંભુ મનુ, સતી સત્યરૂપા, ઋષભ દેવ ભગવાન, મહાત્મા જડભરત, કદર્મ-ઋષિ, દેવહુતિ માતા, કપીલ ભગવાન, મહર્ષિ અત્રી ઋષિ, મહાસતી અનસુયા, ગુરૂદત્તાત્રય સ્વામિ, ચ્યવન ઋષિ, સુકન્યા, સત્યવાન, સાવિત્રી, નળ, દમયંતી, શ્રી રામચંદ્ર ભગવાન, સતી સીતાની પતિભકિત, લક્ષ્મણનો બંધુત્વ ભાવ, ભરતનો ભ્રાતૃપ્રેમ, વસુદેવ, દેવકી, નંદ, યશોદા, મનમોહન ભગવાન શ્રી કૃષ્ણ ચંદ્રની બાળ લીલા, શ્રી કૃષ્ણ સુદામાની ગુરૂ ભકિત, મહર્ષિ વ્યાસ કૃત બ્રહ્મસૂત્ર, શ્રીમદ ભાગવત, શ્રીમદ્ ભગ્વદ્ ગીતા, વેદ અને ઉપનિષદ્‌માં કહેલી અલૌકિક બ્રહ્મવિદ્યા,

સાંખ્ય, વેદાન્ત, યોગવાસિષ્ઠ મહા રામાયણનું આધ્યાત્મિક રહસ્ય, અષ્ટાવક્ર મહાત્માએ જનકને આપેલો ઉપદેશ, મહર્ષિ યાજ્ઞવલ્કય મહાત્માએ કરેલી ગાયત્રી મહામંત્રની ઉપાસનાથી પ્રસન્ન થઇ સૂર્ય-નારાયણ ભગવાને આપેલો બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ, પતિ ભક્તિ પરા-યણુ સતી મૈત્રેયીને મળેલું અલૌકિક જ્ઞાન, મહા સતી ગાર્ગીએ-રાજર્ષિ જનક વિદેહીની સભામાં આપેલો તત્વજ્ઞાનનો ઉપદેશ, ધ્રુવ, પ્રહલાદ, મયુરધ્વજ, સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર, ગોપીચંદ, ભર્તુહરિ, ભીષ્મ પિતામહ, ઉધ્ધવ, યુધિષ્ઠિર, અર્જુન, અષ્ટપ્રહર પ્રભુની સેવા કરનાર ભક્ત અંબરિષ, માતા પિતાની સેવા કરનાર શ્રવણુ, દુઃખમાં દિન બંધુનું સ્મરણુ કરનાર સંત સુદામા, સુધન્વા, વિભીષણુ, વિદુર, ચંદ્રહાસ, કબીર. નાનક, નરસિંહ મહેતા, મીરાંબાઇ, નિવૃતિ નાથ, જ્ઞાનેશ્વર મહારાજ, સોપાન દેવ, મુક્તાબાઇ, બ્રહ્મનિષ્ઠ મહાત્મા એકનાથ, નામદેવ, તુકારામ, સમર્થ રામદાસ, સ્વામિશ્રી રામકૃષ્ણ પરમહંસદેવ સ્વામિ રામતીર્થ વિગેરે સંત મહાત્માઓનાં જીવનચરિત્રો વાંચવાથી જીવનનો વિકાસ થાય છે, બુદ્ધિનો પ્રકાશ થાય છે, સત્સંગનું સર્વોત્તમ રહસ્ય સમજાય છે, સત્યનો સાક્ષાત્કાર થાય છે. હે પ્રિય આત્મબંધુઓ ! મોહ નિંદ્રામાંથી જાગ્રત થાઓ, અને સ્વયં પ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદમય પરમાત્મા તરફ દ્રષ્ટિ કરો, તે પરમકૃપાળુ પરમાત્માની સેવામાં તન મન ધન અને સર્વસ્વ સમર્પણુ કરો, હું અને મ્હારૂં મુકી દો. પ્રભુના ચરણુ કમળમાં ચિત્તને જોડી દો, અનન્ય ભક્તિ ભાવથી ભગવાનનું જ શરણુ અંગીકાર કરો, અહોનિશ પરમાત્મ સ્વરૂપનુંજ ધ્યાન ધરો, જીવન્મુક્તિનો પરમ આનંદ પ્રાપ્ત કરવા પરમ પુરૂષાર્થ કરો, સત્યનો સાક્ષાત્કાર કરો.

उत्तिष्ठत जाग्रत् प्राप्य वरान्नि बोधत : ॥ ति॥

ઉઠો જાગ્રત થાઓ, ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા તત્પર થાઓ.

તત્વદર્શી સત્પુરૂષોનો સત્સંગ કરી તત્વજ્ઞાન પ્રાપ્ત કરો. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेस्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिन : ॥
श्रीमद् भगवद् गीता अ० ४ श्लोक० ३४

તત્વજ્ઞાની સત્ પુરૂષના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, સેવા ભક્તિવડે પ્રસન્ન કર્યા બાદ વિનય પુર્વક પ્રશ્ન કરવો કે, હે ભગવન્ શું કરવાથી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય, તે આપ કૃપા કરીને કહો, એ પ્રમાણે વિનય પુર્વક પ્રશ્ન કરવાથી પ્રસન્ન થએલા તત્વદર્શી સત્પુરૂષો તમારા અધિકાર પ્રમાણે તત્વજ્ઞાનનો ઉપદેશ કરશે.

## તત્વજ્ઞાનનો ઉપદેશ

सत्यंज्ञानमनंतं ब्रह्मः ॥ श्रुति ॥
सत्येन सुख माप्नोति सत्येन जयमाप्नुयात् ।
सत्येन संतरेद्विश्वं सत्यं धर्म : सनातन : ॥

## તત્વદર્શન

સત્યના પ્રભાવથી જ પરમ સુખની પ્રાપ્તિ થાય છે. સત્યના પ્રભાવથી જ સર્વત્ર વિજય થાય છે, સત્યના પ્રભાવથી જ વિશ્વનો ઉદ્ધાર થાય છે. માટે સત્ય એજ સનાતન ધર્મ છે.

सत्यं वद धर्मं चर ॥ उपनिषद् ॥

સત્ય વચનનો ઉચ્ચાર કરો, સત્ય ધર્મનું જ પાલન કરો.

सत्यस्य वचनं श्रेय: सत्यादपि हितं वदेत् ।
यद्भूत हितमत्यंतमे तत्सत्यं मतं मम् ॥ ॥ शान्तिपर्व ॥

સત્ય બોલવું એજ શ્રેયસ્કર છે, સત્ય પણ હિતકર વચનનો ઉચ્ચાર કરવો, જે વચન બોલવાથી સર્વ પ્રાણીનું હિત થાય, શ્રવણ કરનારનું ચિત્ત પ્રસન્ન થાય, તેજ મ્હારા મત પ્રમાણે સત્ય છે.

सत्येषु यतितव्यं य: सत्यं हि परमं बलं ।
॥ महाभारत० अनु० १६७—५० ॥

સચ્ચિદાનંદ ઘન પરમાત્માનો જ સાક્ષાત્કાર કરવા માટે પરમ પુરૂપાર્થ કરો, તે સત્ય સ્વરૂપ આત્મામાં જ અનંત શક્તિ રહેલી છે.

तेजस्विन: सुखम सूनपि सं त्यजन्ति ।
सत्य व्रत व्यसनिनो न पुन : प्रतिज्ञाम ॥ ॥नीति ११०॥

સત્ય વ્રતનું પાલન કરનાર દૃઢ નિશ્ચયવાળા તેજસ્વી પુરૂષો સંસારિક સુખ વૈભવ અને પ્રાણનો પણ પરિત્યાગ કરે છે, પરંતુ લીધેલી પ્રતિજ્ઞાનો પ્રાણાન્તે પણ ત્યાગ કરતા નથી.

સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાએ રાજપાટ રિદ્ધિ સિદ્ધિ અને સમૃદ્ધિનો ત્યાગ કર્યો, રાણી તારામતિને દાસી તરીકે વેચી, વ્હાલા કુંવર રોહિતને પણ વેચ્યો, અરે છેવટે હરિશ્ચંદ્ર રાજા પણ સત્ય પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે ભંગીના ઘેર વેચાયો, શુદ્રની સેવા કરી, શ્મશાન ભૂમિમાં નિવાસ કરીને પણ સ્વધર્મનું પાલન કર્યું. વ્હાલો પુત્ર રોહિત સર્પ ડંશથી મૃત્યુ પામ્યો. સતિ તારામતિનું પુત્ર વિયોગથી ઝુરતું હૃદય પ્રત્યક્ષ જોવા છતાં, પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું, આખરે તારામતિનો વધ કરવા જતાં પ્રભુ પ્રગટ થયા, વિષ્ણુ ભગવાને સાક્ષાત્ દર્શન દીધાં, મૃત્યુ પામેલા રોહિતકુમારને સજીવન

કર્યો, અને સત્યના પ્રભાવથી અયોધ્યાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત થયું. શ્રુતિ ભગવતી કહે છે કેઃ—

### श्लोक

सत्यं धर्म प्रशंसन्ति मुनयो वेद पारगा : ।
सत्येन सर्वं माप्नोति तस्मात्सत्येस्थिरोभवेत् ॥

### તત્વદર્શન

વેદ, વેદાન્ત, શ્રુતિ, સ્મૃતિ, વિગેરે શાસ્ત્ર સિદ્ધાંતનું પરમ તત્વ જાણનાર તત્વદર્શી, ઋષિ, મુનિ, સંત, મહાત્માઓએ સત્ય ધર્મનીજ પ્રશંસા કરેલી છે, કારણ કે સત્વના પ્રભાવથીજ અષ્ટ સિદ્ધી અને નવનિધી તેમજ સર્વ પ્રકારના ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે, માટે સત્યમાં જ સ્થિતિ કરો, પ્રાણાંતે પણ કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરનાર મહાન પુરૂષોનાં નામ જગતમાં અમર છે.

### ગઝલ

સત્યવાદી હરિશ્ચંદ્રે, કીધું સર્વસ્વ સમર્પણ,
પરંતુ ટેક નહિ ત્યાગી, જગતમાં નામ અમર છે.—૧

ચડયો મનસુર શુલીપર, અનલ હક નામ ઉચરવાથી,
દીધી ઈસુ ખ્રિસ્તને ફાંસી. જગતમાં નામ અમર છે.—૨

સંત ચરણામૃત જાણીને, હળાહળ ઝેરની પ્યાલી,
મીરાંએ પ્રેમથી પીધી, જગતમાં નામ અમર છે.—૩

ઉકળતા તેલની અંદર, સુધન્વા ન્હાય છે જ્યારે,
પ્રભુ રક્ષા કરી ત્યારે, જગતમાં નામ અમર છે.—૪

અમર રહેતી નથી કાયા, અમર રહેતી નથી માયા,
અમર છે આત્મા **મોહન**, જગતમાં નામ અમર છે.—૫

## પ્રતિજ્ઞા પાલન કરનાર પુરૂષોનાં અમર નામ

ભુની દિવ્ય કૃપા પાત્ર મુર્તિઓ ?

પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ હરિશ્ચંદ્ર રાજાએ સર્વસ્વ સમર્પણ કર્યું. પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ મનસુર શુલીપર ચડ્યો, પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ શ્રી રામચંદ્ર લક્ષમણ અને સીતા ચૌદ વર્ષ વનવાસ રહ્યાં, પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ પાંડવોએ બાર વર્ષ વનમાં રહી અનેક પ્રકારનાં સંકટો સહન કર્યાં, પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ શિબિ રાજાએ શરીરના ટુકડા કરી આપ્યા, પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ સગાળશાહ શેઠે કેલૈયા કુંવરનો વધ કર્યો. પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ શ્રીકૃષ્ણ પ્રભુએ સતી દ્રૌપદીનાં નવસેં નવાણું વસ્ત્રો પૂર્યાં, પ્રતિજ્ઞાનું પાલન કરવાથીજ ધ્રુવજીને પાંચ વર્ષની ન્હાની ઉમરમાં વિષ્ણુ ભગવાનનાં સાક્ષાત દર્શન થયાં, પ્રતિજ્ઞાનું પાલન કરવા પ્રભુએ અગ્નિથી તપાવેલા સ્થંભમાં પ્રવેશ કર્યો, ભક્ત પ્રહલાદને ઉગાર્યો, પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જ મયુરધ્વજ રાજાએ કાશી પુરીમાં મસ્તક પર કરવત મુકાવી, કસોટી કરવા આવેલા અતિથીને પોતાનું અર્ધું અંગ વ્હેરીને આપવાનું કબુલ કર્યું, પરંતુ પ્રાણાંતે પણ કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ ન કર્યો, એ પ્રમાણે જે જે મહાન પુરૂષોએ પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે અનેક પ્રકારનાં સંકટો સહન કર્યાં, તેઓનાં નામ અમર છે.

### શ્લોક

चेतो हरा युवतयः स्वजनोऽनुकुला ।
सद् बांधवा प्रणत नम्र गिरंच भृत्या ॥
गर्जन्ति दन्ति निवहा स्तरला स्तुरंगा ।
संमिलने नयन योर्नहि किंचिदस्ति ॥

## તત્વદર્શન

ચિત્તને પ્રસન્ન કરનાર સ્ત્રી, પુત્ર, ધન, વૈભવ છે, સ્વજનો અનુકુળ છે, બધુઓ સદ્‌ગુણી અને વિનયથી યુક્ત છે, મિત્રો અને સગા સંબંધી નમ્ર વાણી વડે ગુણ ગાન કરે છે, મદ ઝરતા મદોન્મત ગજ રાજ દરબારમાં ગર્જના કરતા આમ તેમ ઝુલે છે, તાજા અને તન્મનાટ કરતા અશ્વો પર સ્વારી કરવાથી મન પ્રસન્ન થાય છે, એ પ્રમાણે અષ્ટસિદ્ધિ અને નવનિધિ હોય તો પણ બે આંખો બંધ થતાં અર્થાત મૃત્યુ સમયે એમાંની કોઇપણ વસ્તુ ત્હારી સાથે આવશે નહિ, કેવળ પ્રભુની ભક્તિ અને પુણ્ય દાન કર્યું હશે તેજ ત્હારી સાથે આવશે. અરે માયાની મોહ જાળમાં ફસાએલા મનુષ્યો નિરંતર પરમાત્માનુંજ સ્મરણ કરી આ રત્ન ચિંતામણિ સમાન મનુષ્ય જન્મને સફલ કરો.

हरिः ॐ तत्सत्

રાજર્ષિ ભર્તુહરિ લખે છે કેઃ—

भोगे रोग भयं कुलेच्युति भयं वित्ते नृपालाद् भयं ।
माने दैन्य भयं बले रिपु भयं रुपे जराया भयं ॥
शास्त्रे वाद् भयं गुणे खल भयं काये कृतांताद् भयं ।
सर्व वस्तु भयान्वितं भुवी नृणां वैराग्य मेवाऽभय

॥ वैराग्य शतक ॥

## તત્વદર્શન

ભોગમાં રોગ થવાનો ભય, કુળવાન મનુષ્યને પડતીનો ભય, ધનવાનને રાજાનો ભય, માન પ્રતિષ્ઠા પ્રાપ્ત થયા પછી, દિનતાનો ભય, બળવાનને શત્રુનો ભય, સુંદર સ્વરૂપ હોય તેને વૃદ્ધાવસ્થાનો ભય, શાસ્ત્ર શિખવામાં વાદ વિવાદ થવાનો, ભય ગુણવાન મનુષ્યને

મૂર્ખનો ભય, કાયા ઉપર કાળ ચક્રનો ભય નિરંતર રહે છે, અરે બંધુઓ ? આ સંસારની અંદર સર્વ વસ્તુમાં ભય રહેલો છે, માત્ર વૈરાગ્ય વૃત્તિ વડેજ અજર અમર અભય પદની પ્રાપ્તિ થાય છે.

## સ્વરૂપાનંદની મસ્તિ

પ્રભાતનો સમય થયો હતો, સાબરમતિ નદિ કિનારે એલીસબ્રીજ પૂલ પાસે લીમડાના વૃક્ષ નીચે ઉદાસીન મહાત્માની પર્ણકુટીમાં કેવળ એક કૌપીન પહેરી મૃગચર્મ પર આસન લગાવી રામમોહન સ્વરૂપાનંદ લહરી ગાતો હતો, તે સમયે **ભીક્ષુ અખંડાનંદ** એલીસ બ્રીજના પુલ પરથી **સસ્તા સાહિત્યની** ઓફીસમાં જતા હતા, રામ મોહનની **સ્વરૂપાનંદ લહરી** સાંભળવાનુ મન થયું. તેથી પૂલ પરથી નીચે ઉતર્યા, પર્ણકુટીમાં પ્રવેશ કર્યો, સત્સંગનો રસ ચાખ્યો, બંન્ને જણા એવા તો તલ્લીન થઇ ગયા હતા કે ખાવા પીવાનું પણ ભાન ભૂલી ગયા હતા.

કોચરબ પાલડીની આસપાસના જંગલમાં જડ ભરત જેવી હાલતમાં રામ મોહનરાય વિચરતા હતા, પાલડીના રહીશ પટેલ નાથાલાલ નારણદાસ અમીને સાણંદના રહીશ પટેલ ત્રીકમલાલ વ્રજલાલને કહ્યું કે રાજયોગી રામમોહનરાય તત્વદર્શી પ્રભુમય પ્રેમમાં મસ્ત બની ગયા છે. ત્રીકમલાલે કહ્યું કે મને એ મહાત્માનાં દર્શન કરવા લઇ જાઓ, બંન્ને જણ રામ મોહનરાયની પાસે ગયા, ત્રીકમલાલભાઈએ ઇશ્વિરના સાક્ષાત્કાર સબંધી પ્રશ્નો પુછયાં, રામ મોહનરાયના ઉત્તર સાંભળી ત્રીકમલાલને પરમ આનંદ થયો. તુરતજ મોટરમાં બેસાડી સાણંદ લઇ ગયા, સાંજે સત્સંગ કરવા માટે ઘણા માણસો આવતાં હતાં, રાજયોગી રામ મોહન રાય તત્વદર્શી રાત્રે ગામ બહાર સ્મશાન ભુમીમાં સાણંદ દરબારની સમાધિ પાસે બેસી પ્રભુનું ધ્યાન ધરતા હતા.

## રાજયોગ અને સહજ સમાધિ

ધોલકાથી પાંચ માઈલ દુર ચંડીશ્વર મહાદેવથી પૂર્વ દિશામાં સાબરમતિ નદિના કિનારે નારાયણ આશ્રમમાં રહી સાત દિવસ રાજયોગ અને સહજ સમાધિનો અભ્યાસ કરવાથી હૃદય કમળમાં પરમાત્માનો સાક્ષાત્કાર થયો હતો, કેલીઆ વાસણાવાળા લલ્લુભાઇ તથા બહેચરભાઈ દર્શન કરવા આવ્યા, અને અત્યંત પ્રેમથી કેલીઆ વાસણે લઇ ગયા, લલ્લુભાઇના ઘેર સત્તાવિસ દિવસ રહ્યા, રાજર્ષિ જનક વિદેહી, શુકદેવ વિગેરે સંતોનાં ચરિત્ર શ્રાવણ કરવા પ્રભુ પ્રેમી જનો આવતા હતા, કેલીઆ વાસણથી ધોળકા ગયા ત્યારે રામમોહનરાયના વિરહથી લલ્લુભાઈ અને બહેચરભાઇની આંખમાંથી અશ્રુધારા વહેતી હતી, રામમોહનરાયે કહ્યું કે હું તમારા હૃદયમાંજ રહેલો છું.

વિક્રમ સંવત ૧૯૮૯ના ચૈત્ર માસમાં પાલીતાણા ગયા, ત્યારે સરસ્વતિની ગુફા, સિદ્ધગીરિ અને ગીરનારની ગુફાઓમાં રહી રામમોહન-રાયે રાજયોગનો અભ્યાસ કર્યો, સહસ્ત્ર આમ્ર વનમાં રહી સહજ સમાધના અલૌકિક આનંદનો અનુભવ કર્યો.

વિક્રમ સંવત ૧૯૯૦ની સાલમાં શિવરાત્રીના દિવસે પંચાલ ઉત્તમરામ ભુવરભાઇની સાથે સત્સંગ મંડળ સાથે ઉત્કંઠેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયા, વાત્રક નદિના ત્રટ પર પૂર્વે થઈ ગએલા શ્રી જાબાલી ઋષિએ તપશ્ચર્યા કરેલી પવિત્ર ભુમીનાં દર્શન કરવાથી રામમોહનરાયને પરમ આનંદ થયો. ત્યારબાદ કેદારેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયા હતા, આ સ્થાન એકાંતમાં રહી યોગાભ્યાસ કરવો હોય તો ઉત્તમ છે. વિક્રમ સંવત ૧૯૯૧ના જેઠ માસમાં કેદારેશ્વર મહાદેવમા રહી **રામમોહનરાય** ગાયત્રી મહા મંત્રનો જપ અને સૂર્ય નારાયણ ભગવાનની ઉપાસના કરતા હતા.



॥ सकल सिद्धि दाता गायत्री महामंत्र ॥

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य
धीमहि धियो यो नः प्रचोदयात् ॥

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

## पदच्छेद

ॐ—अ + उ + म = सत् + चिद् + आनंदघन परमात्मा है.

भूः—भूलोक

भुवः—भुवर्लोक

स्वः—स्वर्ग लोक

तत्ः—सो

सवितुः—स्वयं ज्योति स्वरुप

वरेण्यम—सबसे श्रेष्ठ

भर्गः—स्वयं प्रकाश मय

देवस्य—परमात्माका

धीमहि—हम ध्यान करते है.

धियः—बुद्धिमें तत्वज्ञानका प्रकाश करो,

यः—शुद्ध चैतन्य स्वरुप आत्माका

नः—हमारी

प्रचोदयात्—साक्षात्कार हो ऐसी प्रेरणा करो.

## तत्वदर्शन

ॐ भूलोक भुवर्लोक स्वर्ग लोकमें सर्वत्र व्यापक जो सत् चिद् आनंदघन परमात्मा है, सो स्वयं ज्योति स्वरुप सबसें श्रेष्ठ स्वयं प्रकाशमय परमात्माका हम ध्यान करते है, हे प्रभो ! हमारी बुद्धिमें तत्वज्ञानका प्रकाश करो, हमको शुद्ध चैतन्य स्वरुप आत्माका साक्षात्कार हो, ऐसी प्रेरणा करो.

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

## राजयोगी राममोहनराय तत्वदर्शीका आध्यात्मिक उपदेश

### स्वयंप्रकाश परमात्मा

महर्षि याज्ञवल्कय राजर्षि जनक विदेहीको तत्वज्ञानका उपदेश दियाहै कि हे जनक ! जैसे स्वयं ज्योति स्वरुप परमात्मा जगतकी उत्पति स्थिति और लय करता है, इसी प्रकार स्वप्नावस्थामें स्वयं ज्योति स्वरुप आत्माभी जगतकी उत्पति स्थिति और लय करता है. जैसे स्वयं ज्योति स्वरुप परमात्मा सच्चिदानंद रुप है, इसी प्रकार स्वयं ज्योति स्वरुप आत्मा भी सच्चिदानंद रुप है. जैसे स्वयं ज्योति स्वरुप परमात्मा ज्ञाता द्रष्टा साक्षी रुप है, इसी तरहसे स्वयं ज्योति स्वरुप आत्मा भी ज्ञाता द्रष्टा साक्षी स्वरुप है. श्रुति भगवती कहती है कि—

॥ स्वप्रकाशोऽस्मि चिद्घनः ॥

म केवल स्वयं प्रकाश स्वरुप शुद्ध चैतन्य घन आत्मा हूँ, एसा अनुभव करनेसेही जीवन्मुक्तिका परमानंद मिलता है, श्रीसद्गुरु देवका अमृतमय उपदेशको सुनकर राजाष जनकको

स्वयं प्रकाश स्वरुप आत्माका साक्षात्कार हुआ. श्रीसद्गुरु-देवके चरण कमलमें साष्टांग दंडवत् प्रणाम किया,' तब महर्षि याज्ञवलक्य मुनि कहते है कि, हे राजा जनक! तुं कौन है, और तेरा स्वरुप क्या है, सो निवेदन कर, जनक कहता है कि हे कृपासागर श्री सद्गुरुदेव परमात्मन् आपकी कृपासें जो कुछ भी अनुभव हुआ सो प्रगट करता हूँ.

### श्लोक

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयंमिन्द्रः स्वयंशिवः ।
स्वयं विश्वमिदं सर्वं तस्मादन्यत्र किंचन ॥

### तत्वदर्शन

केवल शुद्ध चैतन्य मय सत् चिद् आनंद घन स्वयं ज्योति स्वरुप आत्माही ब्रह्मा है, स्वयं ज्योति स्वरुप आत्माही विष्णु है, स्वयं ज्योति स्वरुप आत्मा ही इन्द्र है, स्वयंज्योंति स्वरुप आत्मा ही शिव है, स्वयं ज्योति स्वरुप आत्मा ही यह समस्त विश्वमें व्यापक है, स्वयं ज्योति स्वरुप आत्मासें भिन्न अन्य कुछ भी नही है, सर्वत्र स्वयं ज्योति स्वरुप आत्माकाही साक्षात्कार होता है, श्रुती कहती है कि—

स्वात्मा प्रकाश रुपं तत्किं शास्त्रेण प्रकाश्यते ॥

शुद्ध चैतन्य स्वरुप आत्माको किस तरहसे शास्त्रद्वारा प्रकाशित कर शकते है, क्यों कि अपना आत्माही सब शास्त्रोका प्रकाश करनेवाला स्वयं प्रकाश रुप है.

## साखी

तत्त्वमसि सो तुंही है, गावत है श्रुति छंद; ।
मोहन स्वयंप्रकाशमय, स्वरूप सच्चिदानंद. ॥

पद ३३३ **अंतर्यामि प्रभु** राग—लावणी

पांच तत्वके पूरकी अंदर, चैतन्य पुरुष एक रहता है;
वह पुरुष अंश इश्वरका है, वेदान्त शास्त्र यह कहता है....१

प्राणी मात्रके हिरदेमांही, अंतर्यामि प्रभु इश्वर है;
जगके अंदर जड चेतनमें, पूर्ण ब्रह्म परमेश्वर है....२

जीव ईश्वरको एकही रुप, जाने सो अंतरात्मा है;
भक्त जनोंके प्रेमी हृदयमें, प्रगट प्रभु परमात्मा है...३

परमात्मा जैसे अजर अमर, सर्वेश्वर स्वयंप्रकाशी है;
उसी तरहसें यह आत्मा भी, अजर अमर अविनाशी है....४

ज्ञान ध्यानको सिद्ध करे, सो जीवन्मुक्त महात्मा है;
स्वयं प्रकाश स्वरुप मोहन, आत्मा सो परमात्मा है...५

## श्लोक

श्लोकार्धेन प्रवक्षामि यदुक्तं ग्रंथ कोटिभिः ।
ब्रह्म सत्यं जगत मिथ्या जीवो ब्रह्मैव केवल्यम् ॥ ॥ शंकराचार्य ॥

## तत्वदर्शन

श्रीमद् जगद्गुरु श्री १००८ श्री आद्य शंकराचार्य भगवान लिखते है कि फक्त आधाही श्लोककी अंदर करोडो ग्रंथका

सार कहता हूँ कि ब्रह्म सत्य है, जगत नाशवंत है, यह जीव कैवल्य शुद्ध चैतन्यमय स्वयंप्रकाश स्वरुप सच्चिदानंदघन परमात्माका ही अंश है.

## गुरूभक्ति.

### श्लोक

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरो ।
तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

### तत्वदर्शन

मुमुक्षु जन निरंतर भगवानकी पराभक्ति करते है, जिस तरहसें इश्वरकी भक्ति करते है. इसी प्रकार गुरुदेवकी भक्ति करनेवाला भक्तके हृदयमें सब शास्त्र सिद्धांतका रहस्य रुप तत्वज्ञान प्रगट होता है, संत महात्माकी कृपासें ही स्वयंप्रकाश स्वरुप परमात्माका साक्षात्कार होताहै.

### श्लोक

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात परमब्रह्म तस्मै श्री गुरुवे नमः ॥

### तत्वदर्शन

श्री सद्गुरुदेवही ब्रह्मा, विष्णु, महेश्वर है, श्री सदगुरु देवही साक्षात् स्वयंप्रकाश स्वरुप सच्चिदानंदघन परमब्रह्म है, श्री सद्गुरुदेवके चरण कमलमें अनन्य भक्ति सहित साष्टांग दंडवत् प्रणाम करता हूँ, महात्मा श्री सुंदरदासजी कहते है कि.—

गुरु बिन ज्ञान नहि, गुरु बिन ध्यान नहि;
गुरु बिन आतम विचार, न लहतु है।
गुरु बिन प्रेम नहि, गुरु बिन नेम नहि;
गुरु बिन शील हूँ, संतोष न गहतु है॥
गुरु बिन प्यास नहि, बुद्धिको प्रकाश नहि;
भ्रमहूँ को नाश नहि, संशय रहतु है।
गुरु बिन वाट नहिं; कौडी बिन हाट नहिं;
सुंदर प्रगट लोक, वेद यों कहतु है॥

## साखी

ध्रुव प्रहलाद मयुरध्वज, राजा जनक विदेह;
पाया जीवन्मुक्तिको, इनमें क्या संदेह....२५

गुरु प्रगट परमात्मा, सब देवनका देव;
स्वयंज्योति स्वरुप है, प्रगट प्रभु गुरु देव....२६

शुकदेव गये गुरु चरणमें, जनक विदेही पास,
कृपा भयी गुरुदेवकी, पाया पद अविनाश....२७
वसिष्ठ वाल्मिक व्यास और, सनकादिक सब देव,
ऋषि मुनि गुरु देवकी, करे निरंतर सेव....२८
रामचंद्र अवतार है, इनके गुरु वसिष्ठ,
देखो योग वसिष्ठमें, सबके सद्गुरु इष्ठ....२९
श्री कृष्ण सुदामा गये, काष्ट लेनेके काज,
गुरु भक्ति करी भावसे, धन्य धन्य महाराज....३०

गुरुकी महिमा अपार है, गुरु प्रगट परमेश
गुरु गीतामें गौरीको, महेश दियो उपदेश....३१
गुरु के कृपा प्रसादसें, तर गये संत अनेक,
आदि मध्य और अंतमें, गुरु गोविंद है एक....३२
गुरु गमसें जप तप करो, गुरु गमसें धरो ध्यान,
स्वयं प्रकाश स्वरुप है, गुरु प्रगट भगवान....३३
सनातन सर्वाधार है, परम तत्व एक सार,
मोहन स्वयं प्रकाश है, अनादि अनंत अपार....३४
महिमा अपरंपार है, जाने विरला संत,
मोहन मुखसें कया कहे, गुरुकी महिमा अनंत....३५

श्री राममोहनराय कृत स्वरुपानद लहरी ॥

श्री १०८ परमपूज्य ब्रह्मनिष्ठ परमहंस श्री हंस स्वामि साहेब अहमदाबाद पधारे तब राजयोगी राममोहनरायकी गुरु भक्ति देख कर अति प्रसन्न हुँए.




## ज्योति दर्शन

( राग–दिल लगा हमारा फकिरीमें )

घट घटमें ज्योति दिखाय रही, पिंड ब्रह्मांडमें छाय रही—टेक०
अंतर ज्योति बाहिर ज्योति, अखंड ज्योति जगाय रही–घट०१

सूर्य चंद्र तारा गणमें, झळहळ ज्योति दिखाय रही–घट०२
जहां देखुं वहां स्वयं ज्योति, पल पल दर्श दिलाय रही–घट०३
स्वयंप्रकाश स्वरुप सोहम, रोम रोम विकसाय रही–घट०४
हरि गुरु संत कृपासें मोहन, ज्योतिमें ज्योति समाय रही–घट०५

अमदावाद शाहपुर, कुवावाली पोळमें श्री स्वयं प्रकाश आश्रमके अंदर एक सुंदर गुफा है, वहां बैठकर राममोहन ध्यान करता था, श्री सतगुरुदेवकी कृपासे स्वयंज्योति स्वरुपका साक्षात्कार हुआ. हरिः ॐ तत्सत्

श्रीमद् आद्य जगद्गुरु श्री १००८ श्री शंकराचार्य भगवान ब्रह्म ज्ञानावली स्तोत्रमें लिखते है कि—

## श्लोक

अंतर्ज्योति बहीर्ज्योति प्रत्यग ज्योति परात्पर।
ज्योति ज्योतिः स्वयंज्योति आत्मज्योति शिवोऽस्म्यहम.॥

## तत्व दर्शन

અંતર દ્રષ્ટિ કરતાં અંતરમાં સ્વયંજ્યોતિનો દિવ્ય પ્રકાશ દેખાય છે, બહાર દ્રષ્ટિ કરતાં સર્વત્ર સ્વયં જ્યોતિ સ્વરૂપ પરમાત્માનોજ સાક્ષાત્કાર થાય છે, જ્યાં દ્રષ્ટિ જાય ત્યાં સ્વયંજ્યોતિ સ્વરૂપનાં પ્રત્યક્ષ દર્શન થાય છે, સ્વયંપ્રકાશ પરમાત્માજ સર્વથી પર છે, સૂર્ય ચંદ્રની અંદર સ્વયં જ્યોતિ સ્વરૂપ ભગવાનનું દિવ્ય તેજ દેખાય છે, આત્મા સ્વયંજ્યોતિ રૂપ હોવાથી હું કેવળ શિવ સ્વરૂપજ છું એવો અનુભવ થાય છે.

देहाभिमाने गलीते, विज्ञाते परमात्मनि।
यत्र यत्र मनोयाति, तत्र तत्र समाधयः ॥ ॥ उपनिषद् ॥

### તત્ત્વ દર્શન

શ્રી સદ્‌ગુરૂ દેવની કૃપાથી દેહાભિમાન ગળી જાય છે, અને જ્યારે તત્વજ્ઞાન મય દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે, ત્યારેજ પરમાત્મ સ્વરૂપનો સ્વાનુભવ થાય છે, તે સત્પુરૂષની મનોવૃતિ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં સચ્ચિદાનંદ મય સ્વયં પ્રકાશ સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી સહજ સમાધિનો પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा वशिष्यते ॥

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

प्रकाशक

**श्री सच्चिदानंद सत्संग समाज**
**अहमदावाद.**



॥ ॐ ॥

तत्सत्

# શ્રી વિશ્વમોહન કાવ્યમાળા

# સ્વરૂપાનંદ લહરી

## જીવન ચરિત્ર

અનુક્રમણિકા પૃષ્ઠ.

# શ્રી વિશ્વમોહન કાવ્યમાળા

## સ્વરૂપાનંદ લહરી

### પ્રથમ વિભાગ

| અનુક્રમ નંબર | પદનું નામ | પૃષ્ટ |
|---|---|---|

#### રાગ–ગઝલ કવાલી

## રાગ-પ્રભાત-રામશ્રી

## રાગ–સોરઠ–ત્રિતાલ.



## [રાગ–એક છે એક છે એક છે રે, દ્રષ્ટા સાક્ષી સર્વમાં એક છે]

### રાગ-ભૈરવી ત્રિતાલ.



### રાગ-ધનાશ્રી ત્રિતાલ.



# શ્રી વિશ્વમોહન કાવ્યમાળા

## સ્વરૂપાનંદ લહરી

## દ્વિતીય વિભાગ

## છપ્પા છંદ.



## હરિગીત છંદ.

**( રાગ–રામકલી તાલ–દાદરા )**



**રાગ–લાવણી**

## રાગ-કાફી (ધીરાના પદનો)

# શ્રી વિશ્વમોહન કાવ્યમાલા

## સ્વરૂપાનંદ લહરી

## તૃતીય વિભાગ

## રાગ-પ્રભાતી તાલ-દાદરા



## રાગ-ગઝલ

## રાગ- હંદી લાવણી

## રાગ—ગઝલ કવાલી



## રાગ–ભૈરવી ત્રિતાલ



## રાગ–સારંગ–ધનાશ્રી

## રાગ. ચોપાઇ–કાફી–કલ્યાણ–આશાવરી–હોરી

## રાગ-હિંદી લાવણી.



## રાગ-કેદાર-આશાવરી-સારંગ-ધનાશ્રી

## રાગ–ખમાચ–ત્રિતાલ.

## ભજન

# શ્રી વિશ્વમોહન કાવ્યમાલા

## સ્વરૂપાનંદ લહરી

## ચતુર્થ વિભાગ



### સાખી



### રેખતા છંદ.

## ઝુલણાછંદ



## કુંડલીઆ છંદ

## સ્વામી શ્રી ભોલાબાવા કૃત શ્રુતિકી ટેર (હરિગીત છંદ)

## સ્વાનુભવ રાગ ગઝલ કવાલી

## આરતિ



हरिः ॐ तत्सत् ब्रह्मार्पण मस्तुः

॥ श्री गणेशायनमः ॥



ॐ तत्सत् परमात्मने नमः

# શ્રી વિશ્વમોહન કાવ્યમાળા.

## સ્વરૂપાનંદ લહરી.

ભાગ ૧ લો.

ॐ श्री जय हंस निर्वाण

मंगलाचरण

ॐ श्रीसद्गुरु देव परमात्मने नमः

ब्रह्मानंद परमसुखदं केवलं ज्ञान मूर्तिम् ।
द्वंद्वातीतं गगनसदृशं तत्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्व धी साक्षिभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरु त्वां नमामि ॥

ॐकारं बिन्दु संयुक्तं नित्यं ध्यायन्ति योगिनः।
कामदं मोक्षदं चैव ॐकाराय नमोनमः ॥१॥
वंदेऽहं सच्चिदानंदं, भावातीतं जगद्गुरुं।
नित्यं पूर्णं निराकारं, निर्गुणं स्वात्म संस्थितम् ॥२॥
अंतर्ज्योति, बहीर्ज्योति प्रत्यग्ज्योति परात्परः।
ज्योतिर्ज्योति स्वयंज्योति आत्मज्योति शिवोस्म्यहम् ॥३॥
चैतन्यं शाश्वतं शांन्तं, व्योमातीतं निरंजनम्।
बिंदुनादकलातीतं, तस्मै श्री गुरुवे नमः ॥४॥
अखंडं मंडलाकारं, व्याप्तंयेन चराचरम्
तत्पदं दर्शितं येन, तस्मै श्री गुरुवे नमः ॥५॥
ॐ शांन्तिः! शांन्तिः!! शांन्तिः!!!

## પદ ૧ ૐકારનું રહસ્ય. (ગઝલ)

ૐકારમય આ પિંડ છે, બ્રહ્માંડ છે ૐકારમાં,
ૐકારમાં સૌ દેવ છે, શશિ સૂર્ય છે ૐકારમાં....૧
ૐકારમાં ચાર વેદ છે, વેદાન્ત છે ૐકારમાં,
ૐકારમાં ઉપનિષદ્ શ્રુતિ, સૌ શાસ્ત્ર છે ૐકારમાં....૨
ૐકારમાંથી સોલ સ્વર, છત્રીસ વ્યંજન થાય છે,
ૐકારમાંથી પ્રગટ થઈ, ૐકારમાંહી સમાય છે....૩
ૐકાર આદિ મધ્યમાં, અંતમાં ૐકાર છે,
દ્રષ્ટા દર્શન, દ્રશ્ય એ, ૐકારનો વિસ્તાર છે....૪
ૐકારનો જ્ઞાતા તુંહી, સ્વયં જ્યોતિ સ્વરૂપ છે,
**મોહન** સચ્ચિદાનંદમય શુદ્ધ ચૈતન્ય રૂપ છે.....૫

**પદ ૨ ૐકારનો મહિમા** (કવાલી)

( રાગ—તું આંખ ખોલકે દેખ જરા ઇસ જગમેં તેરા કોઈ નહિ.)

જય સ્વયંજ્યોતિ સર્વેશ્વર ૐ
જય પુરણુ બ્રહ્મ પરમેશ્વર ૐ
જય અમર મંત્ર એકાક્ષર ૐ
જય પરિપુર્ણ પરાત્પર ૐ ૧

જય પિંડ બ્રહ્માંડ પ્રકાશક ૐ
જય વિશ્વ ચરાચર વ્યાપક ૐ
જય અંતર આત્મ વિકાશક ૐ
જય શશિ સૂર્ય પ્રકાશક ૐ ૨

જય ચૈતન્ય રૂપ સુમંગળ ૐ
જય અજર અમર અવિચળ ૐ
જય વ્યક્ત અવ્યકત અનામય ૐ
જય અજ અનંત નિરામય ૐ ૩

જય જય પરબ્રહ્મ સનાતન ૐ
જય પરમ તત્વ પુરાતન ૐ
જય ભકતનકે દુઃખ ભંજન ૐ
જય નિત્ય મુકત નિરંજન ૐ ૪

જય સત્ ચિદ્ આનંદ સ્વામિ ૐ
જય સબ ઘટ અંતર્યામિ ૐ
**રામમોહન** નિત્ય નમામિ ૐ
**જય અખંડ એક અનામિ** ૐ ૫



## પદ ૩ પ્રભુ સ્તુતિ

(રાગ—તું આંખ ખોલકે દેખ જરા ઇસ જગમેં તેરા કોઈ નહિ.)

કવાલી

જય સત્ચિદ્ આનંદ રૂપ પ્રભુ,
જય પરમાનંદ સ્વરૂપ પ્રભુ,
જય અજર અમર અવિનાશ પ્રભુ,
જય જય હો સ્વયં પ્રકાશ પ્રભુ, ૧

જય જય વિશ્વેશ્વર વિશ્વપતિ,
જય જય સર્વેશ્વર દિવ્ય ગતિ,
જય ત્રિભુવન નાથ ત્રિલોક પતિ,
જય જય મન મોહન રમ્ય અતિ. ૨

જય ભકત વત્સલ ભગવાન પ્રભુ,
જય સંતનકે પ્રતિપાલ પ્રભુ,
જય કરૂણાનિધિ કૃપાલ પ્રભુ,
જય જય દિનબંધુ દયાલ પ્રભુ. ૩

પ્રભુ ત્રિવિધિ તાપને દુર કરો,
સુખ શાંતિ વિશ્વ મહીં પ્રસરો,
ઘટમાં પ્રભુ જ્ઞાન પ્રકાશ કરો,
મમ હ્રદય કમળમાં વાસ કરો,
જય જય હો પ્રભુ અંતર્યામિ,
પરિપૂર્ણ પરાત્પર છો સ્વામિ,
વંદન કરે **મોહન** શિરનામિ,
જય જય હો સર્વાંતરયામિ.

## પદ ૪ વિશ્વમોહનને વિનંતિ (ગઝલ)

શરણુ આવી પડેલાને, પ્રભુ સંભાળશો ક્યારે ?
અમીની આંખડી વ્હાલા, અમો પર ઢાળશો ક્યારે ? શરણુ ૧

તમારા ભક્ત અર્જુનને, કહેલાં શ્રી મુખે **મોહન,**
પ્રભો તે આપનાં વચનો, હવે તો પાળશો ક્યારે ? શરણુ ૨

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ शरण ३**

થઇ સતધર્મની ગ્લાનિ, છવાયું પાપથી ભારત,
સનાતન ધર્મનું ડીંડીમ, ફરી વગડાવશો ક્યારે ? શરણુ ૪

**परित्राणाय साधुनां विनाशायच दूष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥ शरण ५**

પરિત્રાણાય સાધુનાં, વચન તે આપનું સ્વામિન્.
ધરી અવતાર કલિયુગમાં, પ્રગટ દર્શાવશો ક્યારે ? શરણુ ૬

**अनन्यार्श्चितयंतो मां ये जना: पर्युपासते, ।**
**तेषां नित्याभि,युक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ शरण ७**

અનન્યાશ્ચિંત યંતો મામ્ વિગેરે ભાવનાં વચનો.
પુનઃ તે યાદ લાવીને, બિરૂદ બતલાવશો ક્યારે ? શરણુ ૮

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुच: ॥ शरण: ९**

કહ્યું હતું સર્વ ધર્મોને, ત્યજીને લે શરણુ મ્હારૂં,
બચાવીશ સર્વ પાપોથી, કહો છોડાવશો ક્યારે ? શરણુ ૧૦

સુરક્ષા ગાયની કરવા, પ્રભુ ગોપાલ કહેવાયા,
કરવા ગાયોનું પાલન, સુદર્શન ધારશો ક્યારે ? શરણુ ૧૧

લૂટાતી લાજ ને લક્ષ્મી, સહસ્રાક્ષે નિહાળો છો.
દયા સિંધો દયા લાવી, પ્રભુ પ્રગટ થશો ક્યારે ? શરણુ ૧૨

હતી આ સ્વર્ગસમ ભુમિ, તમે અવતાર લેતા જ્યાં,
અરે એ હિંદ ભુમિને, પ્રભો ઉદ્ધારશો ક્યારે ? શરણુ ૧૩

ગયું ક્યાં આત્મબળ સાચું, ગઇ અધ્યાત્મ વિદ્યા ક્યાં ?
ગયું ક્યાં યોગબળ નાશી, પુનઃ પ્રગટાવશો ક્યારે ? શરણુ ૧૪

## પદ ૫. પધારોને પ્રભુ પ્યારા ( ગઝલ )

સાક્ષાત્ સત્યની મુર્તિ, અલૌકિક જ્ઞાનની મુર્તિ
પરમ આનંદની મુર્તિ, પધારોને પ્રભુ પ્યારા. ૧
અલૌકિક ભેદ ભકિતનો, પ્રભુની દિવ્ય શક્તિનો,
બતાવો માર્ગ મુક્તિનો, પધારોને પ્રભુ પ્યારા. ૨
અચળ શ્રદ્ધા અચળ ભકિત, અલૌકિક જ્ઞાન આપીને
અખંડ આનંદ દેનારા, પધારોને પ્રભુ પ્યારા. ૩
અલૌકિક જ્ઞાન મસ્તીમાં, અમોને મસ્ત કરનારા,
જીવન્મુકિતપદ દેનારા, પધારોને પ્રભુ પ્યારા. ૪
અમારા જ્ઞાન મંદિરમાં, અમારા ધ્યાન મંદીરમાં,
**મોહન કહે હૃદયમંદીરમાં**, પધારોને પ્રભુ પ્યારા. ૫

## પદ ૬. પિલાવો પ્રેમની પ્યાલી. (ગઝલ)

કૃપાળુ દેવ છો સ્વામી, પિલાવો પ્રેમની પ્યાલી,
અલૌકિક જ્ઞાન અમૃતની, પિલાવો પ્રેમની પ્યાલી ૧

પ્રભુની પ્રેમ ભકિતનો, પરમ આનંદ આપીને,
પરમ પાવન કરનારી, પિલાવો પ્રેમની પ્યાલી ૨

પ્રભુની દિવ્ય મુર્તિને, હૃદયમાં સ્થિર સ્થાપીને,
હૃદયને શુદ્ધ કરનારી, પિલાવો પ્રેમની પ્યાલી ૩

પ્રભુની સ્વયં જ્યોતિનું, દિવ્ય દર્શન કરાવીને,
સ્વરૂપમાં લીન કરનારી, પિલાવો પ્રેમની પ્યાલી ૪

અલૌકિક દિવ્ય અમૃતનું, અમોને પાન કરાવીને,
**મોહન કહે મસ્ત કરનારી,** પિલાવો પ્રેમની પ્યાલી ૫



**સ્વયંપ્રકાશ આશ્રમ** શાહપુર કુવાવાળી પોળ **અમદાવાદ.**

**પદ ૭ " સ્વયંજયોતિને જાણી લે "** ( ગઝલ )

હોય મુકિતની અભિલાષા, શિખામણ સત્ય માની લે,
સમાગમ સંતનો કરીને, સ્વયંજ્યોતિને જાણી લે. ૧

પરમ આનંદની પ્રાપ્તિ, ચહે જો તું પરમ શાન્તિ,
કરી એકાગ્ર ચિત્તવૃત્તિ, સ્વયંજયોતિને જાણી લે ૨

અલૌકિક છે સ્વયંજયોતિ, અનુપમ છે સ્વયંજ્યોતિ,
સનાતન સત્ય છે જ્યોતિ, સ્વયંજ્યોતિને જાણી લે. ૩

અહો એ દિવ્યજ્યોતિથી, હૃદયનો તાર સાંધી લે,
ગુરૂગમ જ્ઞાનથી પ્યારા, સ્વયંજયોતિને જાણી લે. ૪

પ્રગટ છે પિંડમાં ત્હારા, ધરીને ધ્યાન જો પ્યારા,
**રામમોહન** નથી ન્યારા, સ્વયંજયોતિને જાણી લે. ૫



## પદ ૮ " કરી લે મોક્ષની સિદ્ધિ " ( ગઝલ )

થયા પંડીત તથાપિ શું ? બન્યા વિદ્વાન તેથી શું ?
કરી કવિતા તથાપિ શું ? કરી લે મોક્ષની સિદ્ધિ ૧
થયા વકતા તથાપિ શું ? બન્યા લેખક તેથી શું ?
મળી પદવી તથાપિ શું ? કરી લે મોક્ષની સિદ્ધિ ૨
થયા રાજા તથાપિ શું ? બન્યા દિવાન તેથી શું ?
મળી ડિગ્રી તથાપિ શું ? કરી લે મોક્ષની સિદ્ધિ ૩
લીધા ઇલ્કાબ તથાપિ શું ? થયા ધનવાન તેથી શું ?
મળી લક્ષ્મી તથાપિ શું ? કરી લે મોક્ષની સિદ્ધિ ૪
સ્વયંજ્યોતિ સ્વરૂપ જાણી, કરો પ્રભુની પરાભકિત,
**મોહન** મળે જીવન્મુકિત કરી લે મોક્ષની સિદ્ધિ, ૫

## પદ ૯. " સમાગમ સંતનો કરજે." ( ગઝલ )

પરમપદ પ્રાપ્તિની ઇચ્છા, ત્હને જો ચિત્તમાં થાતી,
કરી એકાગ્ર ચિત્તવૃત્તિ, સમાગમ સંતનો કરજે. ૧
અચળ શ્રદ્ધા, અચળ ભકિત, અચળ વિશ્વાસ રાખીને,
અલૌકિક જ્ઞાન મેળવવા, સમાગમ સંતનો કરજે. ૨
જ્ઞાનામૃત પાન કરવાને, અલૌકિક ધ્યાન ધરવાને,
પરમપદ પ્રાપ્ત કરવાને, સમાગમ સંતનો કરજે. ૩
જીવનમુકિત પદ મેળવવા, ગયા શુક જનકની પાસે,
અખંડ એ લક્ષ રાખીને, સમાગમ સંતનો કરજે. ૪
ધરી ધીરજ હૃદયમાંહી, અહોનિશ ધ્યાન ધર પ્યારા,
પરમ આનંદમય **મોહન**, સમાગમ સંતનો કરજે. ૫

## પદ ૧૦ "સનાતન છે સ્વયંજયોતિ." (ગઝલ)

અખંડિત એક છે જયોતિ, સ્વયંપ્રકાશમય જયોતિ,
અહો ! એ દિવ્ય છે જયોતિ, સનાતન છે સ્વયંજયોતિ. ૧
કેવળ સત્યમય જયોતિ, અલૌકિક જ્ઞાનમય જયોતિ,
પરમઆનંદમય જયોતિ, સનાતન છે સ્વયંજયોતિ. ૨
ગુરૂની સાનમાં જયોતિ, અમારા જ્ઞાનમાં જયોતિ,
અહોનિશ ધ્યાનમાં જયોતિ, સનાતન છે સ્વયંજયોતિ. ૩
અંતર્જયોતિ બહીર્જયોતિ, પરાત્પર પુર્ણ છે જયોતિ,
પરમ પ્રકાશમય જયોતિ, સનાતન છે સ્વયંજયોતિ. ૪
મળે છે જયોતિમાં જયોતિ, પ્રભુની એ પરાભકિત
**વિશ્વમોહન** મળે મુકિત, સનાતન છે સ્વયંજયોતિ ૫

## પદ ૧૧ "કરીલે દિવ્યદ્રષ્ટિ તું." (ગઝલ)

અલૌકિક છે સ્વયંજયોતિ, અનુપમ છે સ્વયંજયોતિ,
સ્વયં જયોતિને જોવાને, કરીલે દિવ્ય દ્રષ્ટિ તું. ૧
ભુલી જા મ્હારૂં ને ત્હારૂં, મમત્વ ભાવ મુકીદે,
પ્રભુને ભેટવા માટે, કરીલે દિવ્ય દ્રષ્ટિ તું. ૨
**અજર** હું છું **અમર** હું છું, અવિનાશી અવિચલ છું,
અખંડ એ લક્ષ રાખીને, કરીલે દિવ્ય દ્રષ્ટિ તું. ૩
અહો એ દિવ્ય દ્રષ્ટિમાં, નહિ જયાં હું નહિ ત્યાં તું.
પ્રભુ **પ્રત્યક્ષ** જોવાને, કરીલે દિવ્ય દ્રષ્ટિ તું. ૪
દિસે છે દિવ્ય દ્રષ્ટિથી, પ્રગટ પ્રભુની સ્વયંજયોતિ,
**વિશ્વમોહન** મળે મુક્તિ, કરીલે દિવ્ય દ્રષ્ટિ તું. ૫

**પદ ૧૨ "હૃદયમાં જો સ્વયંજ્યોતિ"** (ગઝલ)

પ્રભુમાં હું પ્રભુ મુજમાં, પ્રભુ પ્રત્યક્ષ છે તુજમાં,
દિસે છે દિવ્ય દ્રષ્ટિથી, હૃદયમાં જો સ્વયંજ્યોતિ. ૧
અહો! એ દિવ્ય જ્યોતિમાં, અલૌકિક દિવ્યતા ભાસે,
પ્રભુ પ્રત્યક્ષ દેખાશે, હૃદયમાં જો સ્વયંજ્યોતિ. ૨
પ્રભુ માંહી રમું છું હું, પ્રભુમાંહી વસું છું હું,
પ્રભુ દેખી હસું છું હું, હૃદયમાં જો સ્વયંજ્યોતિ. ૩
પ્રભુ મ્હારો પ્રભુનો હું, પ્રભુમાંહી સમાયો છું,
સમાયા છે પ્રભુ મુજમાં, હૃદયમાં જો સ્વયંજ્યોતિ. ૪
પ્રભુની પ્રેમમય ભકિત, અજબ છે પ્રેમમાં શકિત,
**મોહન** મળે જીવતાં મુકિત, હૃદયમાં જો સ્વયંજ્યોતિ. ૫

**પદ ૧૩ "પ્રભુ છે પ્રાણથી પ્યારા"** (ગઝલ)

પ્રભુની પ્રેમ ભક્તિથી, અમિરસની વહેધારા,
તન મન પ્રાણ આધારા, પ્રભુ છે પ્રાણથી પ્યારા. ૧
અલૌકિક દિવ્ય દ્રષ્ટિથી, સકળ આ દ્રશ્ય જોનારા,
છતાં આ વિશ્વથી ન્યારા, પ્રભુ છે પ્રાણથી પ્યારા. ૨
પ્રભુ છે સર્વના જ્ઞાતા, પ્રભુ છે સર્વના ત્રાતા,
ગુણીજન ગાન સૌ ગાતા, પ્રભુ છે પ્રાણથી પ્યારા. ૩
પ્રગટ પ્રત્યક્ષ જો પ્યારા, રહે નિમેષ નહિ ન્યારા,
અખંડ રહે ધ્યાનની ધારા, પ્રભુ છે પ્રાણથી પ્યારા. ૪
અહોનિશ સ્વયંજ્યોતિનું, હૃદયમાં ધ્યાન ધરવાથી,
પરમ આનંદમય **મોહન**, પ્રભુ છે પ્રાણથી પ્યારા. ૫

## પદ ૧૪ "સ્વયંજ્યોતિ પ્રભુ ત્હારી" (ગઝલ)

અલૌકિક જ્ઞાનમય દ્રષ્ટિ, અલૌકિક છે સકલ સૃષ્ટિ,
દિસે છે દિવ્ય દ્રષ્ટિથી, સ્વયં જ્યોતિ પ્રભુ ત્હારી. ૧
તુંહી આકાશની અંદર, તુંહી પાતાળની અંદર,
તુંહી બાહિર તુંહી ભીતર, સ્વયંજ્યોતિ પ્રભુ ત્હારી. ૨
પ્રભુ છે પિંડની માંહી, ચૌદ બ્રહ્માંડની માંહી,
પ્રગટ છે હ્રદયની માંહી, સ્વયં જ્યોતિ પ્રભુ ત્હારા. ૩
અલૌકિક આ દશા મ્હારી, ગુરૂ કૃપાની બલિહારી,
રહે નિમેષ નહિ ન્યારી, સ્વયંજ્યોતિ પ્રભુ ત્હારી. ૪
તુંહી તનમાં તુંહી મનમાં, તુંહી વસ્તિમહીં વનમાં,
**વિશ્વમોહન** ચરાચરમાં, સ્વયંજ્યોતિ પ્રભુ ત્હારી. ૫

## પદ ૧૫ " પ્રભુ પ્રગટ હ્રદયમાં છે " (ગઝલ)

કરી એકાગ્ર ચિત્તવૃત્તિ, શરીરનું ભાન ભૂલી જા,
હ્રદયમાં થાય છે સ્ફુરણ, પ્રભુ પ્રગટ હ્રદયમાં છે. ૧

ગુરૂગમ જ્ઞાનથી હરનિશ, પ્રણવનો જાપ તું કરજે,
અચળ શ્રદ્ધા હ્રદય ધરજે, પ્રભુ પ્રગટ હ્રદયમાં છે. ૨

પ્રભુ છે પિંડમાં ત્હારા, ધરીને ધ્યાન જો પ્યારા,
વિચારીને જુઓ વ્હાલા, પ્રભુ પ્રગટ હ્રદયમાં છે. ૩

રહીને ધ્યાનમાં તલ્લીન, જીગરમાં શોધીને જોશો,
દિસે છે દિવ્ય દ્રષ્ટિથી, પ્રભુ પ્રગટ હ્રદયમાં છે. ૪

કરોડો ભાનુ સમ દેખો, સ્વયંજ્યોતિ પ્રકાશે છે,
સચ્ચિદાનંદમય **મોહન**, પ્રભુ પ્રગટ હ્રદયમાં છે. ૫

### પદ ૧૬ " પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ " ( ગઝલ )

હૃદયનું હાર્દ સમજીને, હૃદયની સાથમાં રહું છું,
હૃદયના પ્રેમથી કહું છું, પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ. ૧
સમાગમ સંતનો કરીને, હૃદયમાં સાર ભરવાથી,
સમર્પણ સર્વ કરવાથી, પ્રગટ પ્રભુની સ્વયં જ્યોતિ. ૨
ગુરૂના ચરણમાં રહીને, પ્રભુની ભક્તિ કરવાથી,
અહોનિશ ધ્યાન ધરવાથી, પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ. ૩
કરીલે હૃદયની શુદ્ધિ, કરીલે જ્ઞાનની વૃદ્ધિ,
કરીલે ધ્યાનની સિદ્ધિ, પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ. ૪
નહિ હું તું અહં વૃતિ, અહો એ જ્ઞાનમય ભકિત,
**વિશ્વમોહન** મળે મુકિત, પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ. ૫

### પદ ૧૭ " અલૌકિક આ દશા મ્હારી " ( ગઝલ )

કહું શું આપને પ્યારા, અલૌકિક આ દશા મ્હારી,
અખંડ રહે ધ્યાનની ધારા, અલૌકિક આ દશા મ્હારી. ૧
નહિ બ્રાહ્મણ નહિ ક્ષત્રિય, નહિ હું વૈશ્ય કે શુદ્ર,
વર્ણ આશ્રમથી છે ન્યારી, અલૌકિક આ દશા મ્હારી. ૨
ન બાલક હું ન યુવક હું, વૃદ્ધ ઉમ્મર નથી મારી,
જુઓ અનુભવથી વિચારી, અલૌકિક આ દશા મ્હારી. ૩
નહિ ગૃહસ્થી ન વાનપ્રસ્થી, ન સંન્યાસી ન બ્રહ્મચારી,
નહિ ત્યાગી કે સંસારી, અલૌકિક આ દશા મ્હારી. ૪
સચ્ચિદાનંદમય **મોહન** સ્વયંપ્રકાશમય **સોહમ,**
ગુરૂ કૃપાની બલિહારી, અલૌકિક આદશા મ્હારી. ૫

**પદ ૧૮ "પરમ આનંદમાં રહીએ"** (ગઝલ)

અમે આનંદમાં રમતા, સ્વયંજ્યોતિને જાણીને,
**સ્વરૂપાનંદ** માણીને, પરમ આનંદમાં રહીએ. ૧
મળે જો સુખ તથાપિ શું ? પડે સંકટ તથાપિ શું ?
ગમે તેવી દશામાંહી, પરમ આનંદમાં રહીએ. ૨
રહું વનમાં કે વસ્તિમાં, રહું છું **મસ્ત** મસ્તિમાં,
સદા સમભાવ રાખીને, પરમ આનંદમાં રહીએ. ૩
શેષ પ્રારબ્ધ ભોગવીએ, પ્રવૃત્તિ યા નિવૃત્તિમાં,
બજાવી ફરજ પોતાની, પરમ આનંદમાં રહીએ. ૪
સ્વયંપ્રકાશમયસોહમ, અહોનિશ ધ્યાન એ ધરીએ,
સચ્ચિદાનંદમય **મોહન** પરમ આનંદમાં રહીએ. ૫

**પદ ૧૯ "મળે છે જીવતાં મુક્તિ"** (ગઝલ)

અલૌકિક છે સ્વયંજ્યોતિ, અનુપમ છે સ્વયંજ્યોતિ,
સનાતન છે સ્વયંજ્યોતિ, મળે છે જીવતાં મુકિત. ૧
નિષ્કામ કર્મથી મુકિત, મળે ભકિત થકી મુક્તિ,
ગુરૂગમ જ્ઞાનથી મુકિત, મળે છે જીવતાં મુક્તિ. ૨
સમ્યક જ્ઞાનથી મુકિત, અહોનિશ ધ્યાનથી મુકિત,
પરમ પ્રજ્ઞાનમય મુકિત, મળે છે જીવતાં મુકિત. ૩
પ્રભુની પ્રેમમય ભકિત, અજબ છે પ્રેમમાં શકિત,
**સ્વરૂપાનંદની મસ્તિ,** મળે છે જીવતાં મુકિત. ૪
પ્રગટ પ્રભુની સ્વયંજ્યોતિ, પરાત્પર પુર્ણ છે જ્યોતિ,
પરમ આનંદમય **મોહન,** મળે છે જીવતાં મુકિત. ૫

## પદ ૨૦ "સ્વરૂપાનંદમાં રહેજે" (ગઝલ)

સ્વયંજ્યોતિ સ્વરૂપ ત્હારૂં, સ્વયંજ્યોતિ સ્વરૂપ મ્હારૂં,
સ્વયંજ્યોતિને જાણીને, સ્વરૂપાનંદમાં રહેજે. ૧
તજીદે ભેદ ને ભ્રાંતિ, ચહે જો તું પરમ શાંન્તિ,
કરીલે આત્મની સિદ્ધિ, સ્વરૂપાનંદમાં રહેજે. ૨
નહિ તું દેહ કે ઇન્દ્રિય, નહિ ચિત્ત કે મનોવૃતિ,
નહિ અહંકાર મન બુદ્ધિ, સ્વરૂપાનંદમાં રહેજે. ૩
અજર છે આતમા ત્હારો, અમર છે આતમા ત્હારો,
અવિનાશી અખંડિત એ, સ્વરૂપાનંદમાં રહેજે. ૪
હ્રુદયમાં રામ છે ત્હારા, મનમોહન નથી ન્યારા,
પરમ આનંદ મય **મોહન**, સ્વરૂપાનંદમાં રહેજે. ૫

## પદ ૨૧ "પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ" (ગઝલ)

અખંડિત એક છે જ્યોતિ, સનાતન સત્ય છે જ્યોતિ,
સ્વયં પ્રકાશમય જ્યોતિ, પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ. ૧
અમારા જ્ઞાનમાં જ્યોતિ, અમારા ધ્યાનમાં જ્યોતિ,
અમારૂં લક્ષ છે જ્યોતિ, પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ. ૨
અમારૂં જ્ઞેય છે જ્યોતિ, અમારૂં ધ્યેય છે જ્યોતિ,
અમારૂં શ્રેય છે જ્યોતિ, પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ. ૩
પ્રગટ છે પિંડમાં જ્યોતિ, અનંત બ્રહ્માંડમાં જ્યોતિ,
સનાતન સત્યમય જ્યોતિ, પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ. ૪
અલૌકિક આ સ્વયં જ્યોતિ, અનુપમ આ સ્વયંજ્યોતિ,
સ્વયંપ્રકાશમય **મોહન** પ્રગટ પ્રત્યક્ષ છે જ્યોતિ. ૫

## પદ ૨૨ " વહે અમૃત તણી ધારા " (ગઝલ)

અલૌકિક જ્ઞાન અમૃતનું, નિરંતર પાન કરવાથી,
અહો ! એ દિવ્ય હૃદયમાંથી, વહે અમૃત તણી ધારા. ૧
અખંડ રહે ધ્યાનની ધારા, પ્રભુ પ્રત્યક્ષ છે પ્યારા,
રહે નિમેષ નહિ ન્યારા, વહે અમૃત તણી ધારા. ૨
પ્રભુની દિવ્ય જયોતિનું, અહોનિશ ધ્યાન ધરવાથી,
સ્વયં અનુભવ કરવાથી, વહે અમૃત તણી ધારા. ૩
અલૌકિક જ્ઞાન અમૃતનાં, વહે છે નિશદિન ઝરણાં,
હૃદયમાં જ્ઞાન ગંગાની, વહે અમૃત તણી ધારા. ૪
અહો જે પ્રેમી સંતોનાં, હૃદય છે પ્રેમ રસ ભીનાં,
**રામમોહન** હૃદય જાણે, તરંગો **તત્વદર્શીના.** ૫

## પદ ૨૩ " પ્રભુના પ્રેમી છે કોઇ ? " ( ગઝલ )

ઘણા છે લક્ષ્મીના પ્રેમી, ઘણા છે રિદ્ધિના પ્રેમી,
ઘણા છે સિદ્ધિના પ્રેમી, પ્રભુના પ્રેમી છે કોઇ ? ૧
હશે કોઇ કીર્તિના પ્રેમી, હશે કોઇ ભકિતના પ્રેમી,
હશે કોઈ મુકિતના પ્રેમી, પ્રભુના પ્રેમી છે કોઇ ? ૨
ઘણા જન માનના પ્રેમી, ઘણા જન ધ્યાનના પ્રેમી,
ઘણા જન જ્ઞાનના પ્રેમી, પ્રભુના પ્રમી છે કોઇ ? ૩
પ્રભુના પ્રેમી આવોને, દયા દિલમાંહી લાવોને,
પ્રભુ પ્રગટ બતાવોને, પ્રભુના પ્રેમી છે કોઈ ? ૪
પ્રભુના પ્રેમીને દેખી, હૃદયમાં પ્રેમ પ્રગટે છે,
સચ્ચિદાનંદમય **મોહન,** પ્રભુના પ્રેમી છે કોઇ ? ૫

## પદ ૨૪ પ્રભુ પ્રેમી બતાવોને? (ગઝલ)

ઘણું દુર્લભ થવું પ્રેમી, વિચારો દીર્ઘ દ્રષ્ટિથી,
પરિક્ષામાં ટકે એવા, પ્રભુ પ્રેમી બતાવોને? ૧
છે કોઇ ધ્રુવના જેવા, અરે પ્રલ્હાદના જેવા,
ભક્ત નરસિંહના જેવા, પ્રભુ પ્રેમી બતાવોને? ૨
મયુરધ્વજ રાયના જેવા, સંત વિદુરના જેવા,
ભક્ત અંબરિષના જેવા, પ્રભુ પ્રેમી બતાવોને? ૩
વિદેહી જનકના જેવા, સંત શુકદેવના જેવા,
મહાત્મા જડભરત જેવા, પ્રભુ પ્રેમી બતાવો ને? ૪
વીર લક્ષ્મણના જેવા, ભક્ત હનુમાનના જેવા,
**રામમોહન** કહે એવા, પ્રભુ પ્રેમી બતાવોને? ૫

## પદ ૨૫ "પ્રભુ પ્રેમી પધારોને?"

મુકિત માર્ગના પંથી, પ્રભુના પ્રેમી સત્સંગી,
સનાતન સત્યના શોધક, પ્રભુ પ્રેમી પધારોને? ૧
તમોને ઇષ્ટ લાગે કે, અમારૂં શ્રેય છે આંહી,
કરી નિર્ધાર મનમાંહી, પ્રભુ પ્રેમી પધારોને? ૨
પ્રભુની સ્વયંજયોતિનું, અહો એ દિવ્ય જયોતિનું,
અલૌકિક જ્ઞાન મેળવવા, પ્રભુ પ્રેમી પધારોને? ૩
જ્ઞાનામૃત પાન કરવાને, પ્રભુનું ધ્યાન ધરવાને,
પરમપદ પ્રાપ્ત કરવાને, પ્રભુ પ્રેમી પધારોને? ૪
પધારો પ્રેમની મુર્તિ, પધારો ધર્મની મુર્તિ,
**વિશ્વમોહન** મળે મુક્તિ, પ્રભુ પ્રેમી પધારોને? ૫

### પદ ૨૬

બે દિનના છે ઘર જળ સઘળા, બે દિન અહીં રહેવાનું છે,
બે દિનના છે સગાંસબંધી, બે દિન સુખ લેવાનું છે.
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે.
લોકો જેને દુનિયા કહે તે, એક મુસાફરખાનું છે.

### પદ ૨૭

જગત મુસાફરખાનું જાણી, દિન દુઃખીનાં દુઃખ હરો,
સંત સમાગમ નિત્ય કરીને, જ્ઞાનામૃત રસપાન કરો.
શ્વાસોશ્વાસે હંસો સોહં, સ્વયંજ્યોતિનું ધ્યાન ધરો,
**મોહન** જીવન્મુકિત માણી, મનુષ્ય જન્મને સફળ કરો.

### પદ ૨૮ "અમારા ધર્મના માટે" (ગઝલ)

પ્રચાર ધર્મનો કરવા, અમારો દ્રઢ નિશ્ચય છે.
અમારો પ્રાણ અર્પણ છે, અમારા ધર્મના માટે. ૧
અમારૂં તન સમર્પણ છે, અમારૂં મન સમર્પણ છે,
અમારૂં ધન સમર્પણ છે, અમારા ધર્મના માટે. ૨
નથી કંઇ માનની પરવા, નથી અપમાનની પરવા,
નથી કીર્તિ તણી પરવા, અમારા ધર્મના માટે. ૩
નથી આ દેહની પરવા, નથી આ પ્રાણની પરવા,
નથી મૃત્યુ તણી પરવા, અમારા ધર્મના માટે. ૪
મુકાવ્યું શિર પર કરવત, મયુરધ્વજ ટેકના માટે,
**મોહન** મુક્તિ શિર સાટે, અમારા ધર્મના માટે. ૫

## પદ ૨૯ "અંતે સત્યનો જય છે" (ગઝલ)

સનાતન મોક્ષનો મારગ, પ્રગટ આ વિશ્વમાં કરજો,
અખિલ વિશ્વમાં વિચરજો, અંતે સત્યનો જય છે. ૧
પ્રકાશો સત્યનો કરતાં, ડરો નહિ કોઇથી બંધુ,
સ્હાય કરશે કૃપાસિંધુ, અંતે સત્યનો જય છે. ૨
ડરો નહિ સંકટો પડતાં, કરીને કાર્ય બતલાવો,
હૃદયમાં સત્ય પ્રગટાવો, અંતે સત્યનો જય છે. ૩
ડરે તે શું કરે જગમાં, નથી કિંમત ડરે ત્હેંની,
બનો શુરવિર ઓ બંધુ, અંતે સત્યનો જય છે. ૪
સનાતન મોક્ષ મારગની, ધ્વજા ફરકાવવા માટે,
વિચરીએ વિશ્વમાં **મોહન**, અંતે સત્યનો જય છે. ૫

* सत्यं धर्मं प्रशंसन्ति मुनयो वेद पारगाः ।
सत्येन सर्वमाप्नोति तस्मात्सत्ये स्थिरोभवेत् ॥

---

## પદ ૩૦ "સનાતન ધર્મનો જય હો" (ગઝલ)

ઉઠોને કર્મ વિરો સો, જાગો! ધર્મ વિરો સૌ,
કરી લ્યો કાર્યની સિદ્ધિ, સનાતન ધર્મનો જય હો. ૧
પ્રભુનો પંથ એકજ છે, સનાતન સત્ય એકજ છે,
અમારો ટેક એકજ છે, સનાતન ધર્મનો જય હો. ૨
કરે કોઈ કાર્યની ટીકા, અધીરા ના બનો તેથી,
થશે લાખો અનુયાયી, સનાતન ધર્મનો જય હો. ૩
તમારા સત્ કાર્યોની, થશે કિંમત જગતમાંહી,
અચળ શ્રદ્ધા અમારી છે, સનાતન ધર્મનો જય હો. ૪

અમારા અમર આત્મામાં, **અમર** આશા રહેલી છે,
પરમ આનંદમય **મોહન**, સનાતન ધર્મનો જય હો. ૫

### પદ ૩૧ "**સ્વદેહે થાય છે મુક્તિ**" (ગઝલ)

હૃદયથી રાગને ત્યાગી, હૃદયથી દ્વેષને ત્યાગી.
કરી લે હૃદયની શુદ્ધિ, સ્વદેહે થાય છે મુક્તિ. ૧

તજો આ દેહની માયા, તજે જેમ સર્પ કંચુકી,
રહે નહિ મોહ મનમાંહી, સ્વદેહે થાય છે મુક્તિ. ૨

હળાહળ ઝેરની પ્યાલી, મીરાંએ પ્રેમથી પીધી.
કરી નહિ મૃત્યુની પરવા, સ્વદેહે થાય છે મુક્તિ. ૩

અમર રહેતી નથી કાયા, અમર રહેતી નથી માયા,
રહે જગમાં અમર કીર્તિ, સ્વદેહે થાય છે મુકિત. ૪

જ્ઞાન અગ્નિ ચિતા માંહી, જીવતાં ભસ્મ થાવાનું,
**વિશ્વ મોહન** સ્વયંજ્યોતિ, સ્વદેહે થાય છે મુકિત. ૫

**सत्येन सुखमाप्नोति सत्येन जय माप्नुयात् ।**
**सत्येन संतरेद्विश्वं सत्यं धर्मः सनातनः ॥**

### પદ ૩૨ "**અલૌકિક મસ્તિ**" (ગઝલ)

મઝા છે જ્ઞાન મસ્તિમાં, સચ્ચિદાનંદ રૂપજ છું,
અહો એ દિવ્ય દ્રષ્ટિમાં, નહિ જ્યાં હું નહિ ત્યાં તું. ૧

અલૌકિક દિવ્યતા ભાસે, પ્રભુમય દિવ્ય દ્રષ્ટિમાં,
નિહાળું ત્યાં બધે ભાળુ, પ્રભુનું નુર સૃષ્ટિમાં. ૨

ચઢી છે બ્રહ્મ ખુમારી, પ્રભુની દિવ્યશક્તિની,
સ્વરૂપાનંદની લહેરી, અખંડ એ જ્ઞાન મસ્તિની. ૩
અલૌકિક એજ આનંદમાં, રહું છું મસ્ત હું હરનિશ,
અલખ ચૈતન્યમય જ્યોતિ, અનંત બ્રહ્માંડનો તું ઈશ. ૪
અલૌકિક જ્ઞાન મસ્તિમાં, નિરંતર મસ્ત રહેવાથી,
**વિશ્વમોહન** મળે મુક્તિ, પ્રભુનું ધ્યાન ધરવાથી. ૫

## પદ ૩૩ "આત્મ જાગૃતિ" (ગઝલ)

મુસાફિર છે જનો સર્વે, જગતની ધર્મ શાળામાં,
કરી પરમાર્થનાં કાર્યો, સફલ જીવન કરતો જા. ૧
પલકમાં પ્રાણ પંખી આ, ઉડીને સ્વર્ગમાં જાશે,
પછીથી શું ગતિ થાશે, પ્રભુને યાદ કરતો જા. ૨
સવારે સૂર્ય ઉગે જે, તપે મધ્યાન્હ કાળે તે,
ઉદય તેનો થશે અસ્તજ, સ્વયંજ્યોતિ જગાવતો જા. ૩
કમળ જે ખીલતું આજે, ખચિત તે કાલે કરમાશે,
હઠાવી મોહ માયા તું, **અમર પદ** પ્રાપ્ત કરતો જા. ૪
પ્રભુમય પ્રેમ ભક્તિમાં, નિરંતર મસ્ત તું રહેજે,
સ્વયંપ્રકાશમય **મોહન**, પ્રભુનું ધ્યાન ધરતો જા. ૫

## પદ ૩૪ "ત્હેં સારૂં કોઈનું શું કર્યું?" (ગઝલ)

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધર્યો,
વૈરાગ્યથી વસ્તિ તજીને, વનમહીં જઇને વસ્યો,
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખ માગી ભર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઇનું શું કર્યું? ૧

ત્હેં નિત્ય સ્નાન ત્રિકાલ કીધું, સુગંધી દ્રવ્યો ચોળીને,
ત્હેં પંચ ગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને,
આહાર એકજવાર કરવો, એવું વ્રત ત્હેં આદર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઈનું શું કર્યું ? ૨

ત્હેં યોગ યજ્ઞ કર્યા ઘણા, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
ત્હેં ચાલતી નદિએ ચડાવ્યાં, દુધ દહીં ગાયો તણાં,
બહુ વર્ષ મુખમુનિવ્રત ધર્યું, તે ઠીક તુંજ મનમાં ઠર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઈનું શું કર્યું? ૩

નવનવાં નૈવેધ કરીને, તે પ્રસાદિ તું જમ્યો,
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને ત્હેં બહુ દમ્યો,
ખાડો ખણીને દાટીયું, જે અન્ન જમતાં ઉગર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઇનું શું કર્યું ? ૪

ત્હેં સ્તોત્ર પાઠ ઘણા કર્યાં, વિવિધ વચન ઉચ્ચારીને,
ત્હેં પ્રાર્થના પ્રભુની કરી, નિત્ય નિયમો ધારીને,
ગદ્‌ગદ્ સ્વરે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઇનું શું કર્યું ? ૫

ભગવાન લુખી ભકિતથી, રીઝે નહિ તલ માત્ર તે,
પ્રેમ ભકિત પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિય પાત્ર તે,
સમજ્યા વિના વિવાદ કીધા, કામ તેથી શું સર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, ત્હેં સારૂં કોઇનું શું કર્યું ? ૬



### પદ ૩૫ "સ્વયંપ્રકાશ સ્વરૂપનો સાક્ષાત્કાર" (ગઝલ)

भिद्यते हृदयग्रन्थिच्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्तेचास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ १ ॥
मुण्डकोपनिषद् मु—२ खं. २. श्लो. ८.

नतद्भासते सूर्यो न शसांङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २ ॥
श्रीमद् भगवद् गीता अ० १५ श्लो० ६.

જ્યાં સૂર્યશશિ નથી ભાસતા, જ્યાં નાદ પ્રાણશમી જતા,
ત્યાં સર્વનું જીવન રહ્યું છે, મિષ્ટ **આત્મ સમાધિમાં** ૧

ત્યાં ઇશિ નહિ, નહિ માનવી, ત્યાં વિશ્વ કે દ્રષ્ટા નહિ,
ત્યાં દિવ્ય ઘન શાંતિ અને, **જયોતિ** વિના બીજું નહિ ૨

**સ્વયંજ્યોતિ પ્રકાશમય**, તું તેજ આત્મ સ્વરૂપ છે,
એ જાણી વદ તું ૐ **तत्सत्**, સત્ ચિદ્ આનંદ રૂપ છે ૩



### પદ ૩૬ આત્મ સ્વરૂપને સાક્ષાત્કાર કરો. (ગઝલ)

જો ઇષ્ટને જોયા નહિ, જગમાં જીવ્યો તો શું થયું? ટેક
પુજન કર્યું પંચામૃતે, કરી આરતિ ઉંચા ઘૃતે
શ્રદ્ધા અચલ રાખી નહિ, સેવક થયો તો શું થયું...૧

ભાગવત રામાયણ લઇ, કથા કરતાં જીંદગી ગઇ.
તન્મય દશા આવી નહિ, ભજનો ગાઇને શું કર્યું? ૨

નાહ્યો ગંગા ગોદાવરી, થાકયો તિરથમાં ફરી ફરી.
મન મલિનતા ટાળી નહિ, તીર્થો કર્યાં તો શું થયું? ૩

એકાદશી ઉપવાસથી, વ્રતો કર્યાં બહુ માસથી.
દશ ઇન્દ્રિ મન જીત્યું નહિ, ભૂખે મરીને શું કર્યું ? ૪
બેઠા સંતોની સાથમાં, માળા લઇને હાથમાં.
મન **મોહનમાં** ચોટયું નહિ, મણુકા ફર્યા તો શું થયું ? ૫

**ज्ञान क्रिया भ्यां मोक्ष** જ્ઞાન પુર્વક ક્રિયા કરવાથી મોક્ષ મળે છે.

## પદ ૩૭ "જન્મીને જગમાં શું કર્યું ?" (ગઝલ)

દેહધ્યાસ છુટયો નહિ, જ્ઞાની બનીને શું કર્યું ?
માયાપાસ તુટયો નહિ, મૌની બનીને શું કર્યું ? ૧
અષ્ટાંગ યોગ સાધ્યો નહિ, યોગી થઇને શું કર્યું ?
મનથી મોહ મુકયો નહિ, ત્યાગી થઇને શું કર્યું ? ૨
અભિમાન દુર કર્યો નહિ, ઉપદેશ આપી શું કર્યું ?
આત્માને ચિન્યો નહિ, દશ દિશ ભટકી શું કર્યું ? ૩
**રામમોહન** મન જીત્યું નહિ, જગ જીતવાથી શું થયું ?
જ્યોતિ સ્વરૂપ જાણ્યું નહિ, જન્મીને જગમાં શું કર્યું ? ૪

**ऋते ज्ञानान्न मुक्ति**

તત્વજ્ઞાન દ્વારાજ જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે માટે સત્ પુરૂષોનો સમાગમ કરી **તત્વજ્ઞાન** પ્રાપ્ત કરો.

## પદ ૩૮ " હું કોણ ? " (ગઝલ)

એકાક્ષર ॐ તે હું છું, સનાતન સત્ય રૂપજ છુ
સત્યમાં શાંતિ તે હું છુ, શુદ્ધ ચૈતન્ય રૂપજ છું....૧

જ્ઞાતા જ્ઞેય જ્ઞાનજ છું, ધ્યાતા ધ્યેય ધ્યાનજ છું.
દ્રષ્ટા દ્રશ્ય દર્શન છું, શુદ્ધ ચૈતન્ય રૂપજ છું....૨

અંતર્જ્યોતિ સ્વરૂપજ છું, બહિર્જ્યોતિ સ્વરૂપજ છું
સ્વયં જ્યોતિ સ્વરૂપજ છું, શુદ્ધ ચૈતન્ય રૂપજ છું....૩

અલૌકિક એજ છે ભણતર, સ્વરૂપ મ્હારૂં બહિર અંતર
સ્વરૂપમાં લીન નિરંતર, શુદ્ધ ચૈતન્ય રૂપજ છું...૪

સનાતન સત્ય મય સોહમ્ કૈવલ્ય જ્ઞાન મય સોહમ્
પરમ આનંદમય **મોહન**, શુદ્ધ ચૈતન્ય રૂપજ છું....૫



## પદ ૩૯ "સ્વયં જ્યોતિ"ની બલિહારી (ગઝલ)

સ્વયંજ્યોતિ સ્વરૂપે **सत्**, સ્વયંજ્યોતિ સ્વરૂપે **चिद्**
સ્વયંજ્યોતિ સ્વરૂપ **आनंद**, સ્વયંજ્યોતિની બલિહારી ૧

સ્વયંજ્યોતિ સ્વરૂપ **अस्ति** સ્વયંજ્યોતિ સ્વરૂપ **भाति**
સ્વયંજ્યોતિ સ્વરૂપ **प्रिय**, સ્વયંજ્યોતિની બલિહારી ૨

સ્વયંજ્યોતિ સ્વરૂપ **ज्ञाता**, સ્વયંજ્યોતિ સ્વરૂપ **ज्ञान**
સ્વયંજ્યોતિ સ્વરૂપ **ज्ञेय**, સ્વયંજ્યોતિની બલિહારી ૩

સ્વયંજ્યોતિ સ્વરૂપ **ध्याता**, સ્વયંજ્યોતિ સ્વરૂપ **ध्यान**
સ્વયંજ્યોતિ સ્વરૂપ **ध्येय**, સ્વયંજ્યોતિની બલિહારી ૪

સ્વયંજ્યોતિ સ્વરૂપ **सोहम**, સ્વયંજ્યોતિ સ્વરૂપ **सोहम**
સ્વયંજ્યોતિ સ્વરૂપ **मोहन** સ્વયંજ્યોતિની બલિહારી ૫



**પદ ૪૦ "અદલ ઇન્સાફ"** (ભુજંગી છંદની ચાલ)

તમે કેટલા બંગલાઓ બનાવ્યા,
તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા.
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ૧

તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો,
**બી. એ. એમ. એ. એમ. ડી.** શું થયા છો?
મળ્યો ચાંદ **જે. પી. કે. સી. આઇ. ઇ.** નો.
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૨

મુલાકાત લીધી કઇ હોટેલોની,
તોડી ગરદનો કેટલી બૉટલોની
કરી કેટલી મીજબાની ચુવાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૩

તમે કેટલી રોજ ચીરૂટ ફુંકી,
અગર કેટલી વાપરી ચાહ ભૂકી.
વળી ચાવતા કેટલાં રોજપાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૪

કયી જાતના પહેરતા બુટ જોડા,
ઘરે રાખતા કેટલા હાથી ઘોડા.
હતા કેટલા નોકર ગાડીવાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૫

કયી જાતના બાળતા ઘેર લૅમ્પો,
વળી વાપરી કેટલી બેસ્ટ કુંપો
હતાં કેટલાં કોટને પાટલુનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૬

તમે કેટલાં વસ્ત્રજોળાં કર્યાં છે.
કયી જાતનાં અત્તરો વાપર્યાં છે.
કયાં વાપર્યાં પાન ગુલાબદાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૭

તમે કેટલા નાટકો ખેલ જોયા,
તમે શર્તમાં કેટલા દામ ખોયા,
લીધો લ્હાવ શું લોટરી જીતવાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૮

ઉનાળે હવા ખાવા કયે ઠામ જાતા,
તમે રેલવેમાં કયો વર્ગ લેતા,
બીજો ડ્રેસ કેવો હતો પહેરવાનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો ? ૯

તમે કેટલી પ્રભુની ભકિત કીધી,
ગરિબો તણી શી શી આશિષ લીધી.
દીધાં અન્ન વસ્ત્ર તણાં શું શું દાનો ?
પ્રભુ તે તમોને જરૂર પુછવાનો ? ૧૦

શ્રીયુત પાલખીવાળા



## પદ ૪૧ અમારૂં સ્વર્ગ. (ગઝલ)

ખપી જવું પ્રેમમાં ત્હારા, સમર્પણ એ અમે કહીએ,
દફન થવું શેરીમાં ત્હારી, અમારૂં સ્વર્ગ એ કહીએ. ૧
દરશ ત્હારૂં શ્રવણ ત્હારૂં, અહોનિશ તુંહી તુંહી ગાવું,
પરમ પ્રજ્ઞાનમય મુક્તિ, ધર્મ એને અમે કહીએ. ૨
સફર ત્હારી ગલીમાં તે, શહેનશાહી અમે કહીએ,
અહોનિશ ધ્યાનમાં ત્હારા, પ્રભુ પ્રેમે અમે રહીએ. ૩
તુમાં છે જે તું છે જેમાં, પછી શું શોધવું ત્હેને,
ખબર નથી એજ છે ગફલત, અગર અજ્ઞાન એ કહીએ. ૪
શિખ્યો આ વેદની ઋચા, બધું બ્રહ્માંડ સાક્ષીમાં,
સચ્ચિદાનંદમય સોહમ્, **સ્વયંજ્યોતિ** સ્વરૂપ છઇએ. ૫

## પદ ૪૨ દિવ્ય દ્રષ્ટિ (ગઝલ)

સ્વયંજ્યોતિના ધ્યાનમાં, તલ્લીન બની તન્મય થયો,
ગુરૂદેવની કૃપા થકી આ, અલૌકિક અનુભવ થયો. ૧
પ્રત્યક્ષ દિવ્ય દ્રષ્ટિ વડે, સદા સમીપ રહે છે પ્રભુ,
જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે, ત્યાં પ્રગટ વિશ્વંભર વિભુ. ૨
સત્તા તમારી સર્વમાં, સૂર્ય ચંદ્ર તારા મહીં,
વ્યાપક અનંત બ્રહ્માંડમાં, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. ૩
તું જળ મહીં તું સ્થળ મહીં, તું વન મહીં તું વસ્તિમાં,
જે તુંજ છે તે હુંજ છું, અહો આ અલૌકિક મસ્તિમાં. ૪
એ મસ્તિમાં મસ્તજ રહું, વાણી વડે હું શું કહું,
**સચ્ચિદાનંદ સ્વરૂપમાં**, પરમ શાન્તિ પદ લહું. ૫

ભક્તને ભગવાનનો, અભેદ અનુભવ થાય છે,
**રામમોહન** સમાધિમાં, જ્યોતિમાં જ્યોતિ સમાયછે. ૬

## પદ ૪૩ પરમાત્મ દર્શન (ગઝલ)

સ્વયંજ્યોતિ સ્વરૂપમાં, તલ્લીન બની તન્મય રહું,
અહો ? આ અલૌકિક મસ્તિમાં, નિશદિન હું મસ્તજ રહું. ૧

તું પૃથ્વીમાં તું પાણીમાં, તું અગ્નિ વાયુ નભ વિષે,
દિવ્ય દ્રષ્ટિથી દેખતાં, સર્વમાં પ્રભુ તું દિસે. ૨

વ્યાપક અનંત બ્રહ્માંડમાં, બ્રહ્માંડ સર્વે તુજ મહીં,
આદિ મધ્યને અંતમાં, જ્યોતિ વિના કંઈ છે નહીં. ૩

જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી તું, સત્‌ચિદ્‌આનંદ રૂપ છું,
કેવળ શુદ્ધ ચૈતન્યમય, સ્વયં પ્રકાશ સ્વરૂપ છું. ૪

સ્વયં પ્રકાશ સ્વરૂપનો, પ્રત્યક્ષ અનુભવ થાય છે,
**રામમોહન** સમાધિમાં, જ્યોતિમાં જ્યોતિ સમાય છે. ૫

**देहाभिमाने गलीते, विज्ञाते परमात्मनि, ।**
**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥**
**(उपनिषद्.)**

## પદ ૪૪ "પ્રભુછો પ્રાણથી પ્યારા" (ગઝલ)

સનાતન સર્વ આધારા, પ્રભુ છો પ્રાણથી પ્યારા
નિત્ય મુકત નિરાકારા, પ્રભુછો પ્રાણથી પ્યારા.... ૧

નમસ્તે સર્વ દુઃખભંજન, નમસ્તે ભકત મનરંજન
નમસ્તે અલખ નિરંજન, પ્રભુછો પ્રાણુથી પ્યારા... ૨
નમસ્તે નિત્ય સર્વેશ્વર, નમસ્તે પ્રગટ પરમેશ્વર
નમસ્તે સત્ય સિધ્ધેશ્વર, પ્રભુછો પ્રાણુથી પ્યારા... ૩
નમસ્તે સર્વાંતરયામિ, નમસ્તે સચરાચર સ્વામિ
નમસ્તે નાથ બહુનામિ, પ્રભુ છો પ્રાણુથી પ્યારા... ૪
નમસ્તે સચ્ચિદાનંદ ઘન નમસ્તે શુદ્ધ ચૈતન્ય ઘન,
નમસ્તે વિભુ **વિશ્વમોહન** પ્રભુછો પ્રાણુથી પ્યારા... ૫

### પદ ૪૫ "પરમઆનંદ માનું હું" (ગઝલ)

જગતના સર્વ આત્માને, અમારા બંધુ સમ માની,
સ્વયંજયોતિ સ્વરૂપ જાણી, પરમઆનંદ માનું હું. ૧
ગુણીજન જ્ઞાનીને દેખી, સદા પ્રસન્ન રહું છું હું,
ગ્રહણ કરી ગુણ સર્વેના, પરમ આનંદ માનું હું ૨
કરે કોઈ સ્તુતિ કે નિંદા, સુણીને શાન્ત રહું છું હું,
સ્વયં સાક્ષી સ્વરૂપ જાણી, પરમ આનંદ માનું હું ૩
દુઃખી દેખી ઘણા જીવો, દયા દિલમાંહી લાવું હું,
સુખી દેખી જનો સર્વે, પરમ આનંદ માનું હું, ૪
જગતના સર્વ દેશોમાં, જગતના સર્વ ધર્મોમાં,
**રામમોહન પ્રભુ** નિરખી, પરમઆનંદ માનું હું. ૫

### પદ ૪૬ "કરૂં હું પ્રેમથી વંદન" (ગઝલ)

દુઃખી છે દિનના દુઃખે, હૃદયમાં લાગણી જેને,
દયામય દિવ્ય છે જીવન, કરૂં હું પ્રેમથી વંદન. ૧

કીધાં પરમાર્થનાં કામો, રાજા વિર વિક્રમ સમ,
કરે પર દુઃખ જે ભંજન, કરૂં હું પ્રેમથી વંદન. ૨

ધર્મના સત્ય સિદ્ધાંતો, પ્રગટ આ વિશ્વમાં કરતાં,
સમર્પે પ્રાણ તન મન ધન, કરૂં હું પ્રેમથી વંદન. ૩

સંપત્તિ કે વિપત્તિમાં, સદા સમભાવ રાખે જે,
જગતમાં ધન્ય છે જીવન, કરૂં હું પ્રેમથી વંદન. ૪

સનાતન સત્ય એકજ છે, પ્રભુનો પંથ એકજ છે,
**રામમોહન** પ્રભુ ચરણે, કરૂં હું પ્રેમથી વંદન. ૫



## પદ ૪૭ "અહોનિશ એજ છે ચિંતન" (ગઝલ)

અલૌકિક જ્ઞાનમય જીવન, અલૌકિક ધ્યાનમય જીવન,
પ્રભુમય દિવ્ય હો જીવન, અહોનિશ એજ છે ચિંતન. ૧

અહિંસા ધર્મમય જીવન, સદા હો સત્યમય જીવન,
અલૌકિક પ્રેમમય જીવન, અહોનિશ એજ છે ચિંતન. ૨

જગતના સર્વ દેશોમાં, બનાવો જ્ઞાનમંદિરો,
બનાવો ધ્યાન મંદિરો, અહોનિશ એજ છે ચિંતન. ૩

ભલું હો સર્વ જીવોનું, ભલું હો ભુમિ ભારતનું,
ભલું હો આખી આલમનું, અહોનિશ એજ છે ચિંતન. ૪

પ્રભુની સ્વયંજ્યોતિનું, નિરંતર ધ્યાન ધરવાથી,
**દિવ્યજીવન બને મોહન**, અહોનિશ એજ છે ચિંતન. ૫



## પદ ૪૮ " પ્રભુમય પ્રેમની મસ્તિ." ( ગઝલ )

પ્રભુની પ્રેમમય ભક્તિ, અજબ છે પ્રેમમાં શક્તિ,
પ્રભુમય પ્રેમથી મુક્તિ, પ્રભુમય પ્રેમની મસ્તિ. ૧
પ્રભુની પ્રેમ ભક્તિમાં, રહે નહિ મૃત્યુની ભીતિ,
પરમ આનંદમય સ્થિતિ, પ્રભુમય પ્રેમની મસ્તિ. ૨
જીવનમાં દિવ્યતા ભાસે, પ્રભુમય પ્રેમના યોગે,
બતાવે માર્ગ મુક્તિનો, પ્રભુમય પ્રેમની મસ્તિ. ૩
ભૂલાવે ભાન કાયાનું, ભૂલાવે ભાન માયાનું,
ભૂલાવે ભાન દુનિયાનું, પ્રભુમય પ્રેમની મસ્તિ. ૪
સ્વયંજ્યોતિ સ્વરૂપે હું, સ્વયંજ્યોતિ સ્વરૂપ છે તું,
સચ્ચિદાનંદમય **મોહન**, પ્રભુમય પ્રેમની મસ્તિ. ૫

## પદ ૪૯ " પછીથી યાદ બહુ કરશો. " ( ગઝલ )

જીવન્મુક્ત મહા પુરૂષોની, સાચા સંત ભક્તોની,
નથી કિંમત હયાતિમાં, પછીથી યાદ બહુ કરશો. ૧
શ્રવણુ કરી બોલતાં શિખ્યા, નથી શિખ્યા અનુભવથી,
ગુરૂ બિન જ્ઞાન એ કયાંથી, પછીથી યાદ બહુ કરશો. ૨
શ્રવણુ કરતા નથી શબ્દો, કરો છો વાદ શા માટે.
જુઓ અનુભવથી વિચારી, પછીથી યાદ બહુ કરશો. ૩
મમત્વ દેહ પર ભારી, કરી વિષયો થકી યારી,
જીવન્મુકિત મળે કયાંથી ?, પછીથી યાદ બહુ કરશો. ૪
શિખામણુ **તત્વદર્શીની**, તમારા હિતના માટે.
**મોહન મુકિત છે શિર સાટે**, પછીથી યાદ બહુ કરશો. ૫

## પદ ૫૦ "જગતમાં નામ અમર છે." (ગઝલ)

**સત્યવાદી** હરિશ્ચંદ્રે, કીધું સર્વસ્વ સમર્પણ,
પરંતુ ટેક નહિ ત્યાગી, જગતમાં નામ **અમર** છે. ૧
ચઢયો **મનસુર** શુલીપર, **અનલહક** નામ ઉચરવાથી,
દીધી **ઇસુ** ખ્રિસ્તને ફાંસી, જગતમાં નામ **અમર** છે. ૨
સંત ચરણામૃત જાણીને, હળાહળ ઝેરની પ્યાલી,
**મીરાંએ** પ્રેમથી પીધી, જગતમાં નામ **અમર** છે. ૩
ઉકળતા તેલની અંદર, **સુધન્વા** ન્હાય છે જ્યારે,
પ્રભુ રક્ષા કરી ત્યારે, જગતમાં નામ **અમર** છે. ૪
**અમર** રહેતી નથી કાયા, **અમર** રહેતી નથી માયા,
**અમર** છે આત્મા **મોહન**, જગતમાં નામ **અમર** છે. ૫

## પદ ૫૧ "જીવન તમારૂં ધન્ય છે." (કવાલી)

પ્રત્યેક જનના ગુણ ગ્રહો, પરમાર્થનાં કાર્યો કરો,
સત્સંગમાં નિશદિન રહો, જીવન તમારૂં ધન્ય છે. ૧
સાધન ચતુઃષ્ટય સાધીને, વૈરાગ્ય વૃત્તિથી રહો,
ગુરૂ વચનમાં શ્રદ્ધા ધરો, જીવન તમારૂં ધન્ય છે. ૨
સદ્ગુરૂના શરણે રહી, નિજસ્વરૂપનો નિશ્ચય કરો,
પરમાત્મનું ધ્યાનજ ધરો, જીવન તમારૂં ધન્ય છે. ૩
**તત્વમસિ** મહામંત્રનું, જ્ઞાન ગુરૂગમથી ગ્રહો,
સત્યસ્વરૂપની સિદ્ધિ કરો, જીવન તમારૂં ધન્ય છે. ૪
**તત્વદર્શી** સંતપુરૂષનાં, વચનામૃત હૃદયે ધરો,
**મોહન**, મુકિતપદ લહો, જીવન તમારૂં ધન્ય છે. ૫

## પદ પર (મંદાક્રાંતાની ચાલ)

**તત્વદર્શી** સકળ જગની, આસનો પાશ તોડી,
બ્રહ્માનંદે **तत्सत्** પદે, ધ્યાનમાં ચિત્ત જોડી.
એકવિસ હજાર છસો શ્વાસે, સોહં નો લક્ષ સાધી,
**રામ મોહન** અલખ **અમીરી** સિદ્ધ કીધી **સમાધી.**



## પદ ૫૩

રાગ—દુનીયાને ઉંધા ચશ્મા ડાહ્યા દિવાના લાગે

પ્રેમી પ્રભુના ભકતો, મને પ્રાણ પ્યારા લાગે
**જ્યોતિ** પ્રભુની જેના, દિલમાં સદા બિરાજે-ટેક

**ધ્રુવજીએ** બાલવયમાં, ભકિત પ્રભુની કીધી.
પદવી અવિચળ દીધી, દર્શન દીધાં મુરારે—પ્રેમી૦ ૧

**પ્રલ્હાદ** ભકત પ્રભુનો, દરિયામાં ફેંકી દીધો
પ્રભુએ બચાવી લીધો, રક્ષા કરી તે વારે—પ્રેમી૦ ૨

**હરિશ્ચંદ્ર** સત્ય માટે, ભર્યાં નીચ ઘેર પાણી
રોહિત કુંવર ને રાણી, અંતે પ્રભુ ઉગારે—પ્રેમી૦ ૩

હળા હળ ઝેર પીધાં, દર્શન **મીરાંને** દીધાં,
પ્રભુ ભકિતના પ્રભાવે, **અમૃત** થયું તે વારે—પ્રેમી૦ ૪

**દ્રોપદીનાં** ચીર ખેંચ્યાં, કૌરવ સભામાં જયારે.
નવસેં નવાણું વસ્ત્રો, પુર્યાં પ્રભુએ ત્યારે—પ્રેમી૦ ૫

નરસિંહની હુંડી સ્વિકારી, વ્હારે ધાયા મોરારી
ભકતોની મહિમા વધારી, ધન્યધન્ય સંત પુકારે—પ્રેમી. ૬

જો ટેક એવો ધારે, પલ એક ના વિસારે
હરદમ **રામમોહન**, ભજલે પ્રભુકો પ્યારે પ્રેમી૦ ૭

## પદ ૫૪ આત્મ દર્શન

રાગ—ભૈરવી—ત્રિતાલ.

જહાં દેખું નજર કરકે વહાં તેરીહી સુરત હૈ, ટેક
તુંહી દેવલ તુંહી. ડેરા, તુંહી ગોકુલ મથુરા હૈ—જહાં૦
તુંહી કાશી તુંહી કેદાર, તુંહી મક્કા મદીના હૈ—જહાં૦
તુંહી વસ્તી તુંહી જંગલ, તુંહી ઝાડી બગીચા હૈ—જહાં૦
ત્રિકુટી ચક્રમેં દેખો, સ્વયં જ્યોતિ કી સુરત હૈ—જહાં૦
ઘટઘટમેં પ્રભુ દેખો, **વિશ્વમોહન** કી મુરત હૈ—જહાં૦

## પદ ૫૫ ( ગઝલ )

જે જે બને જે જે સમય, સાક્ષી સ્વરૂપે ત્યાં રહી,
જળ કમળ વત્ નિર્લેપ રહી, પરમ આનંદ માનવો ૧

સુખનું સરોવર આત્મમાં, દેખાય દિવ્ય દ્રષ્ટિ વડે,
**રામ મોહન** મસ્ત થઇને, પરમ આનંદ માનવો ૨

## પદ ૫૬ ( ગઝલ )

કૃપાસિંધુ મુઝે અપના; બના લોગે તો કયા હોગા.
જરા સંત નામ કાનોમેં, સુના દોગે તો કયા હોગા? ૧

દયા કરનેકો જીવો પર, તુમ દુનિયામેં આયે હો,
મેરી તરફ ભી કૃપાદ્રષ્ટિ,; ઝુકા દોગે તો કયા હોગા? ૨

સકળ જગમેં પતિત પાવન, તુમ્હારા નામ જાહિર હૈ,
અગર મુજ એક પાપીકો, તારોગે તો કયા હોગા? ૩

અખંડિત જ્ઞાનકી ધારા, બરસ રહી પરમ સુખદાઇ,
પ્રબલ ત્રિતાપકી અગ્નિ, બુઝા દોગે તો કયા હોગા? ૪

પરમ સિદ્ધાંત વેદોકા, દિખાકે આતમા મુઝકો
મેરે દિલસેં અવિદ્યાકો, હટા દોગે તો કયા હોગા? ૫

અનંત જુગસેં મેં ફિરતા હું, જન્મ મરણકે ચક્કરમેં.
સહારા દેકે ચરણોં કા બચાલોગે તો કયા હોગા? ૬

પડી હૈ પ્રભુ અબ મેરી, આય ભવ સાગરમેં નૈયા,
નાવિક બનકે કિનારે પર, લગા દોગે તો કયા હોગા. ૮

અરજ ધર્મદાસકી પ્રભુજી ફકત ચરણોમેં યહ હૈ કી,
જન્મ ઔર મરણ કે દુઃખસેં, છુડા દોગે તો કયા હોગા. ૯



## પદ ૫૭ (ગઝલ)

રાગઃ—જો મરણ આ જીંદગીની છે અરે છેલ્લી દશા.

સંતપુરૂષ અવતાર ધરે, એ દિવ્ય ભુમિને ધન્ય છે,
સંત ચરણ ધારણ કરે, એ ચરણ રજને ધન્ય છે. ૧

નિશદિન નામ સ્મરણ કરે, હરદમ હરિ કીર્તન કરે,
સ્વયંજયોતિનું ધ્યાનજ ધરે, એ સત્પુરૂષને ધન્ય છે. ૨

ગુરૂ વચનમાં વિશ્વાસ છે, પ્રભુનો હૃદયમાં વાસ છે,
સ્વયંજયોતિ પ્રકાશ છે, એ સત્પુરૂષને ધન્ય છે. ૩

પરમાર્થનાં કાર્યો કરે, દુઃખીજનોનાં દુઃખ હરે,
નિષ્કામ કર્મો જે કરે, એ સત્પુરૂષને ધન્ય છે. ૪
પ્રભુ ચરણુમાં પ્રિતિ ધરે, વાણી મહીં અમૃત ઝરે,
**મોહન** દેખી મન ઠરે, એ સત્પુરૂષને ધન્ય છો ૫

## પદ ૫૮ "અભેદ અનુભવ." (ત્રોટકની ચાલ)

હું એકજ છું, અખંડિત છું, અનાદિ છું, અનંતજ છું,
સનાતન સર્વાધારજ છું, સત્ચિદ્ આનંદ રૂપજ છું. ૧
ત્રિકાલ સત્ય સ્વરૂપજ છું, કેવળ જ્ઞાન સ્વરૂપજ છું,
પરમાનંદ સ્વરૂપજ છું, સત્ચિદ્ આનંદ રૂપજ છું ૨
અજર અમર અવિચળ છું, અગમ અગાધ અગોચર છું,
અલક્ષ અનંત અપારજ છું, સત્ચિદ્ આનંદ રૂપજ છું. ૩
અમુર્ત અરૂપ અભેદજ છું, અજ અવ્યક્ત અમાપજ છું,
અખંડ એક અદ્વૈતજ છું, સત્ચિદ્ આનંદ રૂપજ છું. ૪
અખંડ આનંદ રૂપજ છું, અક્ષરાતિત અનુપમ છું,
સ્વયંપ્રકાશ સ્વરૂપ **મોહન**, સત્ચિદ્ આનંદ રૂપજ છું. ૫

## પદ ૫૯ (ગઝલ)

હરિનું નામ રસાયન સેવે, પણ જો પથ્ય પળાય નહિ,
ભકિત મુકિત ક્યાંથી પામે, જન્મ મરણ ભય જાય નહિ. ૧
પહેલું પથ્ય અસત્ય ન વદવું, નિંદા કોઈની થાય નહિ,
નિજવખાણ કહેવાં નહિ સુણવાં, વ્યસન કશું કરાય નહિ. ૨

જીવ સકલ હરિના જન જાણી, કોઇને કષ્ટ અપાય નહિ,
મન વાણી કાયાથી કોઈનું, અનિષ્ટ કદી કરાય નહિ. ૩

પરધન પત્થર સમ જાણી, મન અભિલાષ ધરાય નહિ,
પરસ્ત્રીને માતા સમમાની કદી કુદ્રષ્ટિ કરાય નહિ. ૪

હું હરિનો હરિ છે મમરક્ષક, દ્રઢ વિશ્વાસ તજાય નહિ,
હરિ જે કરશે તે મમ હિતનું, એ નિશ્ચય બદલાય નહિ. ૫

આ પથ્ય સહુ ધ્યાનમાં રાખી, રામરસાયન ખાય સહી,
હરિદાસ ભવ રોગ મટે, ફેર જન્મ કદી થાય નહિ. ૬



## ૫૬ ૬૦ ૐકરમાં જૈન દર્શન (ગઝલ)

ૐકારમાં સતદેવ છે, સતધર્મ છે ૐકારમાં,
ૐકારમાં ગુરૂદેવ છે, મહામર્મ છે ૐકારમાં. ૧

ૐકારમાં સતશાસ્ત્રને, સિદ્ધાંતનો પણ સાર છે,
ૐકારનું ધ્યાનજ ધરો, એ પરમ તત્વ વિચાર છે. ૨

ૐકારમાં ધર્મ ધ્યાન છે, શુકલધ્યાન છે ૐકારમાં,
ૐકારમાં પિંડસ્થ છે, પદસ્થ છે ૐકારમાં. ૩

ૐકારમાં રૂપસ્થ ને, ૐકાર રૂપાતીત છે,
ૐ હ્રીં નો મહામંત્ર એ, સિદ્ધક્ષેત્રમાં સ્થાપીત છે. ૪

રુષભદેવ ભગવાન પણ, ૐકારને જપતા હતા,
ૐકારનું શુભ ધ્યાન નિત્ય, તીર્થંકરો ધરતા હતા. ૫

ૐકારમાં અરિહંત છે, સ્વયંસિદ્ધ ભગવાન છે,
ૐકારમાં નવકાર મંત્ર, ચૌદ પૂર્વનું જ્ઞાન છે. ૬

અનંત દર્શન જ્ઞાન ચારિત્ર, રત્નત્રય ૐકારમાં,
ૐકારમાં આગમ નિગમ, સૌ સૂત્ર છે ૐકારમાં. ૭

ૐકારમાં મતિ જ્ઞાનને, ૐકારમાં શ્રુત જ્ઞાન છે,
ૐ અવધિ મનઃ પર્યવ, ૐકાર કૈવલ્યજ્ઞાન છે. ૮

કૈવલ્ય દર્શન જ્ઞાનમય, શુદ્ધ ચૈતન્ય રૂપ છે,
મોહન, સ્વયંપ્રકાશમય, સ્વયં સિદ્ધ સ્વરૂપ છે. ૯



## પદ ૬૧ "અધ્યાત્મ મહાવિર પ્રભુ." (ગઝલ)

રાગ—જો મરણ આ જીંદગીની છે અરે છેલ્લી દશા.

મહાવિર છે પરમાત્મા, મહાવિર તમારો આત્મા,
પરમાત્માને શરણે જાતાં, મુક્તિ પામે આત્મા. ૧

મહાવિર પ્રભુમાં જે હતું, તે સર્વ છે ત્હારા મહીં,
આત્મ સ્વરૂપ મહાવિરને, પ્રગટ જો અંતર મહીં. ૨

સમ્યક દર્શન જ્ઞાન ચારિત્ર, મોક્ષ માર્ગને જાણવા,
શ્રદ્ધા અચલ ઉરમાં ધરો, સમ્યક દર્શન પામવા. ૩

અહોનિશ આત્મામાં રમણ, રત્નત્રયને સાધશો,
વિર શ્રી મહાવિર પ્રભુને, મહાવિર થઇ આરાધશો. ૪

મહાવિર પ્રભુનું ધ્યાનજ ધરો, ધારી હૃદયમાં ધીરને,
મહાવિરના પુત્રો તમે, જાગી જુઓ પ્રભુ વિરને. ૫

પલપલ પ્રભુ મહાવિરનાં, દિવ્ય દર્શન થાય છે,
કેવળ શુદ્ધ ચૈતન્યમય, સ્વયંસિદ્ધ દર્શાય છે. ૬

જ્યાં રાગને દ્વેષજ નહિ, ત્યાં ત્યાં પ્રભુ મહાવિર છે,
જ્યાં હર્ષને શોકજ નહિ, ત્યાં ત્યાં પ્રભુ મહાવિર છે. ૭

અરિહંત સિદ્ધ આચાર્યને, ઉપાધ્યાયમાં પણ એજ છે,
સાધુ અને શ્રાવક મહીં, મહાવિર પ્રભુનું તેજ છે. ૮

મતિ અને શ્રુતજ્ઞાનને, છે જાણુનારો આત્મા,
અવધિ મનઃ પર્યાયને, છે જાણુનારો આત્મા. ૯

કૈવલ્ય દર્શન જ્ઞાનમય, દિવ્ય શકિત આત્મની,
મોહન સ્વયંપ્રકાશમય, જ્યોતિ પ્રગટ પરમાત્મની. ૧૦

अप्पा सो परमप्पा આત્મા એજ પરમાત્મા છે,

एगं जाणई सब्वं जाणई सब्वं जाणई एगं जाणई
आचारांग शूत्र.

सम्यक् दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्ग:
तत्वार्थ अधिगम सूत्र.



## પદ ૬૨ સ્વરૂપ સાક્ષાત્કાર (રાગ–ભીમપલાસ)

રમ્ય મુર્તિ નાથની, શી દ્રષ્ટિએ તરી રહી,
દિવ્ય કાંતિ કાન્ત કેરી, આ હૃદય રમી રહી. રમ્ય૦૧

જોઉં વાયુમાં ઉડંતિ, દેખુ વારિમાં તરંતિ,
આસપાસ એ હસંતિ, જ્યાં ત્યાં વિલસી રહી. રમ્ય૦૨

વૃક્ષમાંહી વૃક્ષ રૂપ, અનલમાં અનલ સ્વરૂપ,
તેજ માંહી તેજ રૂપ, સર્વમાં શમી રહી. રમ્ય૦૩

આ વિધિ સમિપ રહીને, સ્હાય સર્વદા થઈને,
અંકમાં રમાડી મ્હને, નિજ સ્વરૂપ કરી રહી. રમ્ય૦૪
ગીતામાં લીધું વચન, દીધું તન મન ધન,
ગુરૂ સંગીત આનંદાનંદ સરસ્વતિ શોભી રહી. રમ્ય૦૫

---

## પ્રભુ કૃપાથી બાલ્યાવસ્થામાં બનાવેલું પ્રથમ પદ

### પદ ૬૩ "દિવ્ય દર્શન" શાર્દુલ વિક્રડીત છંદની ચાલ

હે દિનબંધુ વિશ્વંભર વિભુ, સકળ સૃષ્ટિમાં તું વસે,
વસ્તુ માત્ર વિષે વિચાર કરતાં, સત્તા પ્રભુની દિસે,
અંતરમાં ૐકાર જ્યોતિ સ્વરૂપે, નિશ્ચય નિરાકાર છે,
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે. ૧
વનમહીં વસતાં વિવિધ પુષ્પો, મનને પ્રફુલિત કરે,
સરિતા વેગે વહી, સાગર મહીં, પ્રણવ ધ્વનિ કરે,
અસ્તિ ભાતિ પ્રિય રૂપ પ્રભુજે, તનમન પ્રાણાધાર છે,
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે. ૨
જે સતચિદ્આનંદ ઘન પ્રભુની, શાસ્ત્રો સદા સ્તુતિ કરે,
હરિઃ ૐ શાંતિ સ્મરણ કરતાં, સંકટ સરવે હરે,
નિગમ નેતિ નેતિ કહી વિરમે, મહિમા અનંત અપાર છે,
એવા પરમાનંદમય પ્રભુને, પ્રણામ વારંવાર છે. ૩
જે સ્વયંજ્યોતિ રૂપ પ્રભુનું, ધ્યાન યોગેશ્વર ધરે,
એકવિસ હજાર છસોં શ્વાસે, હરદમ સ્મરણ કરે,
અંતર જ્યોતિ બહિર જ્યોતિ, પ્રકાશ અપરંપાર છે,
એવા પરમાનંદ મય પ્રભુને, પ્રણામ વારંવાર છે. ૪

દ્વિકર જોડી **રામમોહન** કહે, સન્મતિ આપો સદા,
અમૃતની ધારા અહોનિશ વહે, શાંતિ મળે સર્વદા, ૫
ॐ पूर्णमद ॐ पूर्णमिदं सनातन सर्वाधार छे.
એવા પરમાનંદમય પ્રભુને, પ્રણામ વારંવાર છે. ૬



**પદ ૬૪ સર્વાત્મ ભાવ** રાગ–પ્રભાત

સચ્ચિદાનંદમય બ્રહ્મ વિલસી રહ્યો,
પિંડ બ્રહ્માંડમાં એજ ભાસે,
વ્યાપક સર્વમાં વેદ શાસ્ત્રે કહ્યો,
સ્વયંજ્યોતિ રૂપે સૌમાં પ્રકાશે. અખંડ ૧
હરિગુરૂ સંતમાં પ્રગટ પરમાત્મા.
દર્શન કરવા થકી દુઃખ જાશે,
સદ્ગુરૂ સંતનો સંગ કર સ્નેહથી,
પ્રેમ થકી પ્રભુ પ્રગટ થાશે. અખંડ ૨
શાસ્ત્ર સિદ્ધાંત વેદ વેદાંતને,
ગીતા ભાગવત્ મહીં, એજ ભાસે,
સર્વના ધર્મમાં સત્ય છુપું રહ્યું,
ગુરૂગમ જ્ઞાનથી પ્રગટ થાશે. અખંડ ૩
જલમહીં, સ્થળ મહીં, વસ્તિ ને વનમહીં.
પાન ફૂલ ફળ મહીં એજ ભાસે,
એમ અવિનાશી વ્યાપક વિશ્વમહીં,
પ્રગટ જુઓ પિંડમાં આનંદ થાશે. અખંડ ૪

ગુરૂદેવે દયા કરી, પ્રગટ દેખ્યા હરી,
જ્યાં જોઉં ત્યાં બ્રહ્મ ભાસે,
**રામ મોહન** કહે કૃપા ગુરૂ દેવની,
પ્રેમથી પ્રભુ થયા પ્રગટ પાસે. અખંડ ૫

**પદ ૬૫ સ્વયંજ્યોતિનું ધ્યાન** રાગ–પ્રભાત

ધ્યાન ધર ધ્યાન ધર ધ્યાન પરબ્રહ્મનું,
પુર્ણ હુલ્લાસથી પ્રેમ આણી,
ભકત જન વિનવે, મુકત જન અનુભવે,
પ્રગટ પ્રભુ હ્રદયમાં જોને પ્રાણી—ધ્યાન૦ ૧

પિંડ બ્રહ્માંડ છે મન તણી કલ્પના,
મન થકી બંધ ને મુકિત માની,
સંતની સાનથી, ગુરૂગમ જ્ઞાનથી,
બ્રહ્મનો ભેદ તું, લેને જાણી—ધ્યાન૦ ૨

ચક્ર ભેદન કરી, ધ્યાન ત્રિકુટી ધરી,
જો ને જ્યોતિ સ્વરૂપ અંતર્યામિ,
સચ્ચિદાનંદ મય પ્રગટ પર બ્રહ્મ છે,-
અનંત બ્રહ્માંડનો આપ સ્વામિ—ધ્યાન૦ ૩

ગુરૂદેવે કૃપા કરી, પ્રગટ દેખ્યા હરી—
જીવન્મુકિત તણી મોજ માણી,
**રામ મોહન** કહે, ગુરૂ ગમથી લહે,
સ્વયં જ્યોતિ સ્વરૂપ લેને જાણી—ધ્યાન૦ ૪

**પદ ૬૬ પરમાનંદ પ્રાપ્તિ** રાગ–પ્રભાત

હરિગુરૂ સંતની ભકિતકર ભાવથી,
સંત સેવા થકી કાર્ય સરશે.
સદ્‌ગુરૂ સંતની સેવા કરવા થકી,
જીવન્મુકિત પદ સ્હેજે મળશે. હરિ૦ ૧
ભેદ જાણ્યા વિના ભ્રાંતિ કહો કેમ ટળે,
દિવ્ય દ્રષ્ટિ વડે આપ દરસે,
સંત સેવ્યા વિના શાંતિ કહો કેમ મળે,
ત્રિવિધિના તાપ કહો કેમ ટળશે. હરિ૦ ૨
ભ્રાંતિને દુર કરી શાંતિ ધારણ કરી,
તત્વ વિચાર કોઇ સંત કરશે,
જ્ઞાન વૈરાગ્ય અચળ રહે જેહનો,
જ્ઞાન અમૃત રસ અખંડ ઝરશે, હરિ૦ ૩
હરીતણી ભકિતથી યોગની યુકિતથી,
સહજ સમાધિ જે સિદ્ધ કરશે,
સંતની સાનથી સ્વરૂપના ધ્યાનથી,
ગુરૂગમ જ્ઞાનથી મોક્ષ મળશે. હરિ૦ ૪
સ્વયં જ્યોતિ પ્રકાશ પરમાત્મા,
પ્રગટ પરબ્રહ્મનું ધ્યાન ધરશે.
**રામ મોહન** ગુરૂદેવ કૃપા થકી,
પરમ આનંદ જન પ્રાપ્ત કરશે. હરિ૦ ૫



**પદ ૬૭ તત્વચિંતન** ( રાગ પ્રભાત )

જાગીને જો અરે મોહ નિંદ્રાથકી,
મુકી અભિમાન તું હું ને મ્હારૂં
નામ ને રૂપ આકાર ત્હારો નહિ,
અસ્તિ ભાતિ પ્રિય રૂપ ત્હારૂં. જાગી ૧

દેહ ત્હારો નહિ દેહનો તું નહિ,
દેહથી ભિન્ન છે આત્મા ત્હારો,
અખંડ અદ્વૈત અસંગ છે આતમા,
સર્વનો સાક્ષી તું સૌથી ન્યારો. જાગી ૨

દ્રશ્ય પ્રપંચ સૌ મનતણી કલ્પના,
મન થકી બંધને મોક્ષ માન્યો,
સચ્ચિદાનંદ ઘન પ્રગટ પરમાત્મા,
ગુરૂગમ જ્ઞાનથી ભેદ જાણ્યો. જાગી ૩

આદિ ને અંતમાં મધ્યમાં એક તું,
સમજને સાન આ સંત કેરી,
**तत्वमसि** છે, તેજ તું તેજતું,
અખંડ આનંદની એજ લ્હેરી. જાગી ૪

સંતની સાનથી ગુરૂગમ જ્ઞાનથી,
સ્વયંજ્યોતિ સ્વરૂપ જે જાણે,
**રામમોહન** ગુરૂની કૃપા થકી,
જીવન્મુક્તિ તણી મોજમાણે. જાગી ૫



## પદ ૬૮ ચેતવણી ( રાગ પ્રભાત )

પ્રભાતમાં ઉઠી ભજ પરિબ્રહ્મને,
હરદમ હરિ હરિ સ્મરણ કરજે.
નિંદ્રાને ત્યાગીને ઝટપટ જાગીને.
બ્રહ્મ મહુરત મહીં ધ્યાન ધરજે–પ્રભાત૦ ૧
ગાન ને તાનમાં, ગુલતાન તું બને,
પ્રભુ ભજનમાં ત્હને ઉંઘ આવે.
ખાન ને પાન, સન્માનમાં મોહીને,
વ્યર્થ આયુષ્ય તું કેમ ગુમાવે–પ્રભાત૦ ૨
ભોગ ત્યાં રોગ છે, દુઃખ સંયોગ છે.
માયાની જાળમાં કેમ મોહ્યો.
પંચ ઈન્દ્રિયના વિષયને વશ થઇ,
રત્ન ચિંતામણિ જન્મ ખોયો–પ્રભાત૦ ૩
માયા પ્રપંચનો નાશ નક્કી થશે,
કાયાનો પિંડ તું જાણુ કાચો.
પિંડ બ્રહ્માંડનો પ્રલય અંતે થશે,
સચ્ચિદાનંદ ઘન બ્રહ્મ સાચો–પ્રભાત૦ ૪
ચિત્તને સ્થિર કરી ધ્યાન હરદમ ધરી,
પ્રભુ છે પિંડમાં જોને પ્રાણી,
**રામમોહન** ગુરૂ દેવ કૃપા થકી,
જીવન્મુકિત તણી મોજ માણી–પ્રભાત૦ ૫



### ૫૬ ૬૯ આત્મજ્ઞાનથી મુક્તિ ( રાગ પ્રભાત )

જ્યાં લગી આતમા તત્વ ચિન્યો નહી,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી.
મનુષ્ય દેહ તારો એમ એળે ગયો,
માવઠાની જેમ વૃષ્ઠિ વૂઠી-જ્યાં૦ ૧

શું થયું સ્નાન સેવા ને પુજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે.
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે,
શું થયું વાળ લોચન કીધે-જ્યાં૦ ૨

શું થયું તપ અને તીર્થ કીધા થકી,
શું થયું માળા ગ્રહી નામ લીધે.
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગાજળ પાન કીધે-જ્યાં૦ ૩

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું રાગ ને રંગ જાણે.
શું થયું ખટ દર્શન સેવા થકી,
શું થયું વરણના ભેદ આણે-જ્યાં૦ ૪

એ છે પ્રપંચ સૌ પેટ ભરવા તણા,
આત્મારામ પરિબ્રહ્મ ન જોયો,
**ભણે નરસૈયો તત્વદર્શન વિના,**
રત્ન ચિંતામણિ જન્મ ખોયો-જ્યાં૦ ૫



### પદ ૭૦ **સ્વરૂપાનુભવ** રાગ–રામગ્રી–પ્રભાત

આનંદ મંગલકારી પ્રભુ છો, આનંદ મંગલ કારી રે–ધ્રુવ૦
સુર નર મુનિજન સ્તુતિ કરે, સચરાચરના સ્વામિરે,
પુરણુ બ્રહ્મ પ્રગટ પરમેશ્વર, પ્રગટયા અંતર્યામિરે–આનંદ. ૧
સનાતન સર્વેશ્વર સ્વામિ, અક્ષરાતીત અનામિરે,
પ્રગટ પ્રભુ સર્વાંતરયામિ, નિત્ય મુકત નિષ્કામીરે-આનંદ. ૨
અસ્તિ ભાતિ પ્રિય પુરાતન, અજર અમર અવિનાશીરે,
એક અખંડ અનાદિ અનંત, સ્વયંજ્યોતિ પ્રકાશીરે–આનંદ.૩
સત્ ચિદ્ આનંદ રૂપ સોહમ, અખંડ આનંદ કારી રે,
**સ્વયં પ્રકાશ સ્વરૂપ મોહન**, ગુરૂ કૃપાની બલિહારીરે આનંદ. ૪

### પદ ૭૧ **ગુરૂકૃપા** રાગ–રામગ્રી પ્રભાત

ગુરૂ કૃપાની બલિહારી સંતો ગુરૂ કૃપાની બલિહારી રે
ગુરૂ કૃપાથી અમીરસ પીધો, આનંદની લ્હેર આવી રે,
જ્ઞાન પ્રકાશ થયો ઘટમાંહી, ઝળઝળ જ્યોતિ જગાવીરે. ૧
સ્થુલ સુક્ષ્મ કારણુ મહાકારણુ, દેહની ભ્રાંતિ ભુલાવી રે,
ઋષભદેવ જડ ભરતના જેવી, દશા વિદેહી આવી રે. ૨
નહિ બ્રહ્મચારી નહિ ગૃહસ્થી, નહિ વાનપ્રસ્થ સંન્યાસી રે,
ચાર આશ્રમથી ન્યારો પોતે, અજર અમર અવિનાશીરે. ૩
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, તુર્યાતીત દશા આવી રે,
**રામ મોહન** ગુરૂદેવ કૃપાથી, જ્યોતિમાં જ્યોતિ મિલાવી રે.૪

**પદ ૭૨ પરમાનંદની પ્રાપ્તિ** રાગ રામગ્રી–પ્રભાત

પરમાનંદ પદ પાયો પરમગુરૂ, પરમાનંદ પદ પાયોરે,
ચાર વેદ ષટ શાસ્ત્ર પુરાણ,નિગમ નેતિ કહી ગાયો રે.
પરમ હંસ પ્રગટ પ્રભુ મલીઆ,પલમે પાર લગાયો રે. ૧
અસ્તિ ભાતિ પ્રિય પુરાતન, આપને રૂપ દિખાયો રે,
સત્ ચિદ્ આનંદરૂપ સનાતન, પરમતત્વ એક પાયો રે. ૨
**तत्व मसि** કો તત્વ દરશાયો, સો મેરે મન ભાયો રે,
ગુરૂ કૃપાસેં જ્ઞાન પ્રગટ ભયો, આપમેં આપ સમાયો રે. ૩
દિવ્ય દ્રષ્ટિ આપી ગુરૂદેવે, ઘટમેં અલખ લખાયોરે,
**રામમોહન** ગુરૂદેવ કૃપાસે, જીવન્મુકિત પદ પાયોરે. ૪

**પદ ૭૩ ગુરૂભક્તિ** રાગ સામગ્રી–પ્રભાત

ઉઠી પ્રભાત સદ્‌ગુરૂ પદ પંકજ કરીએ નિત્ય પ્રણામ રે,
જનમ મરણ ભવ રોગમિટે, પાવે પરમપદ ધામ રે. ૧
ગુરૂ બ્રહ્મા વિષ્ણું મહેશ્વર, ગુરૂ ગંગા યમુના કાશી રે,
શદ્‌ગુરૂ પુરણ બ્રહ્મ પરાત્પર, અજર અમર અવિનાશીરે. ૨
રામ કૃષ્ણ જનક વિદેહી જેવા, કરે સદ્‌ગુરૂની સેવા રે,
પુરણ બ્રહ્મ પ્રગટ પુરૂષોત્તમ, ગુરૂ દેવાધિદેવા રે. ૩
**तत्वमसि** સો તુંહી હૈ પ્યારે, ગુરૂ ગમસેં પહિચાન રે,
તત્વદર્શી ગુરૂદેવ દયાળું, કેવળ કૃપા નિધાન રે. ૪
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, ઉગ્યા કોટી ભાણુ રે,
સતગુરૂ હંસ કૃપાસેં **મોહન**, પાયા પદ નિર્વાણ રે. ૫

### પદ ૭૪. સ્વરૂપાનંદ રાગ-રામગ્રી-પ્રભાત.

આનંદ મંગલ આજ ભયો હે, સંત સમાગમ પાયો રે,
तत् પદ ઇશ્વર त्वं પદ જીવ, असि પદ આપ બતાયોરે,
तत्वमसि મહા વાકયકો, લક્ષ, અર્થ, સમજાયો રે. ૧
આદિ અંત મધ્ય કે માંહી, ચૈતન્ય સ્વરૂપ દર્શાયો રે,
સિંધુ બિંદુમેં બિંદુ સિંધુમેં, આપમેં આપ સમાયો રે, ૨
અલખ અગમ અગાધ અગોચર, નિગમ નેતિ કહી ગાયો રે,
તત્વદર્શી ગુરૂદેવ દયા કરી, પરમ તત્વ દર્શાયો રે. ૩
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, સત્ ગુરૂ સાન બતાયો રે,
સત્ચિદ્ આનંદરૂપ મોહન જીવન્મુકિત પદ પાયો રે. ૪



### પદ ૭૫ સ્વરૂપ સાક્ષાત્કાર (રાગ રામગ્રી-પ્રભાત)

ધન્ય ધન્ય હૈ દિન આજકો, સંત મિલે સુખ પાયો રે, ધ્રુવ૦
અનંત કોટી ભાણુ પ્રગટ ભયે, જયોતિ સ્વરૂપ દર્શાયો રે,
કોટી જન્મકે પૂણ્ય પ્રગટ ભયે, પ્રગટ દર્શન પાયો રે, ૧
પૂરણ બ્રહ્મ ચરાચર ચૈતન્ય, અચરાચરમેં છાયોરે,
સ્વયંજયોતિ સત્ય સનાતન, નુર નજરસે દિખાયોરે. ૨
સબ ઘટ સ્વામિ અંતર્યામિ, અભેદરૂપ દરશાયોરે;
અખંડ એક અનાદિ અનામિ, ઘટમેં અલખ લખાયોરે. ૩
અક્ષરાતીત અનુપમ સોહમ, અજર અમર પદ પાયોરે,
સદ્ગુરૂ હંસ કૃપાસેં મોહન, આનંદ ઉરમાં છાયોરે. ૪



## પદ ૭૬ જ્યોતિદર્શન (રાગ પ્રભાત)

પ્રગટ પ્રભુ પરમેશ્વરા, ત્હારી અકળીત માયા,
વિશ્વંભર વિશ્વેશ્વરા, સચરાચરમાં છાયા....પ્રગટ. ૧

જ્યોતિ સ્વરૂપે સર્વદા, ઘટ ઘટમાં બિરાજે,
ઝળહળ જ્યોતિ સ્વરૂપનાં, દર્શન થયાં આજે....પ્રગટ. ૨

સૂર્ય ચંદ્ર તારા મહીં, તેજ તારૂં પ્રકાશે,
સ્વયંજ્યોતિ રૂપે સર્વમાં, એક ચૈતન્ય ભાસે....પ્રગટ. ૩

અનંત કોટી ભાણુ સમ, ઝળહળ જ્યોતિ રૂપ,
વ્યાપક સઘળા વિશ્વમાં, પૂરણ બ્રહ્મ સ્વરૂપ....પ્રગટ. ૪

અજર અમર અવિનાશ હૈ, અલખ અરૂપ અનામિ,
મોહન સ્વયંપ્રકાશ હે, ઘટ ઘટ અંતર્યામિ...પ્રગટ. ૫



## પદ ૭૭ ગુરૂસ્તુતિ (રાગ સોરઠ–ત્રિતાલ.)

તન્મય થાવુંરે, સદ્ગુરૂના દૈવી ધ્યાનમાંરે,
દૈવી ધ્યાનમાંરે, ગુરૂગમ જ્ઞાનમાંરે–તન્મય. ૧

સત્‌ચિદ્ આનંદ જ્યોતિર્મય છો,
સકલ ભુવનમાં વ્યાપ્ત થયા છો,
રામ મોહન રૂપ ધારી શાંતિ પ્રસારતારે.–તન્મય. ૨

અનંત શક્તિ પ્રભો આપ શરણમાં,
અનંત ભક્તિ ગુરૂ નામ સ્મરણમાં,
ઘટ ઘટ જ્યોતિ જગાવો લીલા ખેલતારે–તન્મય. ૩

ૐ સ્વરૂપે પ્રભુ આપ પ્રકાશો,
શ્રીં શક્તિથી વિશ્વ જગાવો,
હ્રીં મંત્રથી આનંદ મંગળ આપતારે-તન્મય. ૪



પદ ૭૮ સ્વયંજ્યોતિનું ધ્યાન (રાગ સોરઠ-ત્રિતાલ)

તલ્લીન રહીએરે સ્વયંજ્યોતિના ધ્યાનમાંરે,
ધ્યાનમાંરે ગુરૂ ગમ જ્ઞાનમાંરે-તલ્લીન. ૧

પિંડસ્થ ધ્યાન પ્રભુ પ્રગટ હૃદયમાં,
આત્મિક ગુંજન અખંડ વૃતિમાં,
પદસ્થ ધ્યાનમાં ચિત્ત રહે ગુરૂ ચરણુમાંરે-તલ્લીન. ૨

રૂપસ્થ ધ્યાનમાં સ્વરૂપ વિચારો,
રૂપાતીત સ્વયં પ્રકાશ નિહારો,
પલ પલ દર્શન થાય પ્રભુના ધ્યાનમાંરે-તલ્લીન. ૩

શ્વાસોશ્વાસે પ્રભુ સ્મરણુ કરીને,
હરદમ હરિનું ધ્યાન ધરીને,
રામમોહન રહે પરમ આનંદમાંરે-તલ્લીન. ૪



પદ ૭૯ ગુરૂમુર્તિનું ધ્યાન (રાગ સોરઠ-ત્રિતાલ)

ધરીએ ગુરૂ મુર્તિનું ધ્યાન, હૃદયને શુદ્ધ કરીરે,
હૃદયને શુદ્ધ કરીરે, ભજ મન શ્રી હરીરે-ધરીએ. ૧

સેવાભક્તિ સંતની કરીએ, પલપલ પ્રભુનું નામ સ્મરીએ,
હરિ ગુરૂ સંતને સેવો, ચરણુરજ શિર ધરીરે-ધરીએ. ૨

સ્વયં જ્યોતિ રૂપ છો સ્વામિ, પ્રગટ પ્રભુ છો અંતર્યામિ
ધ્યાન અહોનિશ ધરીએ, દ્રઢ નિશ્ચય કરીરે–ધરીએ ૩
ગુરૂ કૃપાની છે બલિહારી, જ્યાં જોઉં ત્યાં જ્યોતિ તમારી,
**રામમોહન**, ગુરૂ ચરણે, ચિત્ત વૃતિ ઠરીરે–ધરીએ. ૪



**પદ ૮૦ નમ્ર વિનંતિ** રાગ સોરઠ–ત્રિતાલ

ગુરૂજી દયા કરીને, અમને દર્શન આપજોરે,
દર્શન આપજોરે, ચરણમાં રાખજોરે–ગુરૂજી. ૧
શાન્તિદાતા સદ્‌ગુરૂ સ્વામિ, ઘટઘટ વ્યાપક અંતર્યામિ,
અમૃતમય ઉપદેશ કૃપા કરો આપજોરે–ગુરૂજી ૨
જ્ઞાન ધ્યાનનો માર્ગ બતાવો, અંતર આત્મ, જ્યોતિ જગાવો.
જીવન મુક્તિનો માર્ગ પ્રભુ બતલાવજોરે–ગુરૂજી ૩
**રામમોહન** હૃદય કમળમાં, અંતર્યામિ છે, અંતરમાં,
પ્રેમીજનોને પલ પલ દર્શન આપજોરે–ગુરૂજી. ૪



**પદ ૮૧ ચેતવણી** (રાગ સોરઠ–ત્રિતાલ)

જગતની મિથ્યા વાતોમાંહી, જીવન નહિ ગાળવુંરે,
જીવન નહિ ગાળવુંરે, ચેતી ચાલવુંરે–જગતની૦ ૧
કાર્ય પ્રસંગે રહીએ જનમાં, પણ પ્રભુ સ્મરણ કરીએ મનમાં,
વારંવાર મન પ્રભુ ચરણમાં વાળવુંરે–જગતની૦ ૨
લોકો બોલે તે સાંભળવું, નિંદા કુથલીમાં નહિ પડવું,
પરખી મનમાં પ્રભુ, ભજનમાં મ્હાલવુંરે–જગતની૦ ૩

નિવૃતિમાં તરંગ ન કરવા, શાન્ત ચિત્તથી પ્રભુ સમરવા,
સત્ય વચનને પ્રાણ જતાં, પણ પાળવું રે–જગતની૦ ૪
પ્રભુ કૃપાથી પરમપદ મળશે, લક્ષ ચોરાશી ફેરો ટળશે,
અનંત અંતે પ્રભુ નામ સંભાળવું રે–જગતની૦ ૫

**પદ ૮૨ " અખંડ આત્મ ધારા. "** રાગ સોરઠ ત્રિતાલ

જ્ઞાની જ્ઞાન દશાની દોર, કદી ચુકે નહીરે,–જ્ઞાની૦ ૧
વિધ વિધ વ્યવહારો સૌ કરતા, કર્તા છતાં રહે અકર્તા,
દોર ઉપરથી નટ સુરતા ચુકે નહીરે, –જ્ઞાની૦ ૨
જળમાં કમળો નિશદિન રહેતાં, જળનીસાથે જળમય થાતાં,
અસંગતા જેમ સંગ છતાં મુકે નહીરે, –જ્ઞાની૦ ૩
વિવિધ પ્રકારની વાતો કરતી, માથે જળ ભરી મટકી ધરતી,
પનિહારી શિર પરથી, નજર ચુકે નહીરે, –જ્ઞાની૦ ૪
રસના રસમાં રસમય થાતી, ષડ રસનો સ્વાનુભવ કરતી,
અલેપતા જેમ લેપ છતાં મુકે નહીરે, –જ્ઞાની૦ ૫
જ્ઞાની ગુરૂ ભગવાન આત્મા, સ્વયંપ્રકાશ પ્રગટ પરમાત્મા,
નિજ સ્વરૂપમાં રમતાં લક્ષ ચુકે નહીરે, –જ્ઞાની૦ ૬

**પદ ૮૩ તત્વજ્ઞાનનો ઉપદેશ** (રાગ સોરઠ–ત્રિતાલ)

રાગ–કાયા કાચનો કુંપો જાણી ચેતરે સત્સંગી હંસા.

રાગ–કાયા કાચનો કુંપો જાણી ચેતરે સત્સંગી હંસા
અજર અમર પ્રભુ એકરે, સત્સંગી હંસા અજર અમર પ્રભુ એક,
ઘટમેં પ્રગટ પ્રભુ દેખરે, સત્સંગી હંસા અજર અમર પ્રભુ એક

प्रज्ञानमानंद ब्रह्म, સાક્ષી સ્વરૂપ જ્ઞાની,
अहं ब्रह्मास्मि એવો ટેકરે, સત્સંગી હંસા. અજર૦ ૧
तत्वमसि મહાવાક્ય, ગુરૂગમથી લીધું જાણી,
आत्मा परमात्मा જાણ્યો એકરે, સત્સંગી હંસા. અજર૦ ૨
પરમ પુરૂષ વિદેહી, જીવન્મુક્ત તત્વદર્શી
ગુરૂ ઈશ્વર સમ લેખરે, સત્સંગી હંસા. અજર૦ ૩
રામમોહન સદ્ગુરૂ સ્વામિ, પ્રગટ પ્રભુ અંતર્યામિ,
સચ્ચિદાનંદ રૂપ દેખરે, સત્સંગી હંસા. અજર૦ ૪



## ૫૬ ૮૪. દિલમાં દિવો કરોરે દિવો કરો

સ્વયંજ્યોતિનું ધ્યાનજ ધરોરે, દિલમાં દિવો કરોરે દિવો કરો,
દિવ્ય દ્રષ્ટિની દિવેટ બનાવો, પ્રભુ પ્રેમ રૂપી પાત્રમાં ઠેરાવો,
જ્યોતિ અંતરમાં જગાવોરે, દિલમાં દિવોકરોરે દિવો કરો. ૧
પ્રથમ વિવેક વૈરાગ્ય ધરીને, શમદમ સાધન સિદ્ધ કરીને,
જુઓ ઘટમાં પ્રગટ હરીનેરે, દિલમાં દિવો કરોરેદિવો કરો. ૨
યમ નિયમ આસન કરજો, હરદમ ધ્યાન હરિનું ધરજો,
સહજ સમાધિ કરજોરે, દિલમાં દિવો કરોરે દિવો કરો. ૩
ગુરૂ ગમની કુંચીથી ખૂલે તાળું, થયું ત્રિલોકમાં અજવાળું,
સ્વયંજ્યોતિસ્વરૂપ નિહાળુંરે, દિલમાં દિવો કરોરે દિવો કરો. ૪
મોહન અનુભવ ઉરમાં થાશે, દિવ્ય દ્રષ્ટિથી પ્રભુ દેખાશે,
અંતરમાં આનંદ ઉભરાશેરે, દિલમાં દિવો કરોરેદિવો કરો. ૫



## પદ ૮૫ સ્વયંજ્યોતિનું ધ્યાન

ધ્યાન છે ધ્યાન છે ધ્યાન છે રે સ્વયંજ્યોતિ સ્વપરૂપનું ધ્યાન છે.

પ્રગટ પિંડમાં જોયું બ્રહ્માંડમાં, સર્વેમાં આત્મા સમાનછેરે.—સ્વયં૦

સૌમાં વ્યાપક સૌથી ન્યારો, પ્રાણી માત્રનો વિશ્રામછેરે.—સ્વયં૦

સ્વયંજ્યોતિ સત્ય સનાતન, અખંડ અરૂપી અનામછેરે.—સ્વયં૦

શ્વાસો શ્વાસે હંસો સોહં, સદ્દગુરૂદેવની સાનછેરે.—સ્વયં૦

સચ્ચિદાનંદ રૂપ મોહન પરમઆનંદનું ધામ છે રે.—સ્વયં૦

## પદ ૮૬ સત્સંગ

સંગ કરો રે સંગ કરો સંત પુરૂષનો સંગ કરો૦

રત્નચિંતામણિ દેહ ધરીને, મનુષ્ય જન્મને સફલ કરો.—સંત૦ ૧

વિવેક વૈરાગ્ય ષટ્સંપત્તિ મુમુક્ષુતાને પ્રાપ્ત કરો.—સંત૦ ૨

સાધન ચતુષ્ટય સિદ્ધ કરીને જ્ઞાનામૃત રસપાન કરો.—સંત૦ ૩

જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, અખંડ આતમ લક્ષ કરો.—સંત૦ ૪

સતગુરૂ હંસકૃપાથી મોહન પરમ આનંદ પ્રાપ્ત કરો.—સંત૦ ૫

## પદ ૮૭ જ્યોતિ દર્શન

ધ્યાન ધરોરે ધ્યાન ધરો, સ્વયં જ્યોતિનું ધ્યાન ધરો.—સ્વયં૦

ગુરૂ ગમથી ષટ્ ચક્ર સાધીને, ત્રિકુટીમાં સ્થિર દ્રષ્ટિ કરો.—સ્વયં૦

ઝળહળ ઝળહળ જ્યોતિ દરશે, દિવ્ય દ્રષ્ટિથી દર્શન કરો.—સ્વયં૦

ગગન મંડળથી અમૃત વરસે, અખંડ અમિ રસ પાન કરો.—સ્વયં૦

સોહમ, હંસો, હંસો, સોહમ, હરદમ હરિનું ધ્યાન ધરો.—સ્વયં૦

સતગુરૂ હંસ કૃપાથી મોહન, સહજ સમાધિ લક્ષ કરો.—સ્વયં૦

### પદ ૮૮ ગુરૂકૃપા

દયા કરીરે દયા કરી, શ્રી સતગુરૂ દેવે દયા કરી.
તપ તિરથ વ્રત યોગ કરીને, થાકયો ગુફામાં ફરી ફરી.–શ્રી.
તુલસી તલાવે તપ કરવા જાતાં, નાથ મળ્યા નાગ રૂપધરી–શ્રી.
વિશ્વંભર છે વિશ્વમાં વ્યાપક, પ્રાણી માત્રમાં પ્રગટ હરી.–શ્રી.
સિંહ રૂપ ધરી સ્હામા મળીયા, દાસ ડર્યો નહી દિલમાં જરી.–શ્રી.
સ્વયંજ્યોતિ પ્રકાશ મોહન, જ્યાં જોઉં ત્યાં પ્રગટ હરી.–શ્રી.

### પદ ૮૯ બોરીવલીની ગુફામાં કરેલું તપ.

તપ કરવારે તપ કરવા રામ ગયો ગુફામાં તપ કરવા.
બોરીવલીની ગુફામાં જઇને, બેઠો પ્રભુનું ધ્યાન ધરવા.–રામ૦
પાંદડાં ખાવાં પાણી પીવાં, પ્રાણની રાખી નહિ પરવા.–રામ૦
સ્વયંજ્યોતિનું ધ્યાન ધરવા, પ્રગટ પ્રભુનાં દર્શન કરવા.–રામ૦
સંત સ્વરૂપે પ્રભુ પધાર્યો, દિનબંધુ પ્રભુ દુઃખ હરવા.–રામ૦
રામમોહન ગુરૂદેવ કૃપાથી સ્હેજે ભવસાગર તરવા.–રામ૦

### પદ ૯૦ જ્યોતિ દર્શન

ધ્યાન ધરીરે ધ્યાન ધરી રામ બેઠો ગુફામાં ધ્યાન ધરી.
આબુરાજ ગીરનારની ગુફામાં, હરદમ જપતો હરી હરી–રામ૦
મહા તેજસ્વી રૂપ મનોહર, દરશન દીધાં દયા કરી–રામ૦
અંતર જ્યોતિ બાહીર જ્યોતિ, દેખી દિવ્ય દ્રષ્ટિ કરી.–રામ૦
અંતર્યામિ છે અંતરમાં, જ્યાં જોઉં ત્યાં પ્રગટ હરી.–રામ૦
રામમોહન રૂગુદેવ કૃપાથીજીવ ન્મુક્તિ પ્રાપ્ત કરી.–રામ૦

## પદ ૯૧ પ્રભુમય જીવન

જ્ઞાન દ્રષ્ટિએ જોયું વિચારી, અંતે આ કાયા નથી મ્હારી.
દિવ્ય ભુવનમાં રહેવું નથી મ્હારે, પર્ણકુટી લાગે પ્યારી–અંતે૦
જંગલને મંગલમાની લઇએ, વન ઉપવનના વિહારી–અંતે૦
મિષ્ટ પકવાન જમવા નથી મ્હારે, સુકી ભાખરી સારી–અંતે૦
સુંદર વસ્ત્ર આભુષણુ ત્યાગી, સાદી કફની ધારી–અંતે૦
રામ મોહન ગુરૂદેવ કૃપાથી સ્વયંજ્યોતિની બલિહારી–અંતે૦

## પદ ૯૨ ગુરૂસ્તુતિ (રાગ કાફી ત્રિતાલ)

સહાય કરો પ્રભુ મ્હારી, ગુરૂ દેવ સહાય કરો પ્રભુ મ્હારી,
ભકત વત્સલ ભગવાન તમે, સચ્ચિદાનંદ સુખકારી,–ગુરૂ.૧
મન મંદિરમાં વસો હમારા, મોહન મંગલકારી,–ગુરૂ.૨
અજર અમર અભયપદ આપો, અનુભવ આનંદ કારી,–ગુરૂ.૩
શરણે આવ્યો સદ્‌ગુરૂ સ્વામિ, અંતે લેજો ઉગારી,–ગુરૂ.૪
સ્વયંજ્યોતિ પ્રકાશ મોહન, ગુરૂ ગમની બલિહારી,–ગુરૂ.૫

## પદ ૯૩ પરમાત્મ જ્યોતિ

સ્વયં જ્યોતિ સ્વરૂપ જાણીએ, ૐ સ્વયંજ્યોતિ સ્વરૂપ જાણીએ.
ગુરૂગમ જ્ઞાનથી હરદમ ધ્યાનથી, નિશ્ચય પરમ પદ પામીએ ૐ
સ્વયંજ્યોતિનું, ધ્યાન ધરીને અખંડ જ્યોતિ જગાવીએ. ૐ
અંતર જ્યોતિ બહિર જ્યોતિ, જ્યોતિમાં જ્યોતિ મિલાવીએ. ૐ
સ્વયંપ્રકાશ સ્વરૂપ સોહંમ, સ્વયં જ્યોતિમાં સમાઇએ. ૐ
સત્‌ગુરૂ હંસ કૃપાથી મોહન પરમ આનંદ સદા માનીએ. ૐ

## પદ ૯૪ અખંડ અનુભવ

શ્વાસો શ્વાસે સમરીએ સોહં શ્વાસો શ્વાસે સમરીએ.
રત્નચિંતામણિ દેહ મળ્યો છે, તો ભવસાગર તરીએ.–સોહં.
સંત સમાગમ નિશદિન કરીએ, સતગુરૂ શરણે રહીએ–સોહં.
સ્વયંજ્યોતિ સ્વરૂપ પ્રભુનું, ધ્યાન નિરંતર ધરીએ–સોહં
સોહમ જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી, એ દ્રઢ નિશ્ચય કરીએ–સોહં.
**રામમોહન**, ગુરૂ હંસ કૃપાથી, અખંડ અનુભવ કરીએ-સોહં.

## પદ ૯૫ સંત સમાગમ

સંત સમાગમ કરીએ, અહોનિશ સંત સમાગમ કરીએ.
સંતપુરૂષના શરણે જઈને, નમસ્કાર નિત્ય કરીએ–અહો. ૧
વિનયપુર્વક પ્રશ્ન પુછીને, મનનું સમાધાન કરીએ–અહો. ૨
ગુરૂ વચન પર શ્રદ્ધા રાખી, આતમ અનુભવ કરીએ–અહો. ૩
જળકમળવત્ જગમાં રહીને, જીવન્મુક્ત થઈ ફરીએ–અહો. ૪
સતગુરૂ હંસ કૃપાથી **મોહન**, ધ્યાન પ્રભુનું ધરીએ–અહો. ૫

## પદ ૯૬ ધ્યાન

ધ્યાન અહોનિશ ધરીએ, પ્રભુનું ધ્યાન અહોનિશ ધરીએ
યમ નિયમ આસન પ્રાણાયામ, મનોવૃત્તિ વશ કરીએ--પ્રભુનું ૧
હંસો સોહં સોહં હંસો, શ્વાસો શ્વાસ સમરીએ–પ્રભુનું. ૨
પ્રત્યાહાર મન વશ કરવાને, ધ્યાન નિરંતર ધરીએ–પ્રભુનું. ૩
ઝળહળ ઝળહળ જ્યોતિ દર્શે,પલ પલ દર્શન કરીએ–પ્રભુનું. ૪
સતગુરૂ હંસ કૃપાથી **મોહન**, સહજ સમાધિ કરીએ–પ્રભુનું. ૫

## પદ ૯૭ મોહમાયાનો ત્યાગ કરો.

મોહ માયા સૌને લાગી સંસારમાં મોહ માયા સૌને લાગી
રાજાને રંક યોગીને ભોગી, આશા તૃષ્ણા સૌને લાગી–સંસારમાં.
તન ધનની જે લાલચ ત્યાગે, તેજ ત્યાગીને વૈરાગી–સંસારમાં.
ગોપીચંદ અને ભર્તુંહરી એ, ગુરૂ કૃપાથી જોયું જાગી–સંસારમાં.
રાજપાટ સૌ રિદ્ધિ સિદ્ધી, તરતજ નીકળ્યા ત્યાગી–સંસારમાં.
**રામમોહન** ગુરૂદેવ કૃપાથી, સમજે સંત સુભાગી–સંસારમાં

## પદ ૯૮ જાગ્રત થાઓ.

જોયું કોઇ વિરલાએ જાગી, જગતમાં જોયું કોઈ વિરલાએ જાગી
ધ્રુવ પ્રહ્લાદ અર્જુનને ઉદ્ધવ, પ્રભુ ચરણ અનુરાગી–જગ૦
નરસિંહ મ્હેતા ને મીરાંબાઇએ, ભક્તિ ભગવાનની માગી–જગ૦
ભક્ત વિદુર ને સંત સુદામા, શુક સનકાદિક વૈરાગી–જગ૦
જડ ભરત અને જનક વિદેહી, મોહ માયાને ત્યાગી- જગ૦
સતગુરૂ હંસ કૃપાથી **મોહન**, ઝળહળ જ્યોતિ જાગી–જગ૦

## પદ ૯૯ ગુરૂદેવની સ્તુતિ (રાગ–ધ્રુપદ ત્રિતાલ)

ઉતારો ભવપાર ગુરૂદેવ, ઉતારો ભવપાર
ભવસાગરમાં ડુબી રહ્યોછું, કરજો મ્હારી, વ્હાર–ગુરૂદેવ. ૧
સત્ય ધર્મનું સ્થાપન કરવા, ધર્યો મનુષ્ય અવતાર–ગુરૂદેવ. ૨
શરણે આવ્યો સદ્દગુરૂ સ્વામિ,કરજો મ્હારો ઉદ્ધાર–ગુરૂદેવ. ૩
કૃપા કરી ગુરૂદેવ બતાવો, કયાં છે મુક્તિનું દ્વાર–ગુરૂદેવ. ૪
**રામમોહન** ગુરૂ ચરણમાં, વારવાર બલિહાર–ગુરૂદેવ. ૫

## પદ ૧૦૦ મન વશ કરો.

રાગ—ક્યાંથી આ સંભળાય મધુરસ્વર ક્યાંથી સંભળાય.

નિશ્ચય પરમપદ મળે, મન જીતવાથી, નિશ્ચય પરમપદ મળે
મધુર સ્વરમાં મોહિત મૃગનો, પારધિ પ્રાણ હરે-મન૦ ૧
ગજરાજ વિષયમાં અંધ બની, કિચડમાં જઇ કળે-મન૦ ૨
પતંગ તેજ દેખી દિપકનું, પાવકમાં પ્રજળે-મન૦ ૩
મચ્છી સ્વાદને આધીન થાતાં, કાંટો વાગે ગળે-મન૦ ૪
મધુકર ગંધમાં મસ્ત બનીને, મુંઝાઈને મરે-મન૦ ૫
એક વિષય જો પ્રાણ હરે તો, પાંચે શું ન કરે-મન૦ ૬
**મોહન** મનને વશ કરવાથી, જીવતાં મુકિત મળે-મન૦ ૭

## પદ ૧૦૧ મુકિતનું દ્વાર ક્યાં છે?

મુકિત અંદર છે કે બહાર ગુરૂદેવ ક્યાં છે મોક્ષનું દ્વાર
કોઈ બતાવે બ્રહ્મલોકમાં, કોઇ વૈકુંઠ મોઝાર-ગુરૂદેવ૦ ૧
કોઈ જણાવે શિવલોકમાં, શું સમજવો સાર-ગુરૂદેવ૦ ૨
યમ નિયમ આસન પ્રાણાયમ, કોઇ કરે પ્રત્યાહાર-ગુરૂદેવ૦ ૩
કોઈ કહે ધરો ધ્યાન સમાધિ, દેખો દશમે દ્વાર-ગુરૂદેવ૦ ૪
**મોહન** સતગુરૂ હંસ કૃપાસેં, પલમેં બેડા પાર-ગુરૂદેવ૦ ૫

## પદ ૧૦૨ ગુરૂ મહિમા.

ગુરૂગમથી ઉતરીએ પાર, નિશ્ચય ગુરૂગમથી ઉતરીએ પાર.
ચાર ભણ્યાથી શું થયુ પ્રાણી, શું થયું ભણતાં અઢાર-નિશ્ચય૦
બહુ વ્યાકરણ ભણ્યા મુનિનારદ, ગુરૂબિન પાયા ન પાર-નિશ્ચય૦

નિગમનો અર્થ સુગમ ગુરૂગમથી, ક્ષણુ નવ લાગે વાર-નિશ્ચય૦
શુક સનકાદિક વ્યાસ મુનિનો, ગુરૂગમથી થયો ઉદ્ધાર-નિશ્ચય૦
વિશ્વનાથ ગુરૂદેવ કૃપાથી, ડોસા લીધો સાર-નિશ્ચય૦

---

## પદ ૧૦૩ જીવન્મુક્તિ

જીવતાં મોક્ષ પમાય, સત્સંગી હંસા, જીવતાં મોક્ષ પમાય.
સંત પુરૂષના શરણે રહીને, સત્સંગ કરવો સદાય-સત્સંગી૦ ૧
સત્ય ધર્મનો ટેક તજે નહિ, ચ્હાય ગમે તેમ થાય-સત્સંગી૦ ૨
મૃગજળ સમ માયિક સુખમાની, કદીએ નહી ફસાય-સત્સંગી૦ ૩
ધર્મ પાળતાં પ્રાણુ જાય પણુ, પાછો હઠી ન જાય-સત્સંગી૦ ૪
મોહન સદ્‌ગુરૂ હંસ કૃપાથી, પરમાનંદ પમાય-સત્સંગી૦ ૫

---

## પદ ૧૦૪ ગુરૂ સ્તુતિ રાગ ધનાશ્રી

રાગ-સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ
સદ્‌ગુરૂ કૃપા નિધાન, જય જય સદ્‌ગુરૂ કૃપા નિધાન.
જીવન્મુક્તિનો માર્ગ બતાવે, સંત પ્રગટ ભગવાન-જય૦ ૧
ભ્રાંતિ ભાગી સુખશાંતિ આપે, પાય સુધારસ પાન-જય૦ ૨
જન્મ મરણુથી મુક્ત કરીને, આપે અભય પદ દાન-જય૦ ૩
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, રહે નિરંતર ધ્યાન--જય૦ ૪
સદ્‌ગુરૂ હંસ કૃપાથી મોહન પામ્યો પદ નિર્વાણુ-જય૦ ૫

---

### પદ ૧૦૫ આત્માનુભવ (રાગ ધનાશ્રી)

અજર અમર અવિનાશી સોહમ અજર અમર અવિનાશી.
જગદીશ્વર ને જગન્નાથ હું, દેહ દ્વારિકાં વાસી-સોહમ૦ ૧
શ્વેત બિંદુ રામેશ્વર પોતે, બદ્રી કેદાર ને કાશી-સોહમ૦ ૨
એક અખંડ અનાદિ અનંત, અલખ પુરૂષ અવિનાશી-સોહમ૦ ૩
સ્વયંપ્રકાશ સ્વરૂપ સોહમ, ઝળહળ જ્યોતિ પ્રકાશી-સોહમ૦ ૪
સચ્ચિદાનંદ રૂપ, **મોહન**, અમર લોકના વાશી-સોહમ૦ ૫

---

### પદ ૧૦૬ બ્રહ્મ વિલાસ (રાગ ધનાશ્રી)

સમરો શ્વાસોશ્વાસ, સોહમ સમરો શ્વાસોશ્વાસ.
સંત પુરૂષનો કરો સમાગમ, રાખો દ્રઢ વિશ્વાસ-સોહમ૦ ૧
સોહં હંસો હંસો સોહં, અખંડ એજ અભ્યાસ-સોહમ૦ ૨
સ્વયંજ્યોતિ સત્ય સનાતન, પ્રગટ પ્રભુ છે પાસ-સોહમ૦ ૩
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, અલખ પુરૂષ અવિનાશ-સોહમ૦ ૪
સદ્‌ગુરૂ હંસ કૃપાથી **મોહન**, અખંડ બ્રહ્મ વિલાસ-સોહમ૦ ૫

---

### પદ ૧૦૭ સ્વરૂપ લક્ષ (રાગ ધનાશ્રી)

સચ્ચિદાનંદ સ્વરૂપ સોહમ સચ્ચિદાનંદ સ્વરૂપ.
સ્થુળ સુક્ષ્મ કારણથી ન્યારો, નહિ મહાકારણ રૂપ-સોહમ૦ ૧
પંચ પ્રાણ પંચ કોષ નહિ હું, પૂરણ બ્રહ્મ સ્વરૂપ-સોહમ૦ ૨
મન બુદ્ધિ વાણીથી ન્યારો, ઉપમા રહિત અનુપ-સોહમ૦ ૩
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, અજર અમર અરૂપ-સોહમ૦ ૪
સદ્‌ગુરૂહંસ કૃપાથી **મોહન**, સ્વયંપ્રકાશ સ્વરૂપ-સોહમ૦ ૫

---

### પદ ૧૦૮ સ્વયં પ્રકાશ સ્વરૂપ રાગ-ધનાશ્રી

**સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ સ્વયં પ્રકાશ સ્વરૂપ.**

ત્રિગુણાત્મક માયાથી ન્યારો, ગુણાતીત નિજ રૂપ-સોહમ૦
અસ્તિ ભાતિ પ્રિય પુરાતન, નહિ નામ ને રૂપ-સોહમ૦
એક અખંડ અનાદિ અનંત, અલખ અનામ અરૂપ-સોહમ૦
સબ ઘટ સ્વામિ અંતર્યામિ, સતચિદ્ આનંદ રૂપ-સોહમ૦
**રામમોહન** અલખ અનામિ, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ-સોહમ૦

---

બ્રહ્મનિષ્ટ પંડિતશ્રી રામમોહન તત્વદર્શીએ વેદ, વેદાંત શ્રુતિ સ્મૃતિ ઉપનિષદ આત્મપૂરાણ વિગેરે શ્રી સનાતન ધર્મના સિદ્ધાંતો પર નીચે પ્રમાણે હસ્ત લિખીત ધર્મશાસ્ત્રોની ગુજરાતી ટીકા લખી તૈયાર કરી છે આ ધર્મશાસ્ત્રો છપાવી કોઇ પણ સદ્‌ગૃહસ્થ પ્રગટ કરશે અગર છપાવી પ્રસિદ્ધ કરવામાં મદદ કરશે તો ઘણા મનુષ્યો સનાતન ધર્મના સિદ્ધાંતોનું મૂળ રહસ્ય સમજી આ મનુષ્ય જન્મને સફળ કરી જીવન્મુકિતનો પરમ આનંદ પ્રાપ્ત કરશે માટે આ ઉત્તમ કાર્યમાં યથાશકિત મદદ કરશો, એજ નમ્ર વિનંતિ.

---

# શ્રીયુત રામમોહન તત્વદર્શીકૃત
# સનાતન ધર્મના સિદ્ધાંતો

૧ શ્રીમદ્ ભગવદ્ ગીતાનું રહસ્ય,
૨ ઉપનિષદ તત્વદર્શન,
૩ વેદાન્ત તત્વદર્શન,
૪ જીવન્મુક્તિનો માર્ગ,
૫ દિવ્ય દ્રષ્ટિ,
૬ સત્યનો સાક્ષાત્કાર,
૭ યોગસિદ્ધિ,
૮ સ્વાનુભવપ્રકાશ,
૯ પરમાત્મ જ્યોતિ,
૧૦ સ્વરૂપાનંદ લહરી,

ઉપર જણાવેલા હસ્ત લિખિત ધર્મશાસ્ત્રોની ગુજરાતી ટીકા છપાવી બ્રહ્મનિષ્ટ મહાત્માશ્રી જયેન્દ્રપુરીજી મહારાજની કથામાં સાધુ સંતને ભેટ તરીકે આપો. એજ નમ્ર વિનંતિ.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ॐ तत्सत् परमात्मने नमः
सत्यं ज्ञानमनंतं ब्रह्मः



श्रीयुत् रामभोहन तत्वदर्शी कृत.

# श्री विश्व मोहन काव्यमाळा.

## स्वरूपानंद लहरी.

भाग २ जो.

**मंगलाचरण**

ॐ नमो विश्वस्वरुपाय, विश्वस्थित्यन्त हेतवे ।
विष्णवे विश्वनाथाय, विश्वेश्वराय नमो नमः ॥१॥

ॐ नमो स्त्वनंताय सहस्त्र मूर्तये, सहस्त्र पादाऽक्षि शिरोरु बाहवे
सहस्त्र नाम्ने पुरुषाय शाश्वते, सहस्त्र कोटी युग धारिणे नमः॥२॥

नमः कमलनाभाय, नमस्ते जल शायिने ।
नमस्ते केशवानन्द, वासुदेव नमोस्तुते ॥३॥
वासनाद्वासुदेवस्य, वासितं भूवन त्रयं ।
सर्वं भूत निवासोऽसि, वासुदेव नमोस्तुते ॥४॥
शंकरं शंकराचार्यं, केशवं बादरायणम् ।
सूत्र भाष्य कृतौ वन्दे, भगवन्तौ पुनः पुनः ॥५॥
इश्वरो गुरु राज्ञेति, मूर्ति भेद विभागिने ।
व्योम वद् व्याप्त देहाय, दक्षिणा मूर्तये नमः ॥६॥
ॐ पूर्णमदः पूर्ण मिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्ण मेवा, वशिष्यते ॥७॥
ॐ शान्तिः ? शान्तिः ?? शान्तिः ??? ।
ॐ सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु मा विद्विषा वहै ॥८॥
ॐ शान्तिः ? शान्तिः ?? शान्तिः ???

## પદ ૧૦૯ ગુરૂકૃપા રાગ ધનાશ્રી.

ગુરૂ કૃપાથી જ્ઞાન, પ્રગટ થશે, ગુરૂ કૃપાથી જ્ઞાન.
સત્યાસત્યનો નિર્ણય કરવો, વિવેક વૈરાગ્ય પ્રધાન—પ્રગટ૦
પંચેન્દ્રિયના વિષય સુખને, ઝેર હળાહળ જાણુ—પ્રગટ૦
ષટ સંપત્તિ સિદ્ધ કરીને, મુમુક્ષુતા મન આણુ—પ્રગટ૦
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, રહે નિરંતર ધ્યાન—પ્રગટ૦
સચ્ચિદાનંદરૂપ **મોહન**, પામ્યો પદ નિર્વાણુ—પ્રગટ૦

## પદ ૧૧૦ ગુરૂકૃપાથી મુકિત રાગ ધનાશ્રી

ગુરૂ ચરણે ચિત્ત રાખ, ચેતન ગુરૂ ચરણે ચિત્ત રાખ
પ્રગટ પ્રભુ ગુરૂદેવને જાણી, રાખો દ્રઢ વિશ્વાસ-ચેતન૦
દિવ્ય દ્રષ્ટિ કરીને દેખો, પ્રગટ પ્રભુ છે પાસ-ચેતન૦
સદ્‌ગુરૂ ચરણ શરણમાં મુક્તિ, શાસ્ત્ર પુરે છે શાખ-ચેતન૦
શ્વાસો શ્વાસે સોહં સમરો, અખંડ એજ અભ્યાસ-ચેતન૦
**રામમોહન** ગુરૂદેવ કૃપાથી, પામ્યો પદ અવિનાશ-ચેતન૦

## પદ ૧૧૧ આદર્શ યોગી રાગ ધનાશ્રી.

યોગી તેજ ગણાય જગતમાં યોગી તેજ ગણાય.
યમ નિયમ આસન કરવાથી, ચિત્તવૃત્તિ સ્થિર થાય-જગતમાં૦
શ્વાસોશ્વાસે હંસો સોહં. અજપા જાપ જપાય-જગતમાં૦
સ્વયં જ્યોતિ પ્રગટ પ્રભુનાં, પલપલ દર્શન થાય-જગતમાં૦
અખંડ આત્મ સ્વરૂપનો આનંદ, અંતરમાં ઉભરાય-જગતમાં૦
**રામમોહન** ગુરૂદેવ કૃપાથી, નર નારાયણ થાય-જગતમાં૦

## પદ ૧૧૨ સચ્ચિદાનંદ સ્વરુપ રાગ ધનાશ્રી

સત્ ચિદ્ આનંદ ઘન, સ્વરૂપે હું તો સત્‌ચિદ્ આનંદ ઘન.
દેશ અબાધિત કાલ અબાધિત, વસ્તુ અબાધિત સમ-સ્વરૂપે૦
સર્વ પ્રકાશક સર્વ નિયામક, અનપેક્ષિત ચેતન-સ્વરૂપે૦
પ્રિય હું પ્રિયત્તર પ્રિયત્તમપોતે, પ્રેમા સ્પદ હું પ્રસન્ન-સ્વરૂપે૦
આદિ રહિત હું અંત રહિત હું, અવિનાશી ચિદ્ ઘન-સ્વરૂપે૦
સ્થાવર જંગમ પ્રાણી પદાર્થ, માયિક મમ દર્શન-સ્વરૂપે૦

વિશ્વ સકળ છે કલ્પિત મુજમાં, જેમ રજ્જુમાંભુજંગ-સ્વરૂપે૦
કલેશ રહિત હું કેવળ સુખમય, જાણે અનુભવી જન-સ્વરૂપે૦
અગમ અગોચર ગુરૂગમ ગોચર, સાધન સાત્વિક મન-સ્વરૂપે૦
**પરમાનંદ** ગુરૂદેવ **કૃપાથી** લીધો લક્ષ **રંગીન**-સ્વરૂપે૦

## પદ ૧૧૩ તત્વવિચાર રાગ ધનાશ્રી

બ્રહ્મ વિચારે મન, વિરામ્યું જેનું બ્રહ્મ વિચારે મન—
તે ગંગાદિક તીર્થમાં ન્હાયો, થયો પરમ પાવન-વિરામ્યું૦
માનો અવની અર્પણ કીધી, કીધા સહસ્ર જગન-વિરામ્યું૦
સર્વ દેવનું શુદ્ધ ભાવથી, પ્રેમથી કર્યું પુજન-વિરામ્યું૦
ભવના ભયથી પિતૃ તાર્યા, શાંતિ પામ્યા સૌ જન-વિરામ્યું૦
સંત પુરૂષની સેવા માંહી, અર્પણ તન મન ધન-વિરામ્યું૦
ગુરૂ પ્રતાપે અનુભવ પાયો, સત્ ચિદ્ આનંદ ઘન-વિરામ્યું૦
ત્રિભુવનમાં તે પુજ્ય ગણાયો, ધન્ય ધન્ય ત્હેને ધન્ય-વિરામ્યું૦

## પદ ૧૧૪ પરમાત્મ જ્યોતિ રાગ-ધનાશ્રી

ઝળહળ જ્યોતિ જાગી સંતો ઝળહળ જ્યોતિ જાગી-
સદ્ગુરૂ દેવે દયા કરીને, ભેદ ભ્રાંતિ સૌ ભાગી-સંતો૦ ૧
શ્વાસોશ્વાસે સોહં જપતાં, અખંડ ધુન એ લાગી-સંતો૦ ૨
અનહદ નાદ અહોનિશ ગાજે, મનહર મોરલી વાગી-સંતો૦ ૩
સત ચિદ્ આનંદ રૂપ સોહમ, સમજે સંત સુભાગી-સંતો૦ ૪
સ્વયંપ્રકાશ સ્વરૂપ **મોહન**, જોયું જયારે જાગી-સંતો૦ ૫

### પદ ૧૧૫ અખંડ ધૂન રાગ ધનાશ્રી

પલ પલ યાદ કરો પ્રભુને પલ પલ યાદ કરો
પ્રાણી માત્રમાં પ્રભુ નિહારો, સંતની સેવા કરો—પ્રભુને૦ ૧
અખંડ આત્મ સ્વરૂપ વિચારો, ભક્તિ હૃદયમાં ભરો—પ્રભુને૦ ૨
સંત પુરૂષનો કરો સમાગમ, ગુરૂગમ જ્ઞાન ગ્રહો—પ્રભુને૦ ૩
શ્વાસોશ્વાસે હંસો સોહં, હરદમ હરિ સમરો—પ્રભુને૦ ૪
સ્વયંજ્યોતિ સ્વરૂપ **મોહન**, અખંડ ધ્યાન ધરો—પ્રભુને૦ ૫



### પદ ૧૧૬ સ્વયંજ્યોતિનું ધ્યાન રાગ-ધનાશ્રી

હરદમ ધ્યાન ધરો, સ્વયં જ્યોતિનું હરદમ ધ્યાન ધરો
યમ નિયમનું પાલન કરીને, આસન અચલ કરો-સ્વયં૦ ૧
એકવિસ હજાર છસોં શ્વાસેં, હંસો સોહં સમરો-સ્વયં૦ ૨
પ્રત્યાહર મન વશ કરવાને, ધારણા ધ્યાન ધરો-સ્વયં૦ ૩
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, એ દ્રઢ નિશ્ચય કરો-સ્વયં૦ ૪
સચ્ચિદાનંદ સ્વરૂપ **મોહન**, મુકત બની વિચરો-સ્વયં૦ ૫



**પદ ૧૧૭** રાગ-અજર અમર પ્રભુ એકરે. સત્સંગી હંસા

સ્વયં જ્યોતિ રૂપ સ્વામીરે, પ્રગટ પ્રભુ, સ્વયં જ્યોતિ રૂપ સ્વામી
એક અખંડ અનાદિ અનંત, અલખ અરૂપ અનામી,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, ગુરૂ ગમથી લ્યો જાણી રે-પ્રગટપ્રભુ૦
દિવ્ય દ્રષ્ટિ આપી ગુરૂદેવે, ગુરૂ મળ્યા મને જ્ઞાની,
પૂર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ પોતે, ઘટ ઘટ અંતર્યામિ રે-પ્રગટપ્રભુ૦
નિગમ નેતિ નેતિ કહે, જ્યાં પહોંચે નહિ મનવાણી,

સ્વયં જ્યોતિ પ્રકાશ છે ત્યાં,ઝળહળ જ્યોતિ પિછાણી રે-પ્રગટપ્રભુ૦
અનંત કોટી ભાણુ પ્રકાશે, જ્યોતિમાં જ્યોતિ સમાણી
**રામમોહન** ગુરૂદેવ કૃપાસે, જીવન્મુકિત માણી રે–પ્રગટપ્રભુ૦

## પદ ૧૧૮ આત્મ સ્વરૂપનો અનુભવ.

આત્મિક અનુભવ કોને કહું, મન વાણી પાર ના પામે
ચર્મ ચક્ષુથી જણાય નહિ, પ્રભુ પ્રગટ જ્ઞાન વિજ્ઞાને
લોકાલોક પ્રકાશક પોતે, કોઈ વિરલા જ્ઞાની જાણે–આત્મિક૦
પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, પ્રભુ પરાથી પાર,
સૌમાં વ્યાપક સૌથી ન્યારો, નિત્ય મુકત નિરાકાર–આત્મિક૦
પ્રગટ પ્રભુ છે અંતર્યામિ, અજર અમર અવિનાશ,
સચરાચરમાં વ્યાપક સ્વામિ, સ્વયં જ્યોતિ પ્રકાશ–આત્મિક૦
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, ઉપમા રહિત અનુપ,
સચ્ચિદાનંદ રૂપ **મોહન**, અલખ અનામ અરૂપ–આત્મિક૦

## પદ ૧૧૯ પ્રગટ પ્રભુ કયાં છે?

(રાગ–હરિ વસે હરિના જનમાં તમે શું કરશો જઇ વનમાં.)
પ્રગટ પ્રભુ છે તનમાં રે, વ્હાલો નથી કાંઇ વનમાં
સંતપુરૂષનો કરો સમાગમ, પ્રભુ મિલે એક પલમાંરે–વ્હાલો૦
અંત જ્યોતિ, બાહિર્જ્યોતિ, જ્યોતિ જડ ચેતનમાંરે–વ્હાલો૦
જ્યોતિ જ્યોતિ સ્વયં જ્યોતિ,આત્મ જ્યોતિ અંતરમાંરે–વ્હાલો૦
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, અભેદ લક્ષ અનુભવમાંરે–વ્હાલો૦
સચ્ચિદાનંદ રૂપ **મોહન**, રહે અખંડ આનંદમાંરે–વ્હાલો૦

## પદ ૧૨૦ ગુરૂગમ જ્ઞાનથી મુક્તિ.

રાગઃ—ડર મા, તું દિલ સાથ છોકરા ડર મા, તું દિલસાથ.

સદ્દગુરૂ દિન દયાલ પ્રગટ પ્રભુ સદ્દગુરૂ દિન દયાલ,
સત્ય બ્રહ્મ એક અવિનાશી, માયા પ્રપંચ કાલની ફાંસી,
જોયું વિશ્વ તપાસી, ગુરૂજી તરણ તારણહાર-પ્રગટ૦
ગુરૂચરણમાં નિશદિન રહીએ, ધ્યાન ગુરૂ મુર્તિનું ધરીએ,
મુક્ત થઇને ફરીએ, કરીએ તત્વ વિચાર-પ્રગટ૦
સદ્દગુરૂ મળતાં આનંદ હેલી, અંત સમય શ્રીસદ્દગુરૂ બેલી,
સાથે ન આવે અધેલી, ગુરૂ તનમન પ્રાણાધાર-પ્રગટ૦
ગુરૂ ગોવિંદ એક રૂપ જાણો, ભિન્ન ભાવ હૃદય નવ આણો,
પૂરણ બ્રહ્મ પિછાણો, ગુરૂ ઇશ્વર અવતાર-પ્રગટ૦
ગુરૂ કૃપાની છે બલિહારી, શ્વાસો શ્વાસે લાગી તારી,
મોહન, સ્વયંજ્યોતિ નિહારી, ગુરૂગમથી બેડોપાર-પ્રગટ૦



## પદ ૧૨૧ જીવન્મુક્ત સત્પુરૂષનાં લક્ષણ (રાગઃ-ઉપરનો)

હરદમ સ્વયંજ્યોતિનું ધ્યાન. જગમાં જીવન્મુક્ત તે જાણ.
સત્યાસત્ય વિવેક પિછાણે. પક્ષાપક્ષ ઉર નહિ આણે,
કરે નિત્ય જ્ઞાનીનું સન્માન (૨) જગમાં જીવન્મુક્ત તે જાણ. ૧
તન ધનની આશા નવ રાખે, જ્ઞાનામૃત રસને નિત્ય ચાખે,
સંતોષી પરમ સુજાણ (૨) જગમાં જીવન્મુક્ત તે જાણ. ૨
અભિમાનનો ત્યાગ કરીને, હરદમ સમરે શ્રી હરીને,
એવા સંત પ્રગટ ભગવાન,(૨)જગમાં જીવન્મુક્ત તે જાણ. ૩
સંતસમાગમ નિત્ય કરે છે, માન અને અપમાન સહે છે,

સુખ દુઃખ જેને સમાન (૨) જગમાં જીવન્મુકત તે જાણુ. ૪
પૂર્ણ બ્રહ્મની સાથે પ્રીતિ, સચ્ચિદાનંદ ઘનમાં સ્થિતિ,
**મોહન** પલપલ લે પ્રભુ નામ,(૨)જગમાં જીવન્મુકત તે જાણુ. ૫



## પદ ૧૨૨ ऋते ज्ञानान्न मुक्तिः

બ્રહ્મજ્ઞાન વિના જીવતણી ભ્રાંતિ ના ટળે,
ગુરૂ કૃપા વિના કદીએ, શાંન્તિ ના મળે–બ્રહ્મજ્ઞાન૦ ૧
કાશી ને ગોકુલ મથુરાં દ્વારિકાં ફરે,
ગુરૂદેવ કૃપા કરે તો, પ્રગટ પ્રભુ મળે–બ્રહ્મજ્ઞાન૦ ૨
નાભિમાં કસ્તુરી મૃગ શોધતો ફરે,
ભ્રાંતિ થકી વન મહીં, ભટકીને મરે–બ્રહ્મજ્ઞાન૦ ૩
કોટી જન્મ સુધી અનેક સાધન તું કરે,
**ऋते ज्ञानान्न मुक्ति,** વેદ વાણી ઉચરે–બ્રહ્મજ્ઞાન૦ ૪
સોહમ સ્વયંપ્રકાશ અખંડ લક્ષ એ રહે,
**મોહન** જીવન્મુકત દશા સ્હેજમાં લહે–બ્રહ્મજ્ઞાન૦ ૫



## પદ ૧૨૩ પ્રભુના પ્રેમી ભકતનાં લક્ષણ રાગઃ–છપ્પા છંદ

પ્રેમી પ્રભુના ભકત, સદા સંતોષી રહે છે,
પ્રેમી પ્રભુના ભકત, વચન સત્યજ કહે છે,
પ્રેમી પ્રભુના ભકત, સર્વનું ભલું કરે છે,
પ્રેમી પ્રભુના ભકત, અહોનિશ ધ્યાન ધરે છે,
ધન્ય ધન્ય પ્રભુ ભકતને, કામ કરે પરમાર્થનાં,
**મોહન** કહે મહાપુરૂષને, નિત્ય કરૂં છું વંદના. ૧



**પદ ૧૨૪ જીવન્મુક્તિનો આનંદ** રાગઃ-છપ્પા છંદ

કરે સદા પરમાર્થ, અન્યની આશ ન રાખે,
ધરે સદા સંતોષ, વચન સત્યજ ભાખે,
અખંડ આત્મ વિચાર, હૃદયમાં પ્રભુ પિછાણે,
સંત સમાગમ સાર, જીવન્મુકિત પદ માણે,
અખંડ લક્ષ પરબ્રહ્મનો, પરમ તત્વ એક સાર છે,
**તત્વદર્શી મોહન** કહે, આનંદ અપરંપાર છે. ૨

**પદ ૧૨૫ પ્રભુ ભકિત** રાગઃ-છપ્પા છંદ

સત્ ચિદ્ આનંદ રૂપ, પ્રભુની ભકિત કરીએ,
સત્ ચિદ્ આનંદ રૂપ, અહોનિશ ધ્યાનજ ધરીએ,
સત્ ચિદ્ આનંદ રૂપ, નિરંતર ચિંતન કરીએ,
સત્ ચિદ્ આનંદ રૂપ, જીવન્મુકિત પદ લહીએ,
સચ્ચિદાનંદ સ્વરૂપનો, અખંડ અનુભવ થાય છે,
**મોહન** બધું બ્ર ાંડ આ, ચૈતન્યમય દેખાય છે. ૩

**પદ ૧૨૬ અહોનિશ ધ્યાન** રાગઃ-છપ્પા છંદ

ધરે અહોનિશ ધ્યાન, ચિત્ત ગુરૂ ચરણે રાખે,
કરે સદા સતસંગ, જ્ઞાન અમૃત રસ ચાખે,
સત્ ચિદ્ આનંદ રૂપ, પ્રભુને પલ ન વિસારે,
સ્વયંજ્યોતિ સ્વરૂપ, નજરથી નાથ નિહારે,
સોહં શ્વાસો શ્વાસમાં, અખંડ બ્રહ્મનો લક્ષ છે,
**તત્વદર્શી મોહન** કહે, પ્રગટ પ્રભુ પ્રત્યક્ષ છે. ૪

**પદ ૧૨૭ ગુરૂ ભકિત** રાગઃ–છપ્પા છંદ

પરમ હંસ ગુરૂદેવ, ભકિત કો ભેદ બતાયો,
પરમ હંસ ગુરૂદેવ, મુકિત કો માર્ગ દિખાયો,
પરમ હંસ ગુરૂદેવ, જ્ઞાન ઔર ધ્યાન શિખાયો,
પરમ હંસ ગુરૂદેવ, પરમ પદ સ્હેજે પાયો,
પરમ હંસ પ્રગટ પ્રભુ, મહિમા અપરંપાર હે,
**મોહન** ગુરૂગમ જ્ઞાનસેં, પલમેં બેડા પાર હૈ, ૫

**પદ ૧૨૮ ભકત વત્સલ ભગવાન** રાગઃ–છપ્પા છંદ

ભકત વત્સલ ભગવાન, ભકિતથી પ્રગટ મળે છે,
કેવળ કૃપા નિધાન, ધ્યાનથી દર્શન દે છે,
ગુરૂ કૃપાથી જ્ઞાન, જ્ઞાનથી મુકિત મળે છે,
રોમ રોમમાં રામ, પિંડમાં પ્રગટ રહે છે,
ભકત અને ભગવાનનો, અભેદ અનુભવ થાય છે,
**મોહન** પરમાનંદમય, સ્વયંજ્યોતિ દર્શાય છે. ૬

**પદ ૧૨૯ સ્વયં જ્યોતિ દર્શન** રાગઃ–છપ્પા છંદ

સ્વયંજ્યોતિ પ્રકાશ, હરિ ગુરૂ સંત મહીં છે,
સ્વયં જ્યોતિ પ્રકાશ, શશિ ને સૂર્ય મહીં છે,
સ્વયં જ્યોતિ પ્રકાશ, પ્રગટ આ પિંડ મહીં છે,
સ્વયં જ્યોતિ પ્રકાશ, ચૌદ બ્રહ્માંડ મહીં છે,
સ્વયંજ્યોતિ સ્વરૂપનાં, પલપલ દર્શન થાય છે,
મસ્ત **રામમોહન** કહે, જ્યોતિમાં જ્યોતિ સમાય છે. ૭

**પદ ૧૩૦ પ્રભુનો અપાર મહિમા** રાગ-ધનાશ્રી

પ્રભુ સચ્ચિદાનંદ જય જય પ્રભુ સચ્ચિદાનંદ૦
દર્શનસેં ત્રિતાપ નિવારો, હે પ્રભુ આનંદ કંદ-જય૦ ૧
અપાર મહિમા આપનો પ્રભુ, જાણે નહિ મતિમંદ-જય૦ ૨
પુરણ બ્રહ્મ પ્રગટ પરમેશ્વર, સેવે સુર નર વૃંદ-જય૦ ૩
સત્‌ચિદ્‌ આનંદ રૂપ સોહમ, રહે અખંડ આનંદ-જય૦ ૪
**સ્વયંપ્રકાશ સ્વરૂપ મોહન**, પામ્યો પરમાનંદ-જય૦ ૫

**પદ ૧૩૧ અમર મંત્ર**

રાગઃ-ભજન કર નિશ દિન તુટે નહિ તાર

અમર મંત્ર અહોનિશ, જપો નર નાર,
જપો નર નાર, તુટે નહિ તાર-અમર૦ ૧
બ્રહ્મા જપે વિષ્ણુ જપે, જપે ત્રિપુરાર,
રામ કૃષ્ણ, પ્રભુ જપે, ચોવિશ અવતાર-અમર૦ ૨
દત્ત દિગંબર ગોરખ ધરે, ધ્યાન નિરધાર,
હરદમ પ્રભુ જપે, અખંડ એક તાર-અમર૦ ૩
અમર મંત્રનો અપાર મહિમા, શેષ ન પામે પાર,
ઋષિ મુનિ સંત કહે, મહિમા અપરંપાર-અમર૦ ૪
અનેક ભકતો અમર મંત્રથી, પામ્યા મોક્ષ દ્વાર,
**રામમોહન** ગુરૂદેવ કૃપાથી પલમાં બેડો પાર-અમર૦ ૫

**પદ ૧૩૨ પુર્ણ બ્રહ્મસ્વરૂપ** રાગઃ–મંગળ

પ્રગટયો જ્ઞાન પ્રકાશ, પરમ આનંદ થયો,
પુરણ બ્રહ્મ સ્વરૂપ, એવો અનુભવ થયો. ૧
અસત્ જડ દુઃખરૂપ, માયા મૃગજળ વત્ છે,
સત્ ચિદ્ આનંદ રૂપ, એકજ સત્ છે. ૨
પ્રગટ પિંડમાં ધાર, અલખ અવિનાશ છે,
પિંડ બ્રહ્માંડની પાર, સ્વયં પ્રકાશ છે. ૩
રોમ રોમમાં રામ, હ્રદયમાં રમી રહ્યો,
સ્વયંજ્યોતિ સુખધામ, બ્રહ્મ વિલસી રહ્યો. ૪
**મોહન** અલખ અરૂપ, અખંડ એ લક્ષ છે,
સ્વયં પ્રકાશ સ્વરૂપ, પ્રભુ પ્રત્યક્ષ છે. ૫

---

**પદ ૧૩૩ સત્સંગનો મહિમા** રાગઃ–હરિગીત છંદ

સત્સંગ જગમાં શ્રેષ્ટ છે, જેથી હ્રદય પલટાય છે,
પારસમણિના સ્પર્શથી, જેમ લોહ કંચન થાય છે. ૧
કામી કુતર્કી કુટિલજન, સત્સંગથી સુધરી જતા,
બની ભકત આ ભવસાગરે, સરળતાથી તરી જતા. ૨
પ્રલય પામે પાપ સઘળાં, સત્સંગના પ્રભાવથી,
જ્ઞાનમય દિવ્ય દ્રષ્ટિથી, પ્રભુ દેખશો શુભ સ્નેહથી. ૩
સત્ય ઇશ્વર ઓળખો, વ્યાપી રહ્યો સચરાચરે,
સચ્ચિદાનંદ પૂરણ બ્રહ્મ, સર્વનો સાક્ષી ખરે. ૪

**પદ ૧૩૪ સાલોકય મુક્તિ** (રાગઃ–હરિગીત છંદ)

સત્સંગના પ્રભાવથી, પ્રેમી હૃદય પલટાય છે,
સત્સંગના પ્રભાવથી, પ્રભુ પ્રગટ દેખાય છે,
સંત પુરૂષ અવતાર લે, ત્યાં જન્મ જેનો થાય છે,
**મોહન** ગુરૂગમ જ્ઞાનથી, સાલોકય મુકિત પમાય છે,

**પદ ૧૩૫ સામિપ્ય મુક્તિ** (રાગઃ–હરિગીત છંદ)

ગુરૂદેવના દર્શન થકી, પરિપુર્ણ આનંદ થાય છે,
ગુરૂદેવના દર્શન થકી, પરમ શાંતિ પમાય છે,
ગુરૂદેવના દર્શન થકી, દર્શન પ્રભુનાં થાય છે,
**મોહન** ગુરૂગમ જ્ઞાનથી, સામિપ્ય મુકિત પમાય છે,

**પદ ૧૩૬ સાયુજય મુકિત** (રાગઃ–હરિગીત છંદ)

પ્રભુમય જીવન બને, નિષ્કામ કર્મો થાય છે,
પ્રભુમય જીવન બને, ભકિત હૃદય ઉભરાય છે,
પ્રભુમય જીવન બને, જ્ઞાન અલૌકિક થાય છે,
**મોહન** ગુરૂગમ જ્ઞાનથી, સાયુજય મુકિત પમાય છે.

**પદ ૧૩૭ સારૂપ્ય મુકિત** (રાગઃ–હરિગીત છંદ)

અહોનિશ પ્રભુના ધ્યાનથી, દિવ્ય દ્રષ્ટિ પમાય છે,
અહોનિશ પ્રભુના ધ્યાનથી, જયોતિ સ્વરૂપ દેખાય છે,
અહોનિશ પ્રભુના ધ્યાનથી, પરમઆનંદ થાય છે,
**મોહન** સ્વયંપ્રકાશ મય, સારૂપ્ય મુકિત પમાય છે,

## પદ ૧૩૮ જીવન્મુક્ત

ध्यानमूलं गुरों मुर्ति पूजामूलं गुरोंपदं।
मंत्र मूलं गुरोंवाक्यं मोक्षमूलं गुरोंकृपा ॥

રાગ—હરિભજન થકી છોટા હોય તે સૌથી મ્હોટા થાય છે.

ગુરૂકૃપાથકી ગુરૂકૃપાથકી જીવન્મુક્તિ આ દેહમાંહી પમાય છે.
સત્સંગ થકી, સત્સંગ થકી, જીવ મટીને શિવરૂપ થઈ જાય છે—
સતગુરૂ સતલોક મહીં રહે છે, અમૃતની ધારા અખંડ વહે છે,
સાલોક્ય મુકિત તેને કહે છે,.........ગુરૂકૃપા થકી૦ ૧
સતગુરૂના સમિપમાં જઇએ, સત્સંગ કરી પાવન થઈએ,
સામિપ્ય મુકિત સ્હેજે લઇએ.........ગુરૂકૃપા થકી૦ ૨
સંતપુરૂષના શરણે રહીએ, ગુરૂગમ જ્ઞાન સ્વરૂપ લહીએ,
સાયુજ્ય મુકિત તેને કહીએ,.........ગુરૂકૃપા થકી૦ ૩
જે સત્ગુરૂ શરણે જાય છે, તે નર નારાયણ થાય છે,
સારૂપ્ય મુકિત પમાય છે,...........ગુરૂકૃપા થકી૦ ૪
સત્પુરૂષનો સત્સંગ કરીએ, ગુરૂદેવનું ધ્યાન સદા ધરીએ,
**રામ મોહન** ભવસાગર તરીએ.........ગુરૂકૃપા થકી૦ ૫

## પદ ૧૩૯ ગુરૂગોવિંદનું અભેદ સ્વરૂપ (રાગઃ—ઉપરનો)

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्यु त्थानम धर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

પ્રભુ દેહ ધર્યો, પ્રભુદેહ ધર્યો, મહિમા અપરંપાર પ્રગટ મલ્યા હરી
મનેમુકત કર્યો,મને મુકતકર્યો,આપ્યો તત્વવિચાર અનંત કૃપા કરી
ભકતોના માટે અવતાર ધર્યો, સત્ મોક્ષ માર્ગ પ્રકાશ કર્યો,
સ્વામિ અનંતનો ઉદ્ધાર કર્યો—પ્રભુ દેહ ધર્યો—૦ ૧

ધન્ય ધન્ય પ્રભુ નરદેહ ધરી, જીવન્મુકિત પ્રાપ્ત કરી,
ગુરૂ પુરણ બ્રહ્મ પ્રગટ હરી——પ્રભુ દેહ ધર્યો૦ ૨
ગુરૂ ગુણાતીત ગોવિંદજ છે, સત્ ચિદ્ આનંદરૂપજ છે,
સ્વયં પ્રકાશ સ્વરૂપજ છે—પ્રભુ દેહ ધર્યો—૦ ૩
પ્રભુ પ્રગટ ગુરૂની મુર્તિમાં, જોઈ લેજો ઉપનિષદ્ શ્રુતિમાં,
અંતર્યામિ છે અંતરમાં—પ્રભુ દેહ ધર્યો—૦ ૪
જીવન્મુકતની અકળકળા ન્યારી, વેદ નેતિ નેતિ કહે પોકારી,
**મોહન** ગુરૂ કૃપાની બલિહારી—પ્રભુ દેહ ધર્યો૦ ૫

## પદ ૧૪૦ દિવ્ય દ્રષ્ટિ (રાગ ઉપરનો)

**द्रष्टि ज्ञानमयी कृत्वा पश्येद् ब्रह्ममयं जगत्**

દિવ્ય દ્રષ્ટિ કરી, (૨) સ્વયંજ્યોતિ સ્વરૂપ આપ નિહારો.
નિત્ય ધ્યાન ધરી (૨) અખંડ, આનંદરૂપ અંતર અવધારો.
ઘટ ઘટમાં ચૈતન્ય દેવ વસે, અસ્તિ ભાતિ પ્રિય રૂપ દિસે,
વિશ્વંભર વ્યાપક વિશ્વ વિષે—દિવ્ય દ્રષ્ટિ કરી૦ ૧
પ્રભુ અખંડ એક અનામિ છે, જે સચરાચરનો સ્વામિ છે,
અંતરમાં અંતર્યામિ છે—દિવ્ય દ્રષ્ટિ કરી૦ ૨
પ્રભુ સચરાચરમાં વ્યાપક છે, પિંડ બ્રહ્માંડ પ્રકાશક છે,
અંતર આત્મ વિકાશક છે—દિવ્ય દ્રષ્ટિ કરી૦ ૩
ઘટઘટમાં સ્વયંપ્રકાશ છે, પ્રભુ અજર અમર અવિનાશ છે,
બ્રહ્માંડ બ્રહ્મનો વિલાસ છે—દિવ્ય દ્રષ્ટિ કરી૦ ૪
પ્રભુ સનાતન સર્વાધાર છે, નિત્ય મુકત નિરાકાર છે,
**મોહન** મહિમા અપરંપાર છે—દિવ્ય દ્રષ્ટિ કરી૦ ૫

## પદ ૧૪૧ સંત કૃપા (રાગ ઉપરનો)

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

સત્સંગ કરો, સત્સંગ કરો, સંતકૃપાથી સ્વયં જ્યોતિ દર્શાય છે,
પુરૂષાર્થ કરો, પુરૂષાર્થ કરો, પ્રભુ કૃપાથી પરમપદ પ્રાપ્તિ થાય છે,
**શ્રી રામચંદ્ર** પ્રભુ પ્રગટ થયા **વસિષ્ઠ** ગુરૂના શરણે ગયા,
ગુરૂ કૃપાથી **પુરણ બ્રહ્મ** થયા—સત્સંગ કરો૦ ૧
નારદને વ્યાસ મળ્યા જ્યારે, સંશયથી રહિત થયા ત્યારે,
સત્ ગુરૂ માહેમા અપરંપારે—સત્સંગ કરો૦ ૨
**રાય જનક** ગુરૂજીના શરણે ગયા, શ્રી સદ્‌ગુરૂ દેવે કરી દયા,
આ દેહ છતાં **વિદેહી** થયા—સત્સંગ કરો૦ ૩
શુકદેવે સત્ય ઉપદેશ દીધો, શુદ્ધચિત્ત કરી પરીક્ષિતે લીધો
ફક્ત સાત દિવસમાં મુકત કીધો—સત્સંગ કરો. ૪
શુકદેવ હતા બાલ બ્રહ્મચારી. ગુરૂ જનક વિદેહી સંસારી
**મોહન** ગુરૂ કૃપાની બલિહારી—સત્સંગ કરો૦ ૫

## પદ ૧૪૨ સંત પુરૂષનાં લક્ષણ

રાગ–ઓધવજી સંદેશો: કહેજો શ્યામને,

સંત પુરૂષનાં લક્ષણ કહું છું સાંભળો,
શાન્તિદાતા સદ્‌ગુણના ભંડાર જો.
અખંડ વૃતિ આત્મ સ્વરૂપના ધ્યાનમાં,
નિશદિન કરતા આત્મ તત્વ વિચારજો—સંત૦ ૧

યમ નિયમનું પાલન કરતા પ્રિતથી
સિદ્ધ કર્યું છે જેણે સિદ્ધાસન જો,
શ્વાસો શ્વાસે સોહમ મંત્ર સાધીને,
પુર્ણ પ્રેમથી કરતા પ્રાણાયામ જો–સંત૦ ૨

અહોનિશ અંતર્મુખ વૃત્તિ રાખતા,
પ્રભુ પરાયણ રહેવું પ્રત્યાહારજો
ધ્યાન ધારણા સહજ સમાધિ સાધતા,
ચિત્ત વૃત્તિ છે અખંડ બ્રહ્માકાર જો–સંત૦ ૩

તત્વજ્ઞાનમય દિવ્ય દ્રષ્ટિ જેની સદા,
જેના હૃદયમાં પ્રગટ પ્રભુનું નૂર જો,
નિર્મલ નયને સૌને હરિ રૂપ નિરખતા,
વિશ્વ સકળમાં બ્રહ્મ દિસે ભરપુર જો–સંત૦ ૪

દયા સાગર દિલ હરિઆપ સમાન છે.
શત્રુ મિત્ર પ્રત્યે રાખે સમભાવ જો,
પ્રાણી માત્રમાં સ્વયં પ્રકાશ ભગવાન છે,
પ્રભુમય જીવનનો દિવ્ય પ્રભાવ જો–સંત૦ ૫

મહા પુરૂષને દેખી મન પ્રસન્ન રહે,
પ્રેમ ભકિતથી પ્રગટ મળે ભગવાન જો,
અમૃતની ધારા અહોનિશ જ્યાં વહે,
જ્ઞાનામૃતનું કરતા નિશદિન પાન જો–સંત૦ ૬

અંતર્યામિ અજર અમર અવિનાશ છે,
ગુરૂ કૃપાથી પ્રગટ જ્ઞાન વિજ્ઞાન જો,

સત્ય સનાતન, કેવળ સ્વયં પ્રકાશ છે.
સ્વયં જ્યોતિનું રહે નિરંતર ધ્યાન જો-સંત૦ ૭
**વિશ્વમોહન** વ્યાપક સઘળા વિશ્વમાં
સ્વયંપ્રકાશ સ્વરૂપ સચ્ચિદાનંદ જો,
જળ કમળ વત્ **તત્વદર્શી** રહે જગતમાં,
ગુરૂ કૃપાથી પામ્યો પરમાનંદ જો,-સંત૦ ૮



**પદ ૧૪૩ સપ્ત ભુમિકા** (રાગ ઉપરનો)
ગુણવંતા જ્ઞાનીનાં લક્ષણ સાંભળો,
જેના હૃદયમાં પ્રગટ પ્રભુ સાક્ષાત જો.
વિવેક વૈરાગ ષટ્ સંપત્તિ સાધીને,
મોક્ષ મેળવવા કહી ભુમિકા સાત જો-ગુણવંતા૦ ૧

૧ શુભેચ્છા

બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય સદ્ગુરૂ શરણે રહી
જ્ઞાન અમૃતનું પાન કરે દિન રાત જો,
તિવ્ર ઇચ્છાથી સદ્ગુણ સેવન આદરી,
સાક્ષાત્કારની થાય શુભેછા દિવ્ય જો-ગુણવંતા૦ ૨

૨ સુવિચારણા

સદ્ગુરૂના મુખથી નિર્મળ વચનો સુણી,
મનન કરે જે પરમ તત્વ વિચાર જો,
સત્ સ્વરૂપનો આનંદ અંતર અનુભવે,
**ગુરૂ કૃપાથી પલમાં બેડો પાર** જો-ગુણવંતા૦ ૩

### ૩ તનુમાનસા

ચિત્તમાં ચૈતન્ય રૂપનું ચિંતન જે કરે,
નિદિધ્યાસમાં નિશદિન રહે ગુલતાન જો,
સ્વયં જયોતિનું ધ્યાન અહોનિજ જે ધરે,
**નિજાનંદમાં** લીન બની રહે શાંતજો-ગુણવંતા૦ ૪

### ૪ સત્વાપત્તિ

તત્વ **જ્ઞાનમય** **तत्वमसि** મહામંત્રનું,
મનન કરો તો થાશે **મનનો નાશ** જો,
તત્વ વિચારથી **વાસના ક્ષય** નક્કી થશે,
ગુરૂ વચનમાં રાખો દ્રઢ વિશ્વાસ જો-ગુણવંતા૦ ૫

### ૫ અસંગ શકિત

અસંગ આત્મા સંગ નહિ આ દેહનો,
નિજાનંદમય નિત્ય મુકત નિરાકાર જો.
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સ્વરૂપ રહે સદા,
સ્વયં જયોતિ સનાતન સર્વાધાર જો-ગુણવંતા૦ ૬

### ૬ પદાર્થાભાવિની

દિવ્ય દ્રષ્ટિથી દેખું છું આ વિશ્વને,
જયાં જોઉં ત્યાં સ્વયં જયોતિ દેખાય જો,
અસ્તિ ભાતિ પ્રિય રૂપ પરમાત્મા,
પ્રગટ પ્રભુનાં પલપલ દર્શન થાય જો-ગુણવંતા૦ ૭

### ૭ તુર્યગા

અખંડ બ્રહ્માકાર વૃત્તિ બની રહે,
તુર્યા સાક્ષી સ્વરૂપ સચ્ચિદાનંદ જો,

સ્વરૂપ નિષ્ઠા અખંડ એક અદ્વૈતમાં,
રામમોહન પામ્યો પરમાનંદ જો-ગુણવંતા૦ ૮



**પદ ૧૪૪ આત્મ સાક્ષાત્કાર** (રાગ ઉપરનો)

સ્વયં જ્યોતિ પ્રકાશ પ્રગટ પરમાત્મા,
ગુરૂ દેવ છો જ્ઞાનેશ્વર અવતાર જો,
તત્વદર્શી ગુરૂ જીવન્મુકત મહાત્મા,
સત્ ચિદ્ આનંદ ઘન છો સર્વાધારજો-સ્વયં૦ ૧

અમૃતમય ઉપદેશ પ્રભુ છે આપનો,
નથી અમારાં સુત વિત દારા દેહ જો,
હું ને મ્હારૂં મટી ગઈ મનની કલ્પના,
કીધો મુજને દેહ છતાં વિદેહ જો,-સ્વયં૦ ૨

દિવ્ય દ્રષ્ટિથી દેખું છું આ વિશ્વમાં
પ્રગટ પ્રભુનાં પલપલ દર્શન થાયજો,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સ્વરૂપને જાણતાં,
જ્યાં જોઉં ત્યાં સ્વયં જ્યોતિ દેખાય જો-સ્વયં૦ ૩

જાગૃતમાં હું પ્રકાશી રહ્યો આ વિશ્વને,
વળી કરૂં છું વિધવિધના વ્યવહાર જો,
સ્વપ્ન અવસ્થામાં સત્તર તત્વો વડે.
સુખ દુઃખનો હું સાક્ષી જાણનહાર જો-સ્વયં૦ ૪

ત્રીજી અવસ્થા જાણો સુષુપ્તિ જીવની,
જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેય તણો નહિ ભેદજો,

જાણુનહારો તુર્યાથી ન્યારો દિસે,
એક અખંડ અનાદિ અનંત અભેદ જો—સ્વયં૦ ૫

હું અસંગ છું સંગ નહિ આ દેહનો,
કેવળ શુદ્ધ ચૈતન્યમય સચ્ચિદાનંદ જો,
તુર્યાતીત અવસ્થા ઉન્મુની પામતાં
ગુરૂ કૃપાથી પામ્યો પરમ આનંદ જો—સ્વયં૦ ૬

સત્ સનાતન સ્વયં જ્યોતિ પ્રકાશ છે,
રવિ શશિ તારા તેજ તણો નહી પાર જો.
જ્યાં જોઉં ત્યાં અખંડ બ્રહ્મ વિલાસ છે,
પ્રભુ તમારો મહિમા અપરંપાર જો—સ્વયં૦ ૭

સત્ ચિદ્ આનંદ ઘન છે વ્યાપક સર્વમાં,
પરમ આનંદનું વહે નિરંતર પુરજો.
**રામ મોહન** રહે સંતના હૃદયમાં
**સ્વયંપ્રકાશ** સ્વરૂપ પ્રભુનું નૂર જો,—સ્વયં ૮



**પદ ૧૪૫ સ્વરૂપ લક્ષ** રાગ **રામકલી** તાલ દાદરા

હું અખંડ એક નિત્ય, ચિદ્ ઘન અવિનાશી,
કલ્પિત જડ સકળ દ્રશ્ય, જાળનો વિલાસી...ટેક૦

પુર્ણકામ છું સમાન, ધર્મ રૂપ ધ્યાતા,
વિવિધ જગત જાળનો, વિચારથી વિધાતા....હું૦ ૧

સકલ દ્રશ્ય અવધિએ, સદૈવ છે વિનાશી,
આદિ અંત મધ્યમાંહી, હું રહ્યો વિકાશી...હું૦ ૨

નિર્વિકાર નિરાકાર, છું સ્વયં પ્રકાશી,
વિશ્વમાં વસાવનાર, મુક્તિ પુરી કાશી...હું૦ ૩
બ્રહ્મા ભવ ઇન્દ્ર દેવ, કોઇ નથી ન્યારા,
લોક લોકપાલ સુક્ષ્મ, દ્રષ્ટિ વડે મ્હારા...હું૦ ૪
દેશ કાળ વસ્તુનો, ન ભેદ ભાવ મ્હારે,
જાગૃત કે સ્વપ્ન, યા સુષુપ્તિ હોય ક્યારે...હું૦ ૫
દ્વૈતભાવ ભ્રાંતિમાત્ર, છે વિવર્ત રૂપે,
શુદ્ધ બુદ્ધ મુક્ત સદા, નિશ્ચલ સ્વરૂપે...હું૦ ૬
ધ્યાન અને ધ્યેયથી, ધ્યાતા નહિ નોખો,
વાણી ચિત્તથી અતીત, હું ચતુર્થ ચોખ્ખો...હું૦ ૭
કેશવ હરિ રામ કૃષ્ણ, નામથી ગવાઉં
સ્થિર સદૈવ પરમધામ, થાઉં કે ન જાઉં...હું૦ ૮



**પદ ૧૪૬ વિશ્વરૂપ દર્શન રામકલી** તાલદાદરા

**વિશ્વ મોહન** દીઠા મેં વિશ્વનાથ જ્યાં જ્યાં,
વિશ્વનાથ જ્યાં જ્યાં મેં દ્રષ્ટિ કરી ત્યાં ત્યાં...વિશ્વ૦
વિવિધ રૂપ વ્હાલા, ગૌર પીત કાળા,
કઠિન મૃદુ શુષ્ક, ક્યાંહી ભીના હરિઆળા...વિશ્વ૦
ભૂપમાંહી ભાળ્યા, રાય રંકમાં નિહાળ્યા,
આ બાલ વૃદ્ધ સૌમાં, ન કોઇમાં મેં ટાળ્યા...વિશ્વ૦
આ વિશ્વ બધું મ્હારૂં, જો વિશ્વનાથ મ્હારા,
તો ભેદ કેમ ધારૂં હું, સારા કે નઠારા...વિશ્વ૦

જો વિશ્વનાથ જ્યાં ત્યાં, સારૂં ખોટું છે કયાં,
સ્વરૂપ એક વિલસ્યું જ્યાં, ભેદ રહ્યો ના ત્યાં...વિશ્વ૦

દિવ્ય દ્રષ્ટિ કરીએ, જ્યોતિનું ધ્યાન ધરીએ,
સર્વત્ર પ્રભુ નિરખી, મસ્ત બની ફરીએ...વિશ્વ૦

ન હાનિ વૃદ્ધિ જોતો, ન પામતો ન ખોતો,
ન શોક ભય ચિંતા, ક્લેશે કદી ન રોતો...વિશ્વ૦

સ્વયં પ્રકાશ રૂપે, એક હું સ્વરૂપે,
જીવ ભાવ મિથ્યા, હવે હુંમાં ન ખુંપે...વિશ્વ૦

વિશ્વનાથ કૃપાસિંધુ, ૐકાર લક્ષ બિંદુ
**મસ્ત રામ** ઝીલે જ્ઞાન સાર સિંધુ...વિશ્વ૦



## પદ ૧૪૭ શ્રી સદ્‌ગુરૂ દેવની સ્તુતિ રાગ ઠુમરી

(રાગ–સુંદિર શામળીઆ નામ જપીશ નિત્ય ત્હારૂં)

જ્ઞાની ગુરૂ મલીઆ, મન પ્રસન્ન થયું મ્હારૂં,
સંશય સૌ ટળીયા, ચરણ કમળ ચિત્ત ધારૂં–જ્ઞાની૦ ૧

મોક્ષમાર્ગ ગુરૂદેવ બતાવો, જ્ઞાન દિપક ઘટમાં પ્રગટાવો,
**તત્વમસિ**નું તત્વ જણાવો, અખંડ બ્રહ્મનો લક્ષ કરાવો,
ગુરૂ ગોવિંદ રૂપ ધારૂં......................જ્ઞાની૦ ૨

જ્ઞાન ધ્યાનને સિદ્ધ કરાવો, પ્રગટ પ્રભુ ગુરૂદેવ બતાવો,
અંતર આત્મ જયોતિ જગાવો, સ્વયં જ્યોતિ સ્વરૂપ દર્શાવો,
**મન મોહન** પર વારૂં......................જ્ઞાની૦ ૩

પદ ૧૪૮ ગુરૂ કૃપા રાગ—લાવણી

બ્રહ્મનિષ્ઠ ગુરૂ કૃપા પ્રસાદે, આત્મ સાક્ષાત્કાર થશે,
આત્મા પરમાત્મા પદ પામે, પરમાનંદની પ્રાપ્તિ થશે—૧

સાધન ચાર સિધ્ધ કરીને, શ્રવણુ મનન નિદિધ્યાસ કરો,
તત્વમસિ મહાવાકય વિચારી, સ્વયં જ્યોતિનું ધ્યાન ધરો—૨

પ્રગટ પ્રભુ શ્રી રામચંદ્રજી, વસિષ્ઠ ગુરૂના શરણે ગયા,
અખંડ બ્રહ્મનું ધ્યાન ધરીને, પુરણુ બ્રહ્મ સ્વરૂપ થયા—૩

શ્રી કૃષ્ણુ ને સુદામા એ, કાષ્ટનો ભારો શીર ધરી,
ગુરૂ દેવની સેવા કરીને, બ્રહ્મ વિદ્યાને પ્રાપ્ત કરી—૪

પારાશરના પુત્ર વ્યાસને, નારદજીએ ઉપદેશ દીધો,
અભેદ બ્રહ્મનો લક્ષ થવાથી, બ્રહ્મસૂત્રનો ગ્રંથ કીધો—૫

જીજ્ઞાસાથી જનક રાયને, સદ્‌ગુરૂ અષ્ટાવક્ર મળ્યા,
જળ કમળવત્ જગમાં રહીને, દેહ છતાં વિદેહી થયા—૬

ઋષિ પુત્ર શુકદેવ હતા તે, જનક રાયના શરણે ગયા,
આત્મ સાક્ષાત્કાર થવાથી, ક્ષણુમાં જીવન્મુક્ત થયા—૭

સાત દિવસ પરિક્ષિતે સુણી, કથા શુકદેવની પ્રેમ ધરી,
અજર અમર અભયપદ પામ્યો, જીવન્મુક્તિ પ્રાપ્ત કરી-૮

જ્ઞાનેશ્વરે ગુરૂ કૃપાથી, આત્મ સાક્ષાત્કાર કીધો
જ્ઞાનેશ્વરી ગીતામાંહી, અલૌકિક ઉપદેશ દીધો—૯

શ્વાસો શ્વાસે સ્મરણુ કરતાં, વૃત્તિ સ્વરૂપાકાર થશે,
રામમોહન કહે ગુરૂ કૃપાથી, જીવન્મુક્તિ પ્રાપ્ત થશે-૧૦



## પદ ૧૪૯ શ્રી હરિનામ સ્મરણ

હરદમ હરિ ૐ કહેવું, સંતો, હરદમ હરિ ૐ કહેવું,
સંસારનાં સુખ સૌ, માયા પ્રપંચ છે,
મૃગજળવત્ માની લેવું.—સંતો૦ ૧
સાચું પ્રભુનું શરણુ, જેથી મટે મરણુ,
સત્ સ્વરૂપ સમજી રહેવું.—સંતો૦ ૨
વિવેક વૈરાગ, ષટ સંપત્તિ મૂમૂક્ષુતા,
સાધન સિદ્ધ કરી દેવું.—સંતો૦ ૩
અવિચળ શ્રદ્ધા ધરી, મુખે જપો હરિહરિ,
પલપલ પ્રભુનું નામ લેવું.—સંતો૦ ૪
જપીએ અજપા જાપ, ત્રિવિધિના ટળે તાપ,
સદા સોહમની ધુનમાં રહેવું.—સંતો૦ ૫
ચિત્તવૃત્તિ સ્થિર કરી, અહોનિશ ધ્યાન ધરી,
નિજ સ્વરૂપ નિરખી લેવું.—સંતો૦ ૬
પ્રગટ પ્રભુ છે પાસ, સ્વયંજ્યોતિ પ્રકાશ,
કહે અનુભવી સંત એવું.—સંતો૦ ૭
મોહન સ્વયંપ્રકાશ, અજર અમર અવિનાશ,
અખંડ આનંદમાં રહેવું.—સંતો૦ ૮



## પદ ૧૫૦ સત્સંગનો મહિમા

એકડે એક સત્સંગનો રાખો ટેક.
સચ્ચિદાનંદ સનાતન સર્વાધાર છે. ટેક

બગડે બે, બોલો ગુરૂદેવની જે,—સચ્ચિદાનંદ૦ ૧
ત્રગડે ત્રણ, સાચું છે પ્રભુનું શરણ,—સચ્ચિદાનંદ૦ ૨
ચોગડે ચાર, સંત સમાગમ સાર,—સચ્ચિદાનંદ૦ ૩
પાંચડે પાંચ, ગુરૂગમથી શાસ્ત્રો વાંચ,—સચ્ચિદાનંદ૦ ૪
છગડે છો, સ્વયં જયોતિ રુપ જો—સચ્ચિદાનંદ૦ ૫
સાતડે સાત, ગુરૂ પુર્ણ બ્રહ્મ સાક્ષાત્,—સચ્ચિદાનંદ૦ ૬
આઠડે આઠ, કરવો ઉપનિષદ્નો પાઠ,—સચ્ચિદાનંદ૦ ૭
નવડે નો, ગુરૂ ગમથી જાણ્યું સૌ,—સચ્ચિદાનંદ૦ ૮
એકડે મીંડે દશ, **મનમોહન** પ્રભુ પ્રત્યક્ષ,—સચ્ચિદાનંદ૦ ૯



### પદ ૧૫૧. **ગુરૂ મહિમા** રાગ ઉપરનો.

ગુરૂગોવિંદ સમાન, ગુરૂકૃપાથી પામે જ્ઞાન,
વિશ્વમોહન વિશ્વંભર વિશ્વાધાર છે. ટેક.

ગુરૂ, માત, પિતા ને ભ્રાતા ગુરૂજીવન્મુકિતદાતા,—વિશ્વમોહન૦
ગુરૂ દેવાધિ દેવા, ગુરૂદેવની કરીએ સેવા,—વિશ્વમોહન૦
ગુરૂ આપે અલૌકિક જ્ઞાન, ગુરૂદેવ પ્રગટ ભગવાન,—વિશ્વમોહન૦
ગુરૂદેવનું ધરીએ ધ્યાન, ગુરૂ કલ્પવૃક્ષ વૈમાન,—વિશ્વમોહન૦
ગુરૂ ઘટઘટ અંતર્યામિ, ગુરૂ સચરાચરના સ્વામિ—વિશ્વમોહન૦
ગુરૂ ઇશ્વર અવતાર, ગુરૂ તનમન પ્રાણાધાર,—વિશ્વમોહન૦
ગુરૂગમ જ્ઞાન અપાર, ગુરૂ કૃપાથી બેડો પાર,—વિશ્વમોહન૦
ગુરૂ સત્ચિદ્ આનંદરૂપ, ગુરૂ પુરણ બ્રહ્મસ્વરૂપ,—વિશ્વમોહન૦
ગુરૂ **સ્વયંપ્રકાશ** સ્વરૂપ, ગુરૂ ગોવિંદ એકજ રૂપ—વિશ્વમોહન૦



## પદ ૧૫૨. ચેતવણી

પ્રભુને પ્રેમે ભજશે તે સ્હેજે ભવજળ તરશે
માટે ચેતો ! પ્રભુ ભજવામાં સાર છે.—ટેક૦

જે જે દિન જાશે, તે પાછા નવ દેખાશે.—માટે ચેતો૦
પુત્ર અને પરિવાર, આવે ન કામ લગાર—માટે ચેતો૦
સ્વારથનાં સૌ બેલી, અંતે મેલે છે ઠેલી—માટે ચેતો૦
મ્હારૂં મ્હારૂં કરતા, દીઠા વ્હાલા કંઇ મરતા—માટે ચેતો૦
ક્રોડાધિપતિ કહાવે, પણ સાથે પાઈના આવે—માટે ચેતો૦
અહીંનું અહીં સૌ રહેશે, એક લડા જાવું પડશે—માટે ચેતો૦
આવ્યા છો મુઠી વાળી, પણ જાશો મુઠી ઉઘાડી–માટે ચેતો૦
પાપ પુન્ય જે હાથે, કીધેલાં આવે સાથે--માટે ચેતો૦
શનુ કહે પોકારી, છે ગતિ કાળની ન્યારી—માટે ચેતો૦
આતમ તત્વ વિચાર, સનાતન સર્વાધાર—માટે ચેતો૦



**પદ ૧૫૩** રાગ.–મેં તો માળા મોહનની લીધી કર વિષે.

હું તો ઘેલો બન્યો છું, હરિના ગાનમાં (૨)
ભાન ભુલ્યો, ત્રીકમજીના તાનમાં, (૨)
તાનમાં, તાનમાં, તાનમાં રે,–હું તો ઘેલો બન્યો છું૦ ૧
જગની જંજાળ છોડી, સુરતા શ્રી હરિમાં જોડી (૨)
લગની લાગી છે સુંદરશ્યામમાં—
શ્યામમાં, શ્યામમાં, શ્યામમાં રે–હું તો ઘેલો બન્યો છું૦ ૨
તાલાવેલી લાગી તનમાં, મળવા મોહનને મનમાં (૨)

મુક્તિ મળશે પ્રભુ તારા નામમાં—
નામમાં નામમાં, નામમાં રે,–હું તો ઘેલો બન્યોછું૦ ૩
ખાવા પીવા ન ભાવે, નિંદ્રા ન મુજને આવે (૨)
તલ્લીન રહે **ત્રિભુવન** ત્હારા ધ્યાનમાં—
ધ્યાનમાં, ધ્યાનમાં, ધ્યાનમાં રે,–હું તો ઘેલો બન્યો છું૦ ૪



**પદ ૧૫૪.** (રાગ–મનમોહનની માળા)
(ત્હારો હંસલો નાનો ને દેવળ જુનું રે થયું.)

નહિ રે મુકું, હો રાણા, નહિ રે મુકુ.
**મન મોહન**ની માળા, હવે નહિ રે મુકું.––ટેક૦
સંસારની મિથ્યા વાતો, નથી રે સાંભળવી રાણા,
દુનિયાની માયા માંહી, નહીં રે ઝુકું–મન મોહનની૦ ૧
મેવા અને મિષ્ઠાન, મ્હારે નથી જમવા રાણા,
સંતોની પ્રસાદી ખાશું, લુખું કે સુકું—મન મોહનની૦ ૨
માગો તો માથું આપું, પ્રભુજીના માટે રાણા,
મ્હારી ભકિતની ભાવનાને, નહિ રે રોકૂં–મનમોહનની૦ ૩
મંદિર ને મહેલ તારા, મ્હારે ન જોઈએ રાણા,
જંગલની ઝુંપડીમાં રહી, પ્રભુને ભજુ–મનમોહનની૦ ૪
હરદમ તુંહી તુંહી, તાર લાગ્યો છે રાણા,
પ્રભુનું ભજન પલ, નહીં રે મુકું—મનમોહનની૦ ૫
**મીરાંબાઇ** કહે પ્રભુ, ગીરધરના ગુણ,
**મોહન મુર્તિ**નું ધ્યાન, નહીં રે ચુકું––મનમોહનની૦ ૬



## પદ ૧૫૫ સંતનું સન્માન.

ધન્ય ઘડી શુભ દિવસ આજનો, સંત પધાર્યા બારણે રે,
સંત પધાર્યા બારણે રે, મંગળ કરવા કારણે રે—ધન્ય૦૧
સંત રૂપે શ્રી પ્રભુ પધાર્યા, ઘર પાવન મુજ કીધું રે,
સંત તણા **મનમોહન** રૂપે, મન મ્હારૂં હરી લીધું રે-ધન્ય૦૨
ચરણ પખાળી ચરણામૃત લઈ, તનના તાપ શમાવું રે,
પાવન કર્તા સંત પ્રભુના, ચરણે શિષ નમાવું રે-ધન્ય૦૩
સર્વે તીર્થ સદ્‌ગુરૂ ચરણમાં, ગંગા યમુના કાશી રે,
ગુરૂ ચરણના સ્પર્શ વડે, ગયાં પાપ સૌ નાશી રે-ધન્ય૦૪
સંત કલ્પતરૂ શિતલછાયા, જે જન આશ્રય કરશે રે,
શાંતિદાતા સંત કૃપાંથી, સર્વે કાર્ય સુધરશે રે,-ધન્ય૦૫
સંત સમાગમ દુર્લભભાઇ, અહોભાગ્ય જે પામે રે,
સંતતણા વચનામૃતથી શાનુ,જન્મ મરણ દુઃખ વામેરે-ધન્ય૦૬

## પદ ૧૫૬ ગુરૂકૃપા.

(રાગ-પહેલે મંગળ ગાયોનાં દાન અપાય રે)
ગુરૂ કૃપાથી ટળે દેહ અભિમાન રે,
ગુરૂ કૃપાથી મળે જ્ઞાન વિજ્ઞાન રે૦ ૧
ગુરૂ કૃપાથી ભકિતનો ભેદ જણાય રે,
ગુરૂ કૃપાથી ધર્મનો મર્મ સમજાય રે૦ ૨
ગુરૂ કૃપાથી જ્ઞાન અલૌકિક થાય રે,
ગુરૂ કૃપાથી જન્મ મરણ ભય જાય રે૦ ૩

ગુરૂ કૃપાથી મળે સંત ભગવંત રે,
ગુરૂ કૃપાથી પામે સુખ અનંત રે૦ ૪

ગુરૂ કૃપાથી સ્વયંજ્યોતિ દરશાય રે,
ગુરૂ કૃપાથી પલપલ દર્શન થાય રે૦ ૫

ગુરૂ કૃપાથી જીવન્મુકિત પમાય રે,
**રામમોહન** જ્યોતિમાં જ્યોતિ સમાયરે૦ ૬



## પદ ૧૫૭ ગુરૂભક્તિ (રાગ ઉપરનો)

ગુરૂચરણમાં ગંગા યમુના કાશી રે,
ગુરૂજી મ્હારા અજર અમર અવિનાશી રે.--૧

ગુરૂજી મ્હારા સંતોના પરમ સ્નેહી રે,
ગુરૂજી મ્હારા દેહ છતાં વિદેહી રે,--૨.

ગુરૂજી મ્હારા ભકિત મુકિત દાતાર રે,
ગુરૂજી મ્હારા સાક્ષાત્ ઈશ્વર અવતાર રે--૩.

ગુરૂજી મ્હારા અમર લોકના વાસી રે,
ગુરૂજી મ્હારા સ્વયંજ્યોતિ પ્રકાશી રે—૪.

ગુરૂજી મ્હારા પુરણ બ્રહ્મ સ્વરૂપ રે,
ગુરૂજી મ્હારા સત્ ચિદ્ આનંદ રૂપ રે---૫.

**રામમોહન** સદ્ગુરૂના ગુણ ગાય રે,
ગુરૂ કૃપાથી આનંદ મંગળ થાય રે—૬.



## પ્રશ્ન

**પદ ૧૫૮.** રાગ માયામાં મનડું મોહ્યું રે પામર પ્રાણી.

સ્વામિ છો અંતર્યામિરે, સદ્‌ગુરૂ દેવા
છો પુરણ બ્રહ્મ નિષ્કામી રે સદ્‌ગુરૂ દેવા૦ ૧

ગુરૂજી ક્યાંથી, સોહં થયો, ઉત્પન્ન,
ક્યાંથી મન ને પવન રે, સદ્‌ગુરૂ દેવા૦ ૨

ગુરૂજી ક્યાંથી, પ્રગટ થયો આ જીવ,
ક્યાંથી પ્રગટ થયા શિવ રે, સદ્‌ગુરૂ દેવા૦ ૩

ગુરૂજી ક્યાંથી, ઉત્પન્ન થયો શબ્દ,
ક્યાંથી થયો અનહદરે, સદ્‌ગુરૂ દેવા૦ ૪

ગુરૂજી કહો, ક્યાંથી પ્રગટ થયો હંસ,
ક્યાં રહે છે, પરમ હંસરે, સદ્‌ગુરૂ દેવા૦ ૫



## પદ ૧૫૯. ઉત્તર રાગ ઉપરનો

સાંભળજો શ્રદ્ધા ધરીને રે, સત્સંગી હંસા,
એકાગ્ર ચિત્ત કરીને રે, સત્સંગી હંસા ૧

શ્વાસથી સોહં થયો, વાસનાથી મન,
વળી મનથી થયો પવન રે, સત્સંગી હંસા ૨

સર્વ વાસનાઓ, થઇ જીવમાંથી,
સૌ જીવ થયા શિવમાંથી રે, સત્સંગી હંસા ૩

પ્રગટ થયા શિવ, સોહં શબ્દમાંથી,
થયો શબ્દ અનહદમાંથી રે, સત્સંગી હંસા ૪

સતપુરૂષથી પ્રગટ થયો હંસ,
મોહન મુક્ત પરમહંસ રે, સત્સંગી હંસા ૫

## પદ ૧૬૦. પ્રશ્ન રાગ ઉપરનો

ગુરૂજી કૃપા કરીનેરે, ભેદ બતાવો,
પ્રગટ બતાવો હરીને રે, ત્રિતાપ સમાવો. ૧
ગુરૂજી મ્હારા, મનનું જીવન સમજાવો,
જીવન વાયુનું જણાવો રે, ભેદ બતાવો. ૨
ગુરૂજી મ્હારા, શબ્દનું જીવન જણાવો.
શિવનું જીવન સમજાવોરે ભેદ બતાવો. ૩
ગુરૂજી મ્હારા, શું છે જીવન અનહદનું,
જીવન શું નિરંજનનું રે, ભેદ બતાવો. ૪
ગુરૂજી મ્હારા, સ્વયં પ્રકાશ કોને કહે છે,
ધરી પ્રિત મુમુક્ષુ પૂછે રે, ભેદ બતાવો ૫

## પદ ૧૬૧. ઉત્તર રાગ ઉપરનો

શ્રવણ કરો ચિત્ત ધરીનેરે, ભેદ બતાવું,
જુઓ પ્રગટ ઘટમાં હરીનેરે, ત્રિતાપ શમાવું ૧
જીવન મનનું, વાસના દેહ જાણો,
વાયુનું પ્રાણ પિછાણો રે ભેદ બતાવું ૨
જીવન શબ્દનું અનહદ જાણો.
શિવનું અવ્યકત પ્રમાણો રે ભેદ બતાવું. ૩

જીવન અનહદનું નિરંજન જાણો,
શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ માનોરે, ભેદ બતાવું ૪
સત્ય સનાતન **સ્વયંપ્રકાશ,**
**મોહન અજર અમરઅવિનાશરે,** ભેદ બતાવું ૫



## પદ ૧૬૨. પ્રશ્ન

ગુરૂદેવ દયાનિધિ, દયા નજર કરો.
પ્રશ્ન પુછું કૃપાનિધિ, વિનંતિ ઉર ધરો–ગુરૂદેવ૦ ૧
મન કોણ ? પવન કોણ ? ક્યાં છે નિરંજન,
જીવ બ્રહ્મ કોણ ? તે કૃપા કરી કહો–ગુરૂદેવ૦ ૨
શબ્દ કોણ ? શુન્ય કોણ ? હંસ હશે કોણ !
શિવ કોણ ? સત્ય કોણ ? કૃપા કરી કહો–ગુરૂદેવ૦ ૩
ક્યાં રહે છે મન ? અને ક્યાં રહે પવન ?
જીવ બ્રહ્મ ક્યાં વસે ? કૃપા કરી કહો–ગુરૂદેવ૦ ૪
ક્યાં રહે છે શિવ ? નિરંજન રહે છે ક્યાં ?
**રામમોહન** કોણ ? એ કૃપા કરી કહો–ગુરૂદેવ૦ ૫



## પદ ૧૬૩ પ્રશ્નનો ઉત્તર

**રાગ–મહેતાજીરે મહીનું મુલ બતાવું ચાખ્યા પછી ભાવ જણાવું**



મુમુક્ષુરે હૃદય શુદ્ધ કરીને, જુઓ ઘટમાં પ્રગટ હરીને,
ભવાબ્ધિરે, જાશો સ્હેજે તરીને, શ્રવણ કરો ચિત્ત ધરીને,

**ચલતી**

વાસના સો મનની જાણોરે, શ્વાસાને પવન પ્રમાણોરે.
વ્યાપક બ્રહ્મ પિછાણોરે, પ્રભુ દેખોરે, દિવ્ય દ્રષ્ટિ કરીને,
જુઓ ઘટમાં પ્રગટ હરીને....................મુમુક્ષુરે—૧
શુભાશુભ કર્મ થકી બંધાય, જગમાં તે જીવ કહેવાય,
મુકત કર્મ થકી શિવસ્વરૂપ થાય, આત્મા તે હંસ ગણાય,

**ચલતી**

માયા શુન્ય નિરંજન મનરે, શબ્દ વાણી મન રંજનરે,
સદ્દગુરૂ દુઃખ ભંજનરે, સંતને સેવો, દ્રઢ શ્રદ્ધા ધરીને,
જુઓ ઘટમાં પ્રગટ હરીને....... .......... મુમુક્ષુરે—૨
નાભિમાંહી પવનનું છે સ્થાન, મનનો છે ત્યાંજ મુકામ,
જીવાત્માને બ્રહ્મસ્વરૂપ જાણ, પરબ્રહ્મનું પરમ ધામ,

**ચલતી**

ભાલ મધ્યે શિવ બિરાજેરે, શબ્દ અનહદ માંહીં ગાજેરે,
હંસ અવિનાશીમાં સમાશે રે, તત્વ જાણો, દ્રઢ નિશ્ચય કરીને,
જુઓ ઘટમાં પ્રગટ હરીને....................મુમુક્ષુરે—૩
નિત્ય મુકત નિરંજન જાણ, સ્વયં જયોતિ રૂપ પિછાન,
પુર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદ માન. પ્રભુ ભકત વત્સલ ભગવાન,

**ચલતી**

મોહન અખંડ બ્રહ્મ વિલાસરે, રોમ રોમ પ્રભુનો વાસરે,
જ્યાં જોઉં ત્યાં સ્વયં પ્રકાશરે,અહોનિશ પ્રભુનું ધ્યાન ધરીને,
જુઓ ઘટમાં પ્રગટ હરીને....................મુમુક્ષુરે—૪

## પદ ૧૬૪ પ્રશ્ન

( રાગ–કાયા જીવને કહે છે રે સુણો મ્હારા પ્રાણપતિ )

દયા સાગર ગુરૂજીરે, દાસપર દયા કરો,
સેવકની આ અરજીરે, કૃપા કરી ઉર ધરો.....૧
હૃદય જ્યારે નહોતુંરે, હશે મન કયાં ત્યારે,
કયાં હતો વળી વાયુરે, નાભિ ન હતી જ્યારે....૨
કંઠ કાયા ન હોતી રે; જીવ કયા રૂપે હતો,
નાદ જ્યારે નહોતોરે, શબ્દ કયાં સમાયો હતો....૩
જ્યારે ભાલ હતું નહીરે, ત્યારે શિવ કયાં રહેતા,
અવ્યકત હતો નહિરે, અવિનાશી કયાં વસતા....૪
**મન મોહન** સ્વામિરે, શંશય સૌ હરશો,
પ્રભુ અંતર્યામિરે, અરજી ઉર ધરશો....૫



## પદ ૧૬૫ ઉત્તર (રાગ ઉપરનો)

સુણો સંત શાણારે, સમજાવું સિદ્ધાંત કરી,
પ્રશ્નનો ઉત્તર આપુંરે, પ્રગટ જુઓ ઘટમાં હરી....૧
મન હતું સુક્ષ્મ દેહમાંરે, હૃદય ન હતું જ્યારે,
વાયુમાં પ્રાણ વસતોરે, નાભિ ન હતી ત્યારે....૨
કંઠ કાયા ન હતી રે, જીવ શિવ રૂપ હતો,
અનહદ નાદ નહોતોરે, શબ્દ શુન્યમાંહી હતો....૩
ભ્રકુટી ભાલ નહોતાં રે, શિવ અવ્યકત હતા,
અવ્યકતના પહેલાંરે, અવિનાશી આપ હતા....૪

સદ્‌ગુરૂની કૃપાથીરે, સ્વયં જ્યોતિ પ્રકાશી,
**મોહન** મુકતનો આત્મારે, અજર અમર અવિનાશી....૫



### પદ ૧૬૬ પ્રશ્ન (રાગ ઉપરનો)

અનુભવી આવોરે, અંતરમાં ઉમંગ ધરી,
કૃપા કરી બતાવો રે, કયાં છે પ્રગટ હરી...૧
મોહ નહિ કોનેરે ? મહા જ્વર તે શું છે ?
ભય નહિ કોનેરે ? કયી શ્રેષ્ઠ વિદ્યા છે ?...૨
કરવી કોની ભક્તિ રે ? શ્રેષ્ટ જીવન શું છે ?
કહો મુકિતની યુકિત રે ? અજર અમર શું છે ?...૩
પરમ લાભ શું છે રે ? અખંડ કયું દર્શન છે ?
જીતવાનું શું જગમાં રે ? સદા કોણ પ્રસન્ન છે ?...૪
દયા સાગર કોણ છે રે, કહો સંતો કૃપા કરી,
**મોહનની** વિનંતિ રે, સાંભળજો સ્નેહ ધરી....૫



### પદ ૧૬૭. ઉત્તર (રાગ ઉપરનો.)

અખંડ ધ્યાન ધરશો રે, વૃત્તિને સ્થિર કરી,
પ્રગટ પ્રભુ દરશે રે, સ્વયંજ્યોતિ રૂપ હરી....૧
મોહ નહિ મુકતને રે, મહાજ્વર ચિંતા છે.
ભય નહિ ભક્તને રે, શ્રેષ્ઠ બ્રહ્મ વિદ્યા છે....૨
કરવી પ્રભુ ભકિત રે, પ્રભુમય જીવન છે,
તત્વજ્ઞાનથી મુકિત રે, અજર અમર ચૈતન છે...૩

પરમ લાભ સત્સંગ રે, અખંડ પ્રભુ દર્શન છે,
મન જીતવાનું જગમાં રે, સંતોનું મન પ્રસન્ન છે...૪
સતગુરૂની કૃપાથી રે, જીવન્મુકિત પ્રાપ્ત કરી,
**મોહન સ્વયંજ્યોતિ રે,** જ્યોતિમાંજ્યોતિ મળી....૫



**પદ ૧૯૮. આત્મ અનુભવ** (રાગ ઉપરનો)

**મનમોહન** મળીઆરે, મુજપર મહેર કરી,
પ્રભુ દર્શન દીધા રે, સ્વયંજ્યોતિ રૂપ ધરી...૧
જાગી ઝળહળ જ્યોતિ રે, પ્રગટ દેખ્યા પિંડ મહીં,
અખંડ અભેદમાં રે, હું તું નો ભેદ નહીં,...૨
હદમાં આ પિંડ છે રે, બેહદ બ્રહ્માંડ મહીં,
અનહદમાં આત્મારે, સાક્ષી સ્વરૂપ તુંહી...૩
જોયું પિંડ બ્રહ્માંડમાં રે, અખંડ એક રૂપ હરી,
એવો અનુભવ થાતાં રે, જ્યોતિમાં જ્યોતિ મળી...૪
**વાણી છે હદમાં રે, લક્ષ છે અનહદમાં,**
**સાક્ષી શુધ્ધ ચૈતન્ય રે, મોહન મહાપદમાં....૫**



**પદ ૧૯૯.** રાગ બનઝારા.

સત્સંગ સદા સુખકારી, ગુરૂરાજ પરમ ઉપકારી,
સહજાત્મ સ્વરૂપ સ્વભાવે, શુદ્ધ ચૈતન્ય રૂપ બનાવે રે,
પ્રભુ અકળ કળા છે તમારી, ગુરૂરાજ પરમ ઉપકારી ૧.
સમ્યક દર્શન જ્ઞાન ચારિત્ર, રત્ન ત્રય છે પરમપવિત્ર રે,
એજ મોક્ષ માર્ગની બારી, ગુરૂરાજ પરમ ઉપકારી. ૨.

જે સદ્ગુરૂ શરણે જાવે, તે મન વાંચ્છિત ફલ પાવે રે,
પામે પરમપદ સુખકારી, ગુરૂરાજ પરમ ઉપકારી. ૩.
પારસને લોહ લગાવે, તો કંચનરૂપ હો જાવે રે,
એવી અદ્ભુત શકિત તમારી, ગુરૂરાજ પરમ ઉપકારી. ૪.
જે જન ગુરૂ મહિમા ગાવે, તે અજર અમર પદ પાવે રે,
**મોહન ગુરૂકૃપાની બલિહારી,** ગુરૂરાજ પરમ ઉપકારી ૫



### પદ ૧૭૦ રાગ ઠુમરી

ધન્ય ધન્ય સદ્ગુરૂજીને ધન્ય છે રે,
જેને સરવે સમાન નહીં અન્ય છે રે.–ધન્ય૦ ૧
દુઃખથી ડરે નહી, સુખમાં ફુલે નહી,
સમદ્રષ્ટિ સંતોષ સુખ જન્ય છે રે–ધન્ય૦ ૨
મેરૂ ચળે કદાપિ, ચિત્ત ચળે નહીં,
પ્રભુ ભકિતમાં ભાવ અનન્ય છે રે.–ધન્ય૦ ૩
**મોહન** સદ્ગુરૂ દેવ કૃપાથી,
પરમાનંદનો પર જન્ય છે રે–ધન્ય૦ ૪



### પદ ૧૭૧ મનમોહન

( રાગ–સખી સ્વપ્ન મહીં મનમોહન )

જય મંગલ કારી મનમોહન, જય આનંદકારી મનમોહન,
જય કુંજબિહારી મનમોહન, જય વિશ્વવિહારી મનમોહન. ૧
જય વિશ્વંભર મનમોહન, જય વિશ્વેશ્વર મન મોહન,

જય સિદ્ધેશ્વર મનમોહન, જય સર્વેશ્વર મન મોહન. ૨
જય અખિલેશ્વર મનમોહન, જય અચલેશ્વર મન મોહન,
જય પૂર્ણેશ્વર મનમોહન, જય પરમેશ્વર મનમોહન. ૩
જય સુરેશ્વર મન મોહન, જય ઈન્દ્રેશ્વર મન મોહન,
જય જ્ઞાનેશ્વર મન મોહન, જય ધ્યાનેશ્વર મન મોહન. ૪
જય રાજેશ્વર મન મોહન, જય રામેશ્વર મન મોહન.
**જય અંતર્યામિ મનમોહન, સચરાચર સ્વામિ મનમોહન.**



પદ ૧૭૨. (રાગ પ્રભો અંતર્યામી જીવન જીવના દિન શરણા.)

અહા ! બેઠો હું તો, નિજપદ મહીં શાન્ત બનીને,
નહિ જાગૃત સ્વપ્ન, નહીંજ વળી મ્હારે શયન છે,
નથી જાતો ક્યાંહી, સ્થિર અડગ ને એક સરખો,
રહ્યો રાચી નિત્યે, અવિચળ પદે, સર્વ ભરતો. ૧
ક્રિયા છે મ્હારે ના, નહીજ કર્તા કારણ નહી,
ત્રિપુટીના ત્રાસો, મુજમહીં અહા હોયજ નહીં,
વિકાસુ વિલાસુ, વિરમું રમું કે, જન્મ લઉં ના,
છતાં એવા ભાસો, જગતમહીં, દેખાય બહુધા. ૨.
મ્હને મારી યાદી, નહીજ જન બીજો દઈ શકે,
ખરી મ્હારી સ્થિતિ, અવર જન ક્યાંથી કળી શકે,
અહા ! પ્યારૂં મ્હારૂં, પરમપદ કો ના લહી શકે,
મને જાણે તેઓ, કદીય નહી જુદા રહી શકે. ૩.
હું ના બીજો થાઉં, અતિશે કલ્પો આ વહી જતાં,
અશાંતિ શાંતિના, સંકલ્પ વિકલ્પો શમી જતાં,

રહ્યું ખાલી ના ના, મુજ વિણુ અણુ એક પણુ હા,
રહ્યો એવો હું તો, મુજ મહીં વિકારો નહિ થતા. ૪.
હું સત્-સ્વરૂપ નિત્ય, નહિ અસત્ કયારેય બનતો,
હું ચિદ્-ચિત્ વિલાસી, નિજ પદ મહીં નિત્ય વસતો,
હું આનંદનો સાગર, પરિપૂર્ણ આનંદ રૂપ છું,
બધી લીલા મ્હારી, પણ અલગ તેથી અરૂપ છું. ૫.

શાસ મણિશંકર

**પદ ૧૭૩** (રાગ પુનમચાંદની ખીલી પુરી અહીં રે)

જીવન્મુકિત દાતા, ગુરૂ દેવાધિ દેવ છે રે,
સેવે શુક સનકાદિક, રામ કૃષ્ણ અવતાર,
અવિચળ શ્રદ્ધા રાખી, સેવો સદ્ગુરૂ દેવને રે. ટેક

સાખી

વસિષ્ઠ વાલ્મિક વ્યાસ ને, સનકાદિક સૌ દેવ,
ઋષિ મુનિ ગુરૂ દેવની, કરે નિરંતર સેવ,
શ્રી કૃષ્ણ સુદામા, ગયા સદ્ગુરૂના શરણમાં રે,
કરીએ ગુરૂ ચરણમાં, વંદન વારંવાર....અવિચળ૦ ૧

સાખી

શ્રી રામચંદ્ર અવતાર પણ, કીધા ગુરૂ વસિષ્ઠ,
વાંચો યોગ વાશિષ્ઠમાં, સૌના સદ્ગુરૂ ઇષ્ટ,
પરમ શાંન્તિ પામ્યા, સદ્ગુરૂના ઉપદેશથી રે,
ગુરૂગમ જ્ઞાન જગતમાં, પરમતત્વ એકસાર....અવિચળ૦ ૨

સાખી

ધ્રુવ પ્રહ્લાદ મયુર ધ્વજ, રાજા જનક વિદેહ,
પામ્યા જીવન્મુકિત પદ, એમાં નહિ સંદેહ,

જનક વિદેહી થયા, ગુરૂના કૃપા પ્રસાદથી રે,
હરિ ગુરૂ સંત કૃપાથી, ઉતરીએ ભવપાર...અવિચળ૦ ૩

સાખી

શુકદેવ ગયા ગુરૂ ચરણુમાં, જનક વિદેહી પાસ,
કૃપા થઇ ગુરૂદેવની, પામ્યા પદ અવિનાશ,
પરિક્ષિત મુકિત પામ્યો, શુક દેવના ઉપદેશર્થી રે,
ગુરૂની કૃપા થકી, થયો અનંતનો ઉદ્ધાર...અવિચળ૦ ૪

સાખી

ગુરૂના કૃપા પ્રસાદથી, તરી ગયા સંત અનેક,
આદિ અંતને મધ્યમાં, ગુરૂ ગોવિંદ છે એક,
ગુરૂ કૃપા દ્રષ્ટિથી, પરમ શાંન્તિ પમાય છે રે,
**મોહન** ગુરૂ કૃપાનો, મહિમા અપરંપાર...અવિચળ૦ ૫



**રાસ**

**પદ ૧૭૪.** (રાગ–પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે.)
સદ્‌ગુરૂ શાંન્તિ દાતા, ભકતવત્સલ ભગવાન છે રે,
સેવે સુર ઈન્દ્રાદિક, ઋષિ મુનિ ધરે ધ્યાન,
શ્રદ્ધા રાખી કરજો, સેવા હરિ ગુરૂ સંતની રે. ટેક૦

સાખી

ગુરૂ ગમથી જપ તપ કરો, ગુરૂ ગમથી ધરો ધ્યાન,
સ્વયં પ્રકાશ સ્વરૂપ છે, સંત પ્રગટ ભગવાન.
કરોડો યત્ન કરો પણુ, ગુરૂ વિણુ જ્ઞાન થશે નહિ રે,
ગુરૂની કૃપા દ્રષ્ટિથી, પ્રગટ જ્ઞાન વિજ્ઞાન—શ્રદ્ધા૦ ૧

સાખી

સદ્ગુરૂ દેવ દયાનિધિ, કેવલ કૃપાનિધાન,
ગુરૂ પિલાવે પ્રેમથી, જ્ઞાનામૃત રસપાન,
જીવન્મુકિત મળશે, સદ્ગુરૂના ઉપદેશથી રે,
ગુરૂ ગોવિંદ એકજ બ્રહ્મ રૂપ ભગવાન—શ્રદ્ધા૦ ૨

સાખી

ચિંતામણીની પ્રાપ્તિથી, મનવાંચ્છિત ફલ હોય,
સંત પ્રગટ ભગવંત છે, જાણે વિરલા કોય,
સંત સુદામા ગયા, શ્રીકૃષ્ણના દરબારમાં રે,
કીધું કૃષ્ણ પ્રભુએ, સુદામાનું સન્માન—શ્રદ્ધા૦ ૩

સાખી

ધ્યાન ગુરૂની મુર્તિનું, ગુરૂચરણની સેવ,
મહા મંત્ર ગુરૂ વાકય છે, મુકત કરે ગુરૂદેવ,
અહોનિશ ચિત્તવૃતિને, ગુરૂચરણમાં રાખવી રે,
સદ્ગુરૂ દયા કરીને, દીએ અભય પદ દાન—શ્રદ્ધા૦ ૪

સાખી

સદ્ગરૂ દેવ દયા કરી, પાય સુધારસ પાન,
અમૃતમય ઉપદેશ દે, આપે અલૌકિક જ્ઞાન,
સદ્ગુરૂ શાંન્તિદાતા, તરણ તારણહાર છે રે,
**મોહન** ગુરૂ મુર્તિનું ધરે નિરંતર ધ્યાન—શ્રદ્ધા૦ ૫

**રાસ**

**પદ ૧૭૫** (રાગ પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે)

સત્ ચિદ્ આનંદ રૂપ, દયાસાગર ગુરૂ દેવ છે રે,

સદ્દગુરૂ   પૂરણબ્રહ્મરૂપ ગુરૂ, ઈશ્વર અવતાર,
ધરીએ ધ્યાન અહોનિશ, પ્રગટ પ્રભુ ગુરૂ દેવનું રે-ટેક૦

સાખી

ज्ञान मुर्ति गुरुदेव है, भक्त वत्सल भगवान,
गुरु देवनका देव है, गुरु कृष्ण और राम,
ગુરૂજી ઘટ ઘટ વ્યાપક, સ્થાવર જંગમ દેહમાંરે.
કહ્યો છે ગુરૂ ગીતામાં, મહિમા અપરંપાર-ધરીએ૦ ૧

સાખી

गुरु ब्रह्मा गुरु विष्णु, गुरु देव महेश्वरं,
गुरु साक्षात् परम ब्रह्म, तस्मै श्री गुरुवे नमः
ગુરૂજી બ્રહ્મા રૂપે, સકલ સૃષ્ટિ પ્રગટ કરી રે,
ગુરૂજી વિષ્ણુ રૂપે, વિશ્વંભર વિશ્વાધાર-ધરીએ૦ ૨

સાખી

अखंड मंडलाकारं, व्याप्त येन चराचरम्,
तत्पदं दर्शीतं येन, तस्मै श्री गुरुवे नमः
ગુરૂજી અખિલ વિશ્વને, આનંદ મંગળ આપતારે,
સત્ ચિદ્ આનંદઘન, સનાતન સર્વાધાર-ધરીએ૦ ૩

સાખી

ध्यान मुलं गुरु मुर्ति, पुजा मुलं गुरुपदं,
मंत्र मुलं गुरु वाक्यं, मोक्ष मुलं गुरु कृपा.
સદ્ગુરૂ સ્વયં જ્યોતિરૂપ, શુદ્ધ બુધ્ધને મુકત છે રે,
ગુરૂ ગમ જ્ઞાન થવાથી, સ્વરૂપ સાક્ષાત્કાર-ધરીએ૦ ૪

સાખી

**चैतन्यं शाश्वतं शान्तं; व्योमातात निरंजनं,**
**बिन्दु नाद कलातीतं, तस्मै श्री गुरुवे नमः**

સદ્‌ગુરૂ શરણુ જવાથી, પરમ આનંદ થાય છે રે,
**મોહન** ગુરૂ કૃપાથી, પલમાં બેડોપાર–ધરીએ૦ ૫

---

### પદ ૧૭૬. રાગ ઘોળ.

### બ્રહ્મનિષ્ટ સંત રામમોહન તત્વદર્શીનું ચરિત્ર.

સ્વયં જયોતિ પ્રકાશ, સદ્‌ગુરૂ સ્વામિ રે,
પ્રભુ પુરો અમારી આશ, અંતર્યામિ રે૦ ૧
શ્રી મુલચંદ્ર ભાઈના ઘેર, અવતાર લીધો રે,
ગુણવંતો ગુર્જરદેશ, પવિત્ર કીધો રે૦ ૨
સવંત ઓગણીસેં એકાવન, માગશર માસરે,
મોક્ષદાયી એકાદશી દિન, પુરી પ્રભુ આશરે૦ ૩
પ્રગટ થયા પુરૂષોતમ, પુષ્પોથી વધાવ્યારે,
**જય સચ્ચિદાનંદ** ઘન, **મોહન** મન ભાવ્યા રે૦ ૪
આનંદ મંગળ ગાય, શોભા સારીરે,
દોડી દર્શન, કરવા જાય, નર ને નારીરે૦ ૫
પ્રભાતે ઉઠી યોગીજન, પ્રાણાયામ કરતારે,
બ્રહ્મ મુહુર્તમાં ભકતજન, હરિનું ધ્યાન ધરતા રે૦ ૬
બ્રહ્મા વિષ્ણુ મહેશ, સુર્ય ને શકિત રે,
રિદ્ધિ સિદ્ધિ ને ગણેશ, કરે પ્રભુ ભકિત રે૦ ૭
ધર્યું **મોહન** મનોહરરૂપ અલખ અનામિ રે,

જય સ્વયં પ્રકાશ સ્વરૂપ, સદ્‌ગુરૂ સ્વામિ રે૦ ૮
પાંચ વરસની વયમાંહી, આબુની યાત્રા કરતાં રે,
થયું પુર્વ જન્મનું જ્ઞાન, પ્રભુનું ધ્યાન ધરતાંરે. ૯
કીધો પિતાજીએ સ્વર્ગવાસ, વૈરાગ ધરી મનમાંરે,
પ્રભુ દર્શનની અભિલાષ, ગયા હતા વનમાંરે૦ ૧૦
આઠ વરસની વય થઈ જ્યારે, કથા સુણી ધ્રુવનીરે,
ધ્યાનાવસ્થામાં દીઠી ત્યારે, મુર્તિ શ્રી રામનીરે૦ ૧૧
આબુરાજની યાત્રામાંહીં, ઉપવાસ પંદર કીધા રે,
ધરી યોગીનું અદ્‌ભૂત રૂપ, દર્શન પ્રભુ દીધા રે૦ ૧૨
ઓગણીસેં એકાશીની સાલ, કઠીન તપ કીધું રે,
બોરીવલ્લી પાંડવ ગુફામાંહી, કેવળ જળ પીધુંરે૦ ૧૩
તુલશી તલાવે ધરતા ધ્યાન, સિંહ આવ્યો જ્યારેરે
ભકત વત્સલ ભગવાન, રક્ષા કરી ત્યારે રે૦ ૧૪
રહી કાલોની ગુફામાંહી, તપશ્ચર્યા કરતા રે,
વાઘ વરૂનો ડર નાહીં, નિર્ભય થઇ ફરતારે૦ ૧૫
રોમ રોમમાં **રામ મોહન**, અલખ લેહ લાગીરે,
સચ્ચિદાનંદ રૂપ સોહમ, સ્વયંજ્યોતિ જાગીરે૦ ૧૬
ભાલ મહીં બ્રહ્મતેજ, દિસે અતિ સુંદરરે,
રહે સહજ સમાધિમાંહી, સાક્ષાત શ્રી શંકરરે૦ ૧૭
ધ્યાન ધરતાં કેદારમાંહી, થયા પ્રભુ પ્રસન્નરે,
દયાકરી દેવાધિ દેવ, પ્રગટ દીધાં દર્શન રે૦ ૧૮
અહોનિશ અંતરમાંહી, ધ્યાન તમારૂંરે,
ઝળહળ જ્યોતિ સ્વરૂપ, નિત્ય નિહાળું રે૦ ૧૯

કરો કૃપાદૃષ્ટિ ગુરૂ રાજ, પરમ કૃપાલુરે,
હેજો પ્રગટ દર્શન આજ, દેવ દયાલુરે૦ ૨૦
નથી વિરહ ખમાતો નાથ, અધિક શું કહીએ રે.
ભેટે ભક્ત વત્સલ ભગવાન, આનંદમાં રહીએ રે.૦ ૨૧
રહો હૃદય કમળની માંય, અરજી એ મ્હારી રે,
પ્રભુ ઘટ ઘટ માંહી દેખાય, **જ્યોતિ** તમારી રે૦ ૨૨
ઇંદ્રાયણી નદીના કિનારે, ચરણુ તુકારામનાંરે,
ત્યાં ગુપ્ત ગુફા હતી એક, બેઠા હતા ધ્યાનમાંરે૦ ૨૩
પુના ફરગ્યુસન કોલેજ પાસે, મહાદેવનું મંદિર રે.
તપ કરતા **રામમોહન**, ઉપવાસ કીધા પંદર રે૦ ૨૪
સાંગલી પાસે સમડોલી, ગામ મુનીનો અવાસરે,
**શાંત સાગર** મુનીની પાસ, રહયા એક માસરે૦ ૨૫
મળ્યા **કેશર વિજય** મહારાજ, સમાગમ કીધોરે,
દર્શન દીધાં રત્નત્રય રાજ, અમૃત રસ પીધો રે૦ ૨૬
**બુદ્ધિ સાગર** મહારાજ, વરસોડે હતા જયારેરે,
શૃંગી રૂષીના આશ્રયમાંય, ધર્યું ધ્યાન ત્યારે૦ ૨૭
ઇડર આબુ સિદ્ધ ગિરીરાજ, ગીરનારમાં રહીનેરે
**રામમોહન** ધરતા ધ્યાન. ઘણાં કષ્ટ સહીનેરે૦ ૨૮
**ચંડેશ્વર** સાબરમતિ તીર, રહ્યા દિન સાતરે,
દેખ્યા હૃદય કમળની માંહી, પ્રભુ સાક્ષાતરે,૦ ૨૯
ગામ કેલીઆ વાસણામાંય, લલ્લુભાઈના ઘેરરે,
નિત્ય સંત સમાગમ થાય, કરી લીલા લહેરરે,૦ ૩૦
**જનકવિદેહી ને શુકદેવ**, સંતોનાં ચરિત્રરે,
શ્રવણ કરે છે શ્રોતાજન, પરમ પવિત્ર રે,૦ ૩૧

અમદાવાદમાં **ઉત્તમરામ**, આપે અન્ન દાનરે,
સાધુ સંત કરે વિશ્રામ, પ્રસન્ન ભગવાનરે,૦-૩૨
શાહપુર કુવાવાળી પોળ, ધ્યાન મંદિરનાંરે,
**સ્વયં જ્યોતિ પ્રકાશ**, દીઠો અંતરમાંરે.૦-૩૩
**સત્ચિદ્ આનંદરૂપ**, પ્રગટ પ્રભુ પિંડમાંરે,
**મોહન** પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ, ચૌદ બ્રહ્માંડમાંરે૦-૩૪

—◆

**પદ ૧૭૭ જ્યોતિદર્શન** રાગ સામેરી.

(રાગ-આ મનુષ્યા દેહનું ટાણુંરે ફરીફરી નહિ મળેરે.)
અખંડ જ્યોતિ જાગીરે, ગુરૂ ગમ જ્ઞાનનીરે.
અમર મંત્રનો જપીએ, અહોનિશ જાપ (૨)
અખંડ લેહ લાગીરે, પ્રભુ ત્હારા નામનીરે,
ગુરૂકૃપાથી મટયા ત્રિવિધિના તાપ—અખંડ૦ ૧
અણી અગ્રે નિહાળી રે, **અગોચરી** મુદ્રા કરોરે
તેથી ચંચળ ચિત્તવૃતિ સ્થિર થાય, (૨)
અભ્યાસ કરીનેરે, અંતર્મુખ વૃતિ કરોરે
અહોનિશ **અનહદ** નાદ સંભળાય—અખંડ૦ ૨
અનહદ વાજાં વાગેરે, ગગન મંડળ મહીરે,
શંખ મૃદંગ ને મોરલીનો મનહર નાદ (૨)
અંતરમાં દીઠીરે, મૂર્તિ **મનમોહન** તણીરે,
પલ પલ પ્રભુ તમને કરૂં હું યાદ—અખંડ૦ ૩
ષટ ચક્ર વિધિને રે, ત્રિકુટીનું ધ્યાન ધરો રે,
સતગુરૂ દેવની દિવ્ય મુર્તિ દેખાય (૨)

ગુરૂ ચરણમાં રહીનેરે, ષડ મુખી મુદ્રા કરો રે,
દિવ્યજ્યોતિનાં પલપલ દર્શન થાય—અખંડ૦ ૪
ગુરૂગમથી જાણોરે. ઓળખી લ્યો આતમારે,
અંતર્યામિ અજર અમર અવિનાશ (૨)
પ્રભુને પિછાણો રે, પ્રગટ છે પરમાત્મા રે,
સત્ ચિદ્ આનંદ રૂપ છો, સ્વયં પ્રકાશ—અખંડ ૫
દિલમાં થયો દિવો રે, અનુભવ જ્ઞાનનો રે,
જ્યાં જોઉં ત્યાં સ્વયંજ્યોતિ દર્શાય (૨)
દિવ્ય પ્રકાશ દીઠોરે કોટી રવિ ભાણનો ’રે,
રામમોહન જ્યોતિમાં જ્યોતિ સમાય—અખંડ૦ ૬

---

## પદ ૧૭૮ સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં

અંતર આત્મિક ગુંજન રમ્ય, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૧
વ્યાધિ શરીરને તાવી રહ્યા હો, આધિ હૃદયને તપાવી રહ્યા હો,
ઉપાધીમાંહી ફસાવી રહ્યા હો, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૨
વૈરી ભલે કટુ વાકય વદંતાં, સ્નેહી તણાં મર્મબાણ પડંતાં,
અંતર છતાં એ આવી વીંધંતાં, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૩
રાગે હૃદય આ રંજીત થતું હો, દ્વેષ થકી બળી ખંડીત થતું હો,
મોહ થકી અતિ પીડિત થતું હો, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૪
ચોરાદિ આવી ઘર લુંટતાં એ, સંપતિ સઘળી ચાલી જતાંએ,
સબંધ પ્રિય જનનો છુટતાં એ, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૫
ક્ષુધાર્ત સ્થિતિમાં દીન ગાળતાંએ, વસ્ત્રો રહિત શીત સહતાંએ,
ભૂમિશયન કરતાં છતાંએ, સચ્ચિદાનંદ રૂપ શિવોહં શિવોહં. ૬

અનુકુલ પ્રતિકુલ સર્વસ્થિતિમાં, આત્મિક ગુંજન ચિત્તવૃતિમાં,
શાંતિ અભયની રહી ન સીમા, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં ૭
થાતી ગગન મેઘની ગર્જના કે, અગ્નિ પ્રલયનો ભસ્મ કરતાં એ,
બ્રહ્માંડ કદી ડોલતું દેખતાંએ, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૮
જગતના વિવિધ આ ક્ષુદ્ર પ્રસંગો, પ્રકૃતિ કેરા ભિન્નભિન્ન રંગો,
ભાસે મુજ સ્વરૂપ કેરા તરંગો, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં. ૯
સ્વરૂપે સદા એ સ્થિતિ કરાવે, ચમત્કૃતિ કંઈ અનંત જણાવે,
સ્વયં જ્યોતિ પરમપદ પાવે, સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં ૧૦

## પદ ૧૭૯ શાર્દુલ વિક્રીડિત છંદ

॥ एकोहं बहु स्याम ॥

यं शैवा समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो ।
बौद्धा बुद्ध इति प्रमाण पटव कर्तेति नैयायिका ॥
अर्हन्नित्थ जैन शासनरता कर्मेति मिमांसका ।
सोयं नो विद् धातु वांच्छित फलं त्रैलोक्य नाथो हरिः ॥

શાર્દુલ વિક્રીડિત છંદ

જેને શૈવ જનો, પુજે શિવ કહી, વેદાન્તમાં બ્રહ્મ જે,
બૌદ્ધો બુદ્ધ કહે, પુજે જીન જનો, અર્હંત તેને કહે,
માને જૈમિનિ સુત્રને અનુસરી, મિમાંસકો કર્મને,
કર્તા સત્ય પ્રમાણ શાસ્ત્રથી કહે, નૈયાયિકો જેહને,
તત્વદર્શી મહર્ષિઓ કહી ગયા, સ્વયંજ્યોતિરૂપ જે
તે સત્ ચિદ્ આનંદઘન પ્રભુને, શ્રદ્ધા થકી જે ભજે,
એવા દેવ અચિંત્ય સત્ય સઘળે, સત્તા થકી વ્યાપ્ત જે,
પુરે તે મન વાંચ્છિત અર્થ સૌના, ત્રિલોકના નાથ જે.

## પદ ૧૮૦ વિશ્વરૂપ દર્શન.

(રાગ–માનવનું સુધરે મન જો સત્સંગ મળે)

પરિપુરણ બ્રહ્મ સ્વરૂપ, અખંડ એ લક્ષ રહે,
વિશ્વંભર વ્યાપક રૂપ, ગીતામાં શ્રી કૃષ્ણ કહે––ટેક૦
ચર્તુદશ બ્રહ્માંડ રૂપી, વૈરાટ મ્હારૂં અંગરે,
પિંડ બ્રહ્માંડમાં વ્યાપક છું, તો પણ નિત્ય અસંગ–અખંડ૦૧
સત્ લોકમાં, શિષ મ્હારૂં, પગ નીચે પાતાળરે,
ચાર વેદ રૂપી છે મ્હારી, અમૃત વાણી રસાળ–અખંડ૦૨
સપ્ત સાગર શરીરમાંહી, ગગન મંડળ આકાશરે,
સૂર્ય ચંદ્રને તારામાંહી, મ્હારો દિવ્ય પ્રકાશ–અખંડ૦૩
મેરૂ હિમાલય આદિ સર્વે, પર્વત મ્હારાં હાડરે,
શરીર પરના રોમને જાણો, વનસ્પતિ ને ઝાડ–અખંડ૦૪
સત્ ચિદ્ આનંદ રૂપ સોહમ, અજર અમર અવિનાશરે,
શુદ્ધ ચતન્ય સ્વરૂપ મોહન, સાક્ષી સ્વયં પ્રકાશ–અખંડ૦૫

## પદ ૧૮૧ સર્વત્ર વ્યાપક પ્રભુ

( રાગ–અજર અમર પ્રભુ એક રે સત્સંગી હંસા
અજર અમર પ્રભુ એક )

સત્ ચિદ્ આનંદ રૂપરે, ઘટ ઘટમાં દેખો, સતચિદ્ આનંદ સ્વરૂપ,
ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે, ભકત છે મ્હારૂં રૂપ,
तत्त्वमसि તે તું છે પોતે, કેવળ સત્ય સ્વરૂપ રે–ઘટ ઘટમાં૦૧
જ્ઞાની મ્હારો આતમા, હરિજન હરિ સમાન,
સંત હૃદયમાં વાસ કરૂં હું, ભકત હમારો પ્રાણરે–ઘટ ઘટમાં૦૨

દ્રશ્ય વિશ્વનો દ્રષ્ટા છે તું, ગુરૂ ગમ જ્ઞાન વિચાર,
આદિ અંતમાંએકજ સ્વામિ, સનાતન સર્વાધારરે–ઘટ ઘટમાં૦૩
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, અસ્તિ ભાતિ પ્રિય રૂપ,
સદ્‌ગુરૂ હંસ કૃપાથી મોહન, સ્વયં જ્યોતિ સ્વરૂપરે–ઘટ ઘટમાં૦૪



## પદ ૧૮૨ સોહમ (રાગ–ધનાશ્રી)

સબ ઘટ વ્યાપક રામ, સોહમ, સબ ઘટ વ્યાપક રામ–ટેક૦
સ્વયં પ્રકાશ સ્વરૂપ જાણો, સનાતન સર્વાધાર,
સત ધર્મનું સ્થાપન કરવા, ધર્યો મનુષ્ય અવતાર–સોહમ૦ ૧
પ્રગટ પ્રભુ છે અંતર્યામિ, છુપાવ્યા નહિ છુપે,
આદિ અંત મધ્યમાં એકજ, સ્વયં જ્યોતિ સ્વરૂપે–સોહમ૦ ૨
પિંડ બ્રહ્માંડ પ્રકાશક પોતે, અલખ અરૂપ અનામિ,
રોમ રોમમાં રમી રહ્યો છે, સચરાચરનો સ્વામિ–સોહમ૦ ૩
અંતર્યામિ એકરસ પુરણ, રોમ રોમમાં રામ,
સત્ ચિદ્ આનંદ રૂપમોહન, નિત્ય મુક્ત નિષ્કામ–સોહમ૦ ૪

---

## પદ ૧૮૩ મનને વશ કરો (રાગ—ધનાશ્રી)

ચંચલ મન વશ કર, ચેતન, ચંચલ મન વશ કર
મનની વૃતિ વશ કરવાને, ધ્યાન અહોનિશ ધર–ચેતન૦ ૧
મનથી માન્યા બ્રાહ્મણ ક્ષત્રિય, મનથી વૈસ્ય ને શુદ્ર,
મનથી પ્રિય મનથી અપ્રિય, મન માને પિતાને પુત્ર–ચેતન૦ ૨
મનથી બ્રહ્મા મનથી વિષ્ણુ, મનથી શંકર દેવ,
મનથી ઇન્દ્ર મનથી ચંદ્ર, મન જીતે મહાદેવ–ચેતન૦ ૩

મનથી બ્રહ્મ, મનથી માયા, મનથી માન્યા જીવ,
મનથી બંધન, મનથી મુકિત, મન જીતે સો શિવ–ચેતન૦ ૪
મન બ્રહ્મચારી મન ગૃહસ્થી, મન વાનપ્રસ્થ સંન્યાસી,
મોહન મનને વશ કરે તે, અજર અમર અવિનાશી–ચેતન૦ ૫



## પદ ૧૮૪

(રાગ–મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય)

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ તીર્થ વ્રત કરે શું થાય,
હરિનામ વિના, અંતરનો અંધકાર કદિ નવ જાય–ટેક૦
શુદ્ધચિત્તવિનાશી યોગ યુક્તિ, શુદ્ધ ચિત્તવિના શી ભાવભકિત,
શુદ્ધ ચિત્ત વિના કયાંથી મળે મુકિત–શુદ્ધ ચિત્ત વિના૦ ૧
શુદ્ધ ચિત્ત વિના જો ન્હાએ ગંગ, સો વર્ષ લગી કરે સત્સંગ,
તો પણ હૃદય મહીં નવ લાગે રંગ–શુદ્ધ ચિત્ત વિના૦ ૨
શુદ્ધ ચિત્તથી સાધન સૌ થાય, પલપલ પ્રભુ દર્શન થાય,
રહે હૃદળ કમળમાં ગોપાલ રાય,–શુદ્ધ ચિત્ત વિના૦ ૩
શુદ્ધ ચિત્તે મોહનલાલ મળે, ચિત્ત ચૈતન્ય સાગર માંહી ભળે,
કહે પ્રિતમ ભવનો ફેરો ટળે–શુદ્ધ ચિત્ત વિના૦ ૪



## પદ ૧૮૫ શ્રી સદ્‌ગુરૂદેવની સ્તુતિ.

ધન્ય ગુરૂ દાતા મ્હારા, ધન્ય ગુરૂ દેવા,
સત ગુરૂ શબ્દ સુણાયાજી,
ગુરૂજીનો મહિમા, પલ પલરે વખાણું,
મ્હારાં પ્રાયશ્ચિત સઘળાં જાયજી––ધન્ય૦ ૧.

સુતો જગાડી મને દેશ દેખાડયો,
અલખ પુરૂષ ઓળખાયોજી,
બુડતાની બાંય, મ્હારા ગુરૂજીએ ઝાલી,
ભવ સાગરથી પાર ઉતાર્યોજી,—ધન્ય૦ ૨

ખાલ ઉતરાવી મ્હારા શરીર તણી,
ઉપર સોનેરી રંગ ચઢાવું જી,
મોજડીઓ શિવડાવી, ગુરૂજીને પહેરાવું,
ગુરૂ ગુણનો ઓશીંગણુ કેમ થાવુંજી—ધન્ય૦ ૩

ગૌ દાન દીએ કોઇ ભુમિ દાન દીએ,
કરોડ કંચનના મહેલ લુંટાવેજી,
કાશી ક્ષેત્રમાં જઇને કન્યાદાન દેવે,
મ્હારા ગુરૂજીના તોલે ના આવેજી—ધન્ય૦ ૪

સદ્દગરૂ મલીઆ મ્હારા શંશય ટળીઆ,
જીવને લક્ષ ચોરાશીથી છોડાયોજી,
ગુરૂના પ્રતાપે બાવો **સરભંગી** બોલ્યા,
મ્હને મુક્તિનો માર્ગ બતાયોજી—ધન્ય૦ ૫

---

## પદ ૧૮૬ ગુરૂ મહિમા.

અમારા અવગુણ રે, ગુરૂજીના ગુણ ઘણારેજી,
અમારા એ અવગુણ સામું મત જોય.—ટેક૦

ગુરૂજી મ્હારા દીવો રે, ગુરૂજી મ્હારા દેવતારેજી,
ગુરૂજી મ્હારા, પારસ મણીને તોલ–અમારા૦ ૧

ગુરૂજી મ્હારા ગંગારે, ગુરૂજી મ્હારા ગોમતીરેજી,
ગુરૂજી મ્હારા, કાશી અને કેદાર—અમારા૦ ૨

ગુરૂજી મ્હારા ત્રાપારે, ગુરૂજી મ્હારા તુંબડારેજી,
એ તુંબડીએ, ઉતરીએ ભવપાર—અમારા૦ ૩

જ્યોતિ જગાવો રે, ગુરૂ ગમ જ્ઞાનની રે જી,
અહોનિશ જપીએ, અજપા જાપ—અમારા૦ ૪

ગુરૂના પ્રતાપે રે, દાસ જીવણ બોલીયારેજી,
દેજો અમને, સંત ચરણમાં વાસ—અમારા૦ ૫

## પદ ૧૮૭ બાર માસ

(રાગ—સખીરે સદ્‌ગુરૂજી બતાવી મને સાન)

પ્રગટ સ્વયં જ્યોતિ સ્વરૂપ ભગવાન,
અહોનિશ ધરીએ પ્રભુનું ધ્યાન–પ્રગટ૦ટેક

કારતક મહિને જળ કમળ વત રહીએ,
અલૌકિક સુખની સીમા કોને કહીએ,
આતમ અનુભવ કરી આનંદમાં રહીએ–પ્રગટ૦ ૧

માગશર મહિને મન મોહનથી મોહયું,
પૂરણ બ્રહ્મ સાથે અખંડ ચિત્ત પ્રોયું,
ઝગહળ જ્યોતિ સ્વરૂપ મેંતો જોયું,–પ્રગટ૦ ૨

પોષ મહિને પુરણ પદ હુંતો પામી,
સુરતા મ્હારી અધર તખત પર જામી,
અંતર માંહી જોયા મેંતો અંતર્યામી–પ્રગટ૦ ૩

મહા મહિને માન મરજાદા મેલી,
સુરતા સ્વયં જ્યોતિ જોઈ થઇ ઘેલી,
આજે થઈ અખંડ આનંદની હેલી,-પ્રગટ૦ ૪

ફાગણુ ફોગટ ધરી મન માયા,
સ્થુલ, સુક્ષ્મ, કારણુ, નહિ ત્હારી કાયા,
સર્વેમાં રમતા દીઠા રામ રાયા-પ્રગટ૦ ૫

ચૈત્ર મહીને ચેતે ચતુર સુજાણુ,
અધિકારી કરશે અમી રસ પાન,
અખંડ ધરીએ આત્મ સ્વરૂપનું ધ્યાન-પ્રગટ૦ ૬

વૈશાખે વિશ્વ મોહન વસે પાસ,
અંતર્યામિ અજર અમર અવિનાશ,
જ્યાં જોઉં ત્યાં સ્વયં જ્યોતિ પ્રકાશ-પ્રગટ૦ ૭

જેઠ મહિને, જોયું મેં જ્યોતિ સ્વરૂપ,
અસ્તિ ભાતિ પ્રિય અખંડ અરૂપ,
અલખ છે ઉપમા રહિત અનુપ-પ્રગટ૦ ૮

અષાડ મહિને અખંડ આનંદ રૂપ,
જોયું મેં તો સચરાચરમાં સ્વરૂપ,
તેજમાં તેજ, મળી થયું તદ્રુપ-પ્રગટ૦ ૯

શ્રાવણુ મહીને શ્રવણુ મનન નિદિધ્યાસ,
અહોનિશ અખંડ એજ અભ્યાસ,
ગુરૂ ગમથી પામીએ પદ અવિનાશ-પ્રગટ૦ ૧૦

ભાદરવે ભક્ત વત્સલ ભગવાન,

દયા કરી દીધું અભય પદ દાન,
કરૂણા સાગર છો કૃપા નિધાન–પ્રગટ૦ ૧૧
આસો મહીને અખંડ લીલા કરી,
ઘટ ઘટમાં પ્રગટ નિરખ્યા હરી,
**મોહન** સ્વયં જ્યોતિમાં જ્યોતિ મળી–પ્રગટ૦ ૧૨



## પદ ૧૮૮ પંદરતિથી

(રાગ—રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે)

પ્રભુ પ્રગટ દર્શન દેજો, સદ્‌ગુરૂ રાજ હૃદયમાં રહેજોરે–ટેક.

પડવે પ્રિત પ્રભુથી કરી, પિંડમાં જોયા પ્રગટ હરી,
ગુરૂજીએ કૃપા દૃષ્ટિ કરી, સદ્‌ગુરૂ રાજ હૃદયમાં રહેજોરે–પ્રભુ૦

બીજે બની આનંદની હેલી, સ્વરૂપમાં સુરતા થઇ ઘેલી,
દીઠી અંતર અમૃતની વેલી, સદ્‌ગુરૂ રાજ હૃદયમાં રહેજોરે–પ્રભુ૦

ત્રીજે તજી તન મનની મમતા, શીલ સંતોષ ધરી સમતા,
રોમ રોમ **રામ** દીઠા રમતા, સદ્‌ગુરૂ રાજ હૃદયમાં રહેજોરે–પ્રભુ૦

ચોથે ચૈતન્ય દિસે ભરપુર, નજીક છે નાથ નથી કંઈ દુર,
દિસે છે **સ્વયં** જ્યોતિનું નુર, સદ્‌ગુરૂરાજ હૃદયમાં રેજોરે–પ્રભુ૦

પાંચમે પ્રગટ પ્રભુ હરી, લીલા કરે રૂપ અનેક ધરી,
દેખ્યા પ્રભુ દિવ્ય દ્રષ્ટિ કરી, સદ્‌ગુરૂ રાજહૃદયમાં રહેજો રે–પ્રભુ૦

છઠ્ઠીએ શુદ્ધ કરીને મન, પ્રીત ધરી કરવું પ્રભુ પુજન,
અર્પણ કરીએ, તન મન ધન, સદ્‌ગુરૂરાજ હૃદયમાં રહેજોરે–પ્રભુ૦

સાતમે સપ્ત ભુમી સાધી, અલખને અખંડ આરાધી,
સાધીએ સહજ સમાધી, સદ્ગુરૂ રાજ હ્રદયમાં રહેજોરે-પ્રભુ૦
આઠમે અખંડ ધ્યાન ધરીએ, હરદમ હરિ સ્મરણ કરીએ,
ભક્તિ કરી ભવસાગર તરીએ, સદ્ગુરૂરાજ હ્રદયમાં રહેજોરે-પ્રભુ૦
નવમીએ નર નારાયણ થાય, જે જન સદ્ગુરૂ શરણે જાય,
જીવતાં જીવન્મુક્તિ પમાય, સદ્ગુરૂ રાજહ્રદયમાં રહેજોરે-પ્રભુ૦
શમીએ દેવ થયા પ્રસન્ન, રમે રોમ રોમમાં રામમોહન,
પલપલ થાય પ્રભુ દર્શન, સદ્ગુરૂ રાજ હ્રદયમાં રહેજોરે-પ્રભુ૦
એકાદશી આતમ તત્વ વિચાર, ચાર વેદ ઉપનિષદનો સાર,
થયોઆજઆનંદ અપરંપાર, સદ્ગુરૂરાજ હ્રદયમાંરહેજોરે-પ્રભુ૦
બારસે બાવન અક્ષર બહાર, અમરમંત્ર એકાક્ષર ૐકાર,
નિશ્ચય ગુરૂગમથીઉતરીએપાર,સદ્ગુરૂરાજ હ્રદયમાંરહેજોરે-પ્રભુ૦
તેરસે ત્રિભુવન પતિ સ્વામિ, પ્રગટ પ્રભુ સર્વાન્તર યામિ,
અજર,અમર,અખંડ,અનામિ,સદ્ગુરૂરાજહ્રદયમાંરહેજોરે-પ્રભુ૦
ચોદસ ચોદ બ્રહ્માંડ મહીં, ચૈતન્ય વિના બીજું દિસે નહીં,
સ્વયં જ્યોતિપ્રગટપિંડમહીં, સદ્ગુરૂરાજ હ્રદયમાંરહેજોરે-પ્રભુ૦
પુનમે પરમતત્વ એક સાર, ગુરૂગમ જ્ઞાન સ્વરૂપ વિચાર,
મોહનકહે પલમાંબેડો પાર, સદ્ગુરૂરાજહ્રદયમાંરહેજોરે-પ્રભુ૦

### પદ ૧.૮૯ સાત વાર (રાગ ઉપરનો)

પ્રભુ પલ પલ દર્શન દેજો, હ્રદયમાંરામ અહોનિશ રહેજોરે, ટેક૦
આદિતવારે પ્રભુ અંતર્યામિ, અજર, અમર, અલખ, અનામિ,
સ્વયંજયોતિરૂપ સ્વામિ, હ્રદયમાં રામ અહોનિશ રહેજોરે-પ્રભુ૦

સોમવારે સુરતા અખંડ લાગી, સદા રહે સહજ સમાધિ,
ઝળહળજ **યોતિ** અંતર જાગી, હૃદયમાં રામઅહોનિશ રહેજોરે-પ્રભુ

મંગલવારે મન બુદ્ધિ થાકી, **અમાપને** કોણ શકે માપી,
રોમરોમ **રામ** રહ્યા વ્યાપી, હૃદયમાં રામ અહોનિશરહેજોરે-પ્રભુ

બુધવારે બાવન અક્ષર બ્હાર, **સોહમ** સનતાન સર્વાધાર,
વિશ્વંભર વ્યાપક વિશ્વાધાર, હૃદયમાં રામઅહોનિશરહેજોરે-પ્રભુ

ગુરૂવારે **ગુરૂ** દર્શન કરીએ, હરદમ **ધ્યાન** હરિનું ધરીએ,
**મસ્ત** થઇ આનંદમાંફરીએ, હૃદયમાં રામ અહોનિશ રહેજોરે-પ્રભુ

શુકરવારે **શુદ્ધ ચૈતન્ય** રૂપ, અસ્તિ ભાતિ પ્રિય સ્વરૂપ,
**અસંગ** છે ઉપમારહિત અનુપ, હૃદયમાં રામઅહોનિશરહેજોરે-
શનિવારે સુરતા લાગી શુનમાં, **તુંહીતુંહી** તાર લાગ્યો તનમાં,
**મોહન** રહે સોહંની ધુનમાં હૃદયમાં રામ અહોનિશ રહેજોરે-પ્રભુ



## પદ ૧૯૦ થાળ

(રાગ-સહીયર પહેલો વધાવો મ્હારે આવીઓ)

મન **મોહન** પધાર્યા મ્હારે મંદિરે.
કરી પરિક્રમા લાગુ પાય, આનંદ અતિ થાય, મોહનઘેર આવીઆ
હું તો પૂજન કરૂં પૂરા પ્રેમથી,
ઘસી કેસર ચંદન સાર, પુષ્પના હાર, મોહન ઘેર આવીઆ
સાચાં મોતીથી ચોક પુરાવીઆ,
પ્રભુ પધાર્યા મ્હારે ઘેર, થઇ લીલા લહેર, મોહન ઘેર આવીઆ
પૂરણ પ્રેમથી પ્રભુને વધાવીઆ,
અતિ આનંદ ઉરમાં થાય, હૃદય ઉભરાય, મોહન ઘેર આવીઆ

ગંગા જળથી ચરણ પખાળીઆ,
લીધું ચરણામૃત ધરી સ્નેહ, પાવન થઇ દેહ, મોહન ઘેર આવીઆ
સુંદર રસોઇ બનાવી સ્નેહથી,
પીરસું પ્રેમ ધરી પકવાન, જમો ભગવાન, મોહન ઘેર આવીઆ
આપુ લવિંગ સોપારીને એલચી,
પ્રિતે પાન જમો મહારાજ, કૃપા કરી આજ, મોહન ઘેર આવીઆ
આપી ઉપદેશ પ્રભુ પાવન કરો,
છો કરૂણા સિંધુ કૃપાળ, દિન દયાળ, મોહન ઘેર આવીઆ
**દાસ ગોવર્ધન** કરજોડી કહે,
ધન્ય ધન્ય છે આજનો દિન, થયું મન લીન, મોહન ઘેર આવીઆ

## પદ ૧૯૧ થાળ

(રાગ—આખા લીમડામાં એક ડાળ મીઠું હો રણછોડ રંગીલા)
આસો પાલવનાં તોરણ બંધાવું, ઘેર આવોને
મ્હારી શેરીમાં ફુલડાં વેરાવું, મોહન ઘેર આવોને૦ ૧
સોના રૂપાનાં ફુલ પડાવું, ઘેર આવોને
મ્હારા વ્હાલાને હરખે વધાવું, મોહન ઘેર આવોને૦ ૨
દાડમડીનાં દાતણ મંગાવું, ઘેર આવોને
જુમના જળ ભરી લાવું. મોહન ઘેર આવોને૦ ૩
તેલ અત્તર ફુલેલ લગાવું, ઘેર આવોને,
મ્હારા વ્હાલાને નિત્ય નવરાવું, મોહન ઘેર આવોને૦ ૪
ગુલાબ મોગરાના હાર ગુંથાવું, ઘેર આવોને
પ્યારા પ્રભુને પ્રેમથી પહેરાવું, મોહન ઘેર આવોને૦ ૫

કેશર કસ્તુરીનું તિલક કરાવું, ઘેર આવોને,
વ્હાલા કપુરની આરતિ ઉતારૂં, મોહન ઘેર આવોને૦ ૬
પકવાન પીરસું પ્રેમ ધરી, ઘેર આવોને
મ્હારા પ્રભુને પ્રેમથી જમાડુ, મોહન ઘેર આવોને૦ ૭
લવિંગ સોપારી ને એલચી મંગાવુ, ઘેર આવોને
મુખવાસ કરો નંદલાલ. મોહન ઘેર આવોને,૦ ૮
રામ મોહન રહો હૃદયમાં. ઘેર આવોને
પ્રભુ પલપલ દર્શન દેજો મોહન ઘેર આવોને૦ ૯

પદ૧૯૨ (રાગ–ઉપરનો)

પ્રભુ ભકિતનો ભેદ જણાવો, ગુરૂદેવ દયા કરી,
જ્ઞાન ધ્યાનનો માર્ગ બતાવો, ગુરૂદેવ દયા કરી૦ ૧
મ્હારા ત્રિવિધિ તાપ સમાવો, ગુરૂદેવ દયા કરી,
અવિનાશી પ્રભુ ઓળખાવો, ગુરૂદેવ દયા કરી૦ ૨
હરદમ હરિ નામ જપાવો, ગુરૂદેવ દયા કરી,
જ્ઞાન જયોતિ અંતરમાં જગાવો, ગુરૂદેવ દયા કરી૦ ૩
ધ્યાન ધારણા સમાધિ શિખાવો, ગુરૂદેવ દયા કરી,
સ્વયં જયોતિ સ્વરૂપ દર્શાવો, ગુરૂદેવ દયા કરી૦ ૪
મોહન મુક્તિનો માર્ગ બતાવો, ગુરૂદેવ દયા કરી,
પ્રભુ જયોતિમાં જયોતિ મિલાવો, ગુરૂદેવ દયા કરી૦ ૫

પદ ૧૯૩ (રાગ–ઉપરનો)

પરમ કૃપાલુ દેવ ગુરૂ જ્ઞાની, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,
સહજ આત્મ સ્વરૂપ લીધું જાણી, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની૦ ૧

શુધ્ધ ચૈતન્ય રૂપ છો સ્વામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,
પ્રભુ ઘટ ઘટ અંતર્યામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની૦ ૨

જીવન્મુકિતની યુકિત જાણી, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,
સ્વયંજ્યોતિમાં જ્યોતિ સમાણી, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,૦ ૩

પ્રભુ સચરાચરના સ્વામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,
એક અખંડ અનાદિ અનામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,૦ ૪

સત્ ચિદ્ આનંદ ઘન સ્વામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની
**રામ મોહન** નિત્ય નમામિ, ગુરૂદેવ બ્રહ્મજ્ઞાની,૦ ૫

## પદ ૧૯૪ (રાગ-ઉપરનો)

આજ પ્રભુ થયા પ્રસન્ન, ગુરૂદેવ પ્રગટ હરી,
દયા કરીને દીધાં દર્શન, ગુરૂદેવ પ્રગટ હરી૦ ૧
જીવન્મુકિતનો માર્ગ બતાવ્યો, ગુરૂદેવ પ્રગટ હરી,
અખંડ બ્રહ્મનો લક્ષ કરાવ્યો, ગુરૂદેવ પ્રગટ હરી૦ ૨
દિસે દેહ દેવળમાં દેવરે, ગુરૂદેવ પ્રગટ હરી,
ઋષિ મુનિ કરે જેની સેવરે, ગુરૂદેવ પ્રગટ હરી૦ ૩
સૌમાં વ્યાપક સૌથી ન્યારા, ગુરૂદેવ પ્રગટ હરી,
અખંડ જ્ઞાનામૃતની ધારા, ગુરૂદેવ પ્રગટ હરી૦ ૪
ગુરૂ ગોવિંદ એક રૂપ જાણ્યા, ગુરૂદેવ પ્રગટ હરી,
**રામ મોહન** હૃદયમાં પિછાણ્યા, ગુરૂદેવ પ્રગટ હરી૦ ૫

### પદ ૧૯૫ (રાગ ઉપરનો)

પ્રભુ સચ્ચિદાનંદ સ્વરૂપરે, ગુરૂદેવ તત્વદર્શી,
જોયું ઝળહળ જ્યોતિ રૂપરે, ગુરૂદેવ તત્વદર્શી૦ ૧
તમે ભકત વત્સલ ભગવાનરે, ગુરૂદેવ તત્વદર્શી,
મને આપ્યું અલૌકિક જ્ઞાનરે, ગુરૂદેવ તત્વદર્શી૦ ૨
આજ કીધું અમીરસ પાનરે, ગુરૂદેવ તત્વદર્શી,
સદા સ્વયંજ્યોતિનું ધ્યાનરે, ગુરૂદેવ તત્વદર્શી૦ ૩
પ્રભુ અજર અમર અવિનાશરે, ગુરૂદેવ તત્વદર્શી,
રોમ રોમમાં પ્રભુનો પ્રકાશરે, ગુરૂદેવ તત્વદર્શી૦ ૪
**રામ મોહન** હૃદયમાં રહેજો, ગુરૂદેવ તત્વદર્શી,
પ્રભુ પલપલ દર્શન દેજો, ગુરૂદેવ તત્વદર્શી૦ ૫



## થાળ

### પદ ૧૯૬ ગરબી

આવો અલબેલા મ્હારા આંગણે રે લોલ,
ના આવો તો નંદજીની આણજો—આવો૦ ટેક
બોર આરોગ્યાં શબરી બાઇનાંરે લોલ,
ખીચડો ખાધો કરમા બાઇના ઘેરજો—આવો૦૧
ભાજી આરોગી વિદુરની રે લોલ,
મીરાં બાઈના પીધાં વ્હાલા ઝેરજો—આવો૦ ૨
ભકિત ભાવે આરોગ્યા તાંદરારે લોલ,
સુદામાનું દરિદ્ર કીધું દુરજો—આવો૦ ૩

ઉંચા કુળનો કંઇ, નિયમ નથીરે લોલ,
પ્રેમે પીધું નામદેવનું દુધજો—આવો૦ ૪
ઘેલી કરી વ્રજની ગોપીઓરે લોલ
ભાવે પીધી ભરવાડની છાશજો—આવો૦ ૫
અપાર મહિમા પ્રભુ આપનોરે લોલ
નારદ શારદ શેષ ન પામે પારજો—આવો૦ ૬
**માધવ** સંગાથે પ્રભુ મ્હાલતારે લોલ
**મોહન** પધારો મ્હારે ઘેર જો—આવો૦ ૭
દાસ **સોમાની** વિનંતિ સાંભળોરે લોલ
કરજો મ્હારા હૃદયે વ્હાલા વાસજો—આવો૦ ૮

## પદ ૧૯૭

(રાગ—ભલે શુકન થાઓ સારા આનંદ છે રે લોલ,)

જય શાન્તિસાગર સ્વામિ, આનંદ છે રે લોલ,
પ્રભુ પ્રગટ અંતર્યામિ, આનંદ છે રે લોલ૦ ૧
સંત સમાગમ કીધો, આનંદ છે રે લોલ,
આજ અમીરસ પીધો, આનંદ છે રે લોલ૦ ૨
દેહ દ્રષ્ટિ દૂર કીધી, આનંદ છે રે લોલ,
દિવ્ય દ્રષ્ટિ મને દીધી, આનંદ છે રે લોલ૦ ૩
આજ પ્રગટ જોયા હરી, આનંદ છે રે લોલ,
પ્રભુ કૃપા દ્રષ્ટિ કરી, આનંદ છે રે લોલ૦ ૪
સ્વયં જ્યોતિ રૂપ જાણી, આનંદ છે રે લોલ,
**મોહન** જીવન્મુક્તિ માણી, આનંદ છે રે લોલ૦ ૫

## પદ ૧૯૮

(રાગ–ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો)

હે મન ભ્રમર તું કયાં ભમ્યો, ભૂલી ગયો ભગવાન,
અખંડ આત્મ સ્વરૂપનું, ધરજે હૃદયમાં ધ્યાન–હે મન૦ ૧
જન્મ મરણની જાળમાં, ધર્યાં અનંત અવતાર,
ગુરૂ ગમ જ્ઞાન વિચારતાં, ઉતરશો ભવપાર–હે મન૦ ૨
જેવો મેળો પંખી તણો, તેવો જાણો સંસાર,
સદ્‌ગુરૂના શરણે રહી, કરવો તત્વ વિચાર–હે મન૦ ૩
ઋણ સબંધે આવી મળે, કોઇ આવે કોઇ જાય,
ક્ષણ ભંગુર આ દેહ છે, પલમાં પ્રલય થાય–હે મન૦ ૪
સંયોગ તેનો વિયોગ છે, સુત વિત દારાને દેહ,
અજર અમર છે આતમા, દેહ છતાં વિદેહ–હે મન૦ ૫
જન્મ ધરી આ જગતમાં, રહે નહિ કોઇ સ્થિર,
જનમ્યા તે નક્કી જશે, રાજા રંક ફકીર–હે મન૦ ૬
જેવું મોતી ઝાકળ તણું, તેવું જાણો શરીર,
મૃગજળ વત્ સંસાર છે, ચેતી ચાલજો વીર–હે મન૦ ૭
મહીપતિ મોટા ચાલ્યા ગયા, મૂકી ધનના ભંડાર,
એક દિન એવો આવશે, શાને કીધો શિર ભાર–હે મન૦ ૮
કોની માતા, કોના પિતા, પુત્ર મિત્રને નાર,
સાથે કોઇ આવે નહિ, પ્રાણી મનમાં વિચાર–હે મન૦ ૯
કાયા કાચો કુંભ છે, ફુટતાં કેટલી વાર,
ચેત ચેત તું પ્રાણીઆ, ફરે શિરપર કાળ–હે મન૦ ૧૦
ધ્રુવ પ્રલ્હાદ અંબરિષને, રાજા જનક વિદેહ;
પામ્યા જીવન્મુકિત પદ, એમાં નથી સંદેહ–હે મન૦ ૧૧

અંતર્મુખ વૃતિ કરી, ધરો ધારણા ધ્યાન,
રામમોહન કહે હૃદયમાં, પ્રગટ પ્રભુને પિછાન—હે મન૦ ૧૨



### પદ ૧૯૯ બાર માસ (રાગ=ઉપરનો)

સ્વયં જ્યોતિ પ્રકાશ છે, સત્ ચિદ્ આનંદ રૂપ,
અજર અમર અવિનાશ છે, પુરણ બ્રહ્મ સ્વરૂપ—સ્વયં૦ ૧

કારતકે કમળ જળ મહીં, રહે દિવસને રાત,
જળ કમળ વત નિર્લેપ છે, ગુરૂ બ્રહ્મ સાક્ષાત—સ્વયં૦ ૨

માગશરે મન નિર્મલ કરી, કરીએ સંતનો સંગ,
સંત પુરૂષના સંગથી, જાણ્યો આત્મા અસંગ—સ્વયં૦ ૩

પોષે પરમગુરૂ સેવીએ, રાખી દ્રઢ વિશ્વાસ,
અજર અમર પદ પામીએ, કરીએ યોગાભ્યાસ—સ્વયં૦ ૪

મહા વાકયના મર્મનો, કરવો તત્વ વિચાર,
તત્વમસિ તે તુંજ છે, પરમ તત્વનો સાર—સ્વયં૦ ૫

ફાગણ ફરી ફરી નહિ મળે, ઉત્તમ આ નર દેહ,
ગુરૂ કૃપાથી જનક થયો, દેહ છતાં વિદેહ—સ્વયં૦ ૬

ચૈત્ર શુદ્ધ ચૈતન્ય મય, જાણ્યું સત્ સ્વરૂપ,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી હું, અખંડ આનંદ રૂપ—સ્વયં૦ ૭

વૈશાખે વૃત્તિ સ્થિર કરી, ધરીએ નિરંતર ધ્યાન,
પ્રગટ પ્રભુ પરમાત્મા, ઘટમાં આતમ રામ—સ્વયં૦ ૮

જેઠે જન્મ સફળ થયો, મળ્યા જ્ઞાની ગુરૂ દેવ,
શ્રદ્ધા રાખી કરીએ સદા, હરિ ગુરૂ સંતની સેવ–સ્વયં૦ ૯

અષાડે આત્મા જાણીએ, અજર અમર અવિનાશ,
આદિ મધ્ય અંતે એક છે, સોહમ સ્વયં પ્રકાશ–સ્વયં૦ ૧૦

શ્રાવણે સત્ય સ્વરૂપનો, રાખીએ અખંડ લક્ષ,
શુદ્ધ બુદ્ધને મુકત હું, સ્વાનુભવ પ્રત્યક્ષ–સ્વયં૦ ૧૧

ભાદરવે ગુરૂ કૃપા થકી, જાણ્યો બ્રહ્મનો ભેદ,
આત્મા એજ પરમાત્મા, અખંડ લક્ષ અભેદ–સ્વયં૦ ૧૨

આસો અંતર્યામિ છે, અસ્તિ ભાતિ પ્રિય રૂપ,
સ્વયંપ્રકાશ સ્વરૂપ છું, ઉપમા રહિત અનુપ–સ્વયં૦ ૧૩

અખંડ બ્રહ્મના લક્ષથી, રહે અખંડ આનંદ,
મોહન ગુરૂ કૃપા થકી, પામ્યો પરમાનંદ–સ્વયં૦ ૧૪

---

### પદ ૨૦૦ સ્વાનુભવ ( રાગ ઉપરનો )

અનુભવ અંતરમાં થયો રે, હરિગુરૂ સંતની મહેર,
આનંદ અપરંપાર છે, થઇ છે લીલા લહેર–અનુભવ૦ ૧

જેના માટે યોગીઓ રે, કરતા વન મહીં વાસ,
અષ્ટાંગ યોગને આદરે, સાધુ લેતા સંન્યાસ–અનુભવ૦ ૨

પૂરણ બ્રહ્મ ભરપુર છે રે, અખંડ આતમરામ,
બાહિર ભીતર કયાંકહું, સ્વયં જયોતિ સુખધામ–અનુભવ૦ ૩

ઝળહળ જયોતિ રૂપ છે રે, કોટી ભાણુ પ્રકાશ,

અંતર્યામિ આતમા, સોહમ સ્વયં પ્રકાશ—અનુભવ૦ ૪
જાગૃત સ્વપ્ન સુષુપ્તિનોરે, સાક્ષી તુર્યા રૂપ,
તુર્યાતીત પરમાતમા, ઉપમા રહિત અનુપ—અનુભવ૦ ૫
મન વાણી પહોંચે નહિરે, નેતિ નેતિ કહે વેદ,
જીવ ઇશ્વરને બ્રહ્મનો, અખંડ લક્ષ અભેદ—અનુભવ૦ ૬
કુવાવાળી પોળમાં રે, શાહપુર માંહી નિવાસ,
અમદાવાદ શુભ ક્ષેત્રમાં, ગુર્જર દેશમાં વાસ—અનુભવ૦ ૭
તત્વજ્ઞાન મંદિર મહીંરે, ધરતાં ગુફામાં ધ્યાન,
પ્રગટ દેખ્યા પિંડમાં, સ્વયં પ્રકાશ ભગવાન—અનુભવ૦ ૮
સદ્ગુરૂ દેવે દયા કરીરે, કીધી મુજપર મહેર,
મોહન ગુરૂ કૃપા થકી, પરમાનંદની લહેર—અનુભવ૦ ૯



## પદ ૨૦૧ પ્રશ્ન રાગ—કાફી

અનુભવી આવોરે અનુભવ કરીએ હરિ—ટેક૦

કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો,
દિલમેં કરો વિચાર, જ્ઞાનકી ગોષ્ટી ચલાવો,
આંટી છુટે મનતણી, ભાંગે મનની ભ્રાંત,
પશ્ચિમ દિશા પ્રમોદીએ, ક્યું બૈઠે હો શાંત—અનુભવી૦ ૧

કહો પવનકા મુલ, મન કહો કહાંસે આયા,
કહાં હે ઉનકા સ્થાન, દોઉ મિલી કહાં સમાયા,

શબ્દ કહાંસે ઉઠત હે, પુનઃ કહાં સમાય,
નાદ બિંદુકો રૂપકહો, મોય સત્યહિયો સમજાય–અનુભવી૦ ૨

કહો જીવકી જાત, શિવકા રૂપ કહીએ,
કરો ભિન્ન ભિન્ન અર્થ, સત્ય સિદ્ધાંત લહીએ,
જીવ શીવકે પાર હે, સોઇ કહો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હે, પ્રગટ કહો હમ જાન–અનુભવી૦ ૩

હમ તુમ ભાંગે હોય, હંસતબ કહાં જઇ હળીઆ
પડે પિંડ પરગટ, મન તબ કહાં જઇ મળીઆ,
કહે **રવી** સુણો અનુભવી, અલખ દીયો ઓળખાય,
તબહમ સતગુરૂ ધારીએ, તત્વ હિયો બતલાય–અનુભવી૦ ૪



## પદ ૨૦૨ ઉત્તર રાગ—કાફી

આત્મા નિરખોરે નિર્વાણ હરિ—ટેક૦

સદગુરૂ કે પ્રતાપ, જ્ઞાન, અનુભવ, ઉર જાગ્યો,
પપીયલ, મિન વિહંગ, ખોજ કરી ભ્રમ ભય લાગ્યો,
ભેદ બુદ્ધિ બોધ ન લહે, જાણે વિરલા વંત
પ્રતિ ઉત્તર સતગુરૂ કરે, જાકી કળા અનંત–આત્મા૦ ૧

નાભિ પવનકા મુલ, મન હૈ અષ્ટ દલ માંહી.
ત્રિકુટી ઉનકા સ્થાન, દોઉ મિલી વહાં સમાઇ,
શબ્દ શૂન્યસેં ઉઠત હૈ, પુનઃ શૂન્યમેં સમાય,
નાદ લીન ભયો બિંદુમેં, બિંદુ નિરંતર રહાય–આત્મા૦ ૨

જીવકી શકિત અજ્ઞાન. શિવકી શકિત માયા,
વો દોનુસે ભિન્ન, અખંડ જ્યોતિ ઉજાયા,
જીવ શિવ કહેવા નહિ, હમ તુમ નહિ હોય,
હમ તુમસેં વ્યતિરિક્ત હૈ, પરમાતમ પદ સોય—આત્મા૦ ૩

જો સતગુરૂકો દેશ, નિગમ નેતિ કહી ગાવે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ખોજ કરી પાર ન પાવે,
**સોહમ** શબ્દ અગાધ હૈ, લિપે છિપે નહી સોય,
બ્રહ્મ મગ્ન થઇ બોલીઆ, અણુછતાં **રવી** હોય—આત્મા૦ ૪

## પદ ૨૦૩ રાગ—કાફી

વોતો ઘર ઓર હૈ ભાઈ, ગુરૂ બીન પાવોગે નાહી—ટેક૦
નહી જ્ઞાન નહી ધ્યાન, નહી વહાં રહેણી કહેણી,
નહી યોગ નહિ ભોગ, નહી તહાં તખ્ત ત્રિવેણી,
જતિ સતિ મુનિ નહી, નહી સિદ્ધ નહી સાધ,
સતગુરૂકી સાન વિના, છુટે નહિ બકવાદ—વોતો ઘર૦ ૧
નહી ખોજ નહી બીજ, નહી વહાં સોહં શ્વાસા,
કૌન કૌન નર ગયા, કિસીને કીન્હા વાસા,
હદ બેહદ દોનો નહિ, નહિ નામ નહિ ઠામ,
સિમરણ કિસકા કરતે હો, કૈસા હૈ વહી ધામ—વોતો ઘર ૨
ધરો કિસકા ધ્યાન, કહો જી કિસને બતાયા,
ખંડ પિંડ ભી નહી, રંગ વહાં કહાં સે આયા,
શુન્ય શિખર દોનો નહી, નહી અજપા જાપ,
તું જીનકો ખોજત ફિરે, સો તુંહી આપોઆપ—વોતો ઘર૦ ૩

નહી આવે નહી જાય, નહી વો મરે ન જન્મે,
સતગુરૂ જાણે ભેદ, દયા બિન કોઇ નહી પાવે,
કાલ અમલ વ્યાપે નહી, અલખ અપરંપાર
વોતો લીલા અગમ હૈ. કહે કુબાર વિચાર-વોતો ઘર૦ ૪



પદ ૨૦૪ રાગ-ધીરાના પદનો કાફી.

પ્યાલો મને પાયો રે, ગુરૂજી મુજપર મહેર કરી.
સમજી ને સમાયો રે, ઘટમાં દેખ્યા પ્રગટ હરી,--ટેક૦

સાખી

પહેલો પ્યાલો પાયો જ્યારે, થયું અલૌકિક જ્ઞાન,
**અગમ નિગમની** ખબર પડી, સમજ્યો ગુરૂની સાન.
**અલખ** ઓળખાવ્યો રે, અંતરમાં ઉમંગ ધરી-પ્યાલો૦ ૧

સાખી

બીજે પ્યાલે બહારનું સઘળું, ભૂલી બેઠો ભાન,
**દિવ્યદ્રષ્ટિથી** ઘટમાં દેખ્યા, કોટી રવિ ભાણુ,
ગુરૂની અકળ કળાનો રે, અલૌકિક અનુભવ કરી.-પ્યાલો૦ ૨

સાખી

ત્રીજે પ્યાલે ત્રણ ભુવનમાં, દેખ્યું પ્રભુનું નુર,
સ્થાવર જંગમ જડ ચેતનમાં, બ્રહ્મ દિસે ભરપુર,
ગુરૂ દયાળુ દેવા રે, ગુરૂ મ્હારા પ્રગટ હરી-પ્યાલો૦ ૩

સાખી

ચોથે પ્યાલે ચૌદ ભુવનમાં, ચૈતન એક જણાય,
સબ ઘટ સ્વામિ અંતર્યામિ, એવો અનુભવ થાય,
**પૂરણ બ્રહ્મ** પોતે રે,જોયું મેં તો જુકિત કરી—પ્યાલો૦ ૪

સાખી

પાંચમે પ્યાલે પૂરણ બ્રહ્મ, બ્રહ્માંડ મહીં ભરપુર,
જ્યાં જોઉં ત્યાં પ્રગટ દિસે, સ્વયં જ્યોતિનું નુર,
ગુરૂની કૃપાથી રે, નયણે નિરખ્યા આજ હરી–પ્યાલો૦ ૫

સાખી

છઠ્ઠા પ્યાલે સદ્‌ગુરૂ દેવે, કરી અલૌકિક વાત,
તુજમાં મુજમાં સચરાચરમાં, પ્રગટ પ્રભુ સાક્ષાત,
પિંડમાં છે પ્રગટ રે, દેખો દિવ્ય દ્રષ્ટિ કરી–પ્યાલો૦ ૬

સાખી

સાતમા પ્યાલે સચરાચરમાં, સત્ ચિદ્ આનંદ રૂપ,
સહજ સમાધિ સિદ્ધ થઇ, સ્વયંપ્રકાશ સ્વરૂપ,
મોહન, ગુરૂ કૃપાથી રે, જીવન્મુકિત પ્રાપ્ત કરી–પ્યાલો૦ ૭



## પદ ૨૦૫ પ્રશ્ન

રાગ–કાફી ધીરાના પદનો.

અનુભવી આવો રે, પધારો સંતો પ્રેમ ધરી,
શંશય શમાવો રે, સમજાવો સિદ્ધાંત કરી—ટેક૦

સાખી

રાજા જનક વિદેહીએ, અગ્નિ પર હાથ ધર્યો,
અગ્નિથી દેહ દાઝયો નહિ, શુકદેવનો શંશય હર્યો,
કૃપા કરી સમજાવો રે, સત્ય વાત શું છે ખરી–અનુભવી૦ ૧

સાખી

રાણાજીએ મોકલ્યું, મીરાંબાઇએ પીધું ઝેર,
તોપણ મૃત્યુ પામી નહિ, ચઢી પ્રેમની લહેર,
દયા કરી દરશાવો રે, ક્યાં છે પ્રગટ હરી—અનુભવી૦ ૨

સાખી

દુર્વાસા ઋષીને જમાડવા, ગઈ હતી વ્રજની ગોપી,
શ્રી કૃષ્ણે વ્રજમાં લીલા, કરી તો પણ કહેવાયા યોગી,
યમુનાએ માર્ગ આપ્યો રે, ગોપી ગઇ પાર ઉતરી—અનુભવી૦ ૩

સાખી

મન વાણી પહોંચે નહિ. બાવન અક્ષર બહાર,
પરમાત્માનું સ્વરૂપ શું ? નહિ નામ રૂપ આકાર,
મોહન કહે બતાવો રે, દર્શન ક્યારે દેશો હરિ—અનુભવી૦ ૪



પદ ૨૦૬ ઉત્તર રાગ કાફી ધીરાના પદનો

સાંભળજો સંત સનેહી રે, એકાગ્ર ચિત્ત કરી,
દેહ છતાં વિદેહીરે, સ્વયં જ્યોતિ રૂપ હરી—ટેક૦

સાખી

જ્ઞાન અગ્નિ અને શાંતિ નારી, બ્રહ્મ નિષ્ઠા પ્રાપ્ત કરી,
જ્ઞાનાગ્નિ શિતળ હોવાથી, દેહદાઝે નહિ વાત ખરી,
રિદ્ધિ સિદ્ધિ ભોગવતાંરે, વિદેહી દશા પ્રાપ્ત કરી—સાંભળજો. ૧

સાખી

શસ્ત્ર છેદી શકે નહિ, અગ્નિથી બળી ન જાય,
પાણી થકી ભીંજે નહિ, પવનથી નવ શોષાય,
અજર અમર આત્મા રે, ઘટમાં પ્રગટ હરી—સાંભળજો. ૨

સાખી

દુર્વાસાએ બ્રહ્માર્પણ કરી, ભોજનની ક્રિયા કરી,
સાક્ષી સ્વરૂપે રહી શ્રી કૃષ્ણે, વ્રજમાં લીલા કરી,
જ્ઞાન ગંગા છે યમુના રે, પ્રેમી ગયા પાર ઉતરી-સાંભળજો. ૩

સાખી

મન બુદ્ધિ વાણીથી ન્યારો, નિત્ય મુક્ત નિરાકાર,
સ્વયંપ્રકાશ સ્વરૂપ છે, સનાતન સર્વાધાર
મોહન ગુરૂ કૃપાથીરે, જયાં જોઉં ત્યાં પ્રગટહરી.-સાંભળજો૦ ૪



પદ ૨૦૭ પ્રશ્ન. રાગ કાફી ધીરાના પદનો.

સત્સંગી આવોરે, સંત સમાગમ કરીએ,
સિદ્ધાંત સમજાવોરે, સત્સંગ કરી શંશય હરીએ—ટેક.

સાખી

બાવન અક્ષર કયાંથી થયા, ચાર વાણી ને વેદ,
ચાર વેદનો સાર શું? સમજાવો એ ભેદ,
સાધન શું કરવાથી રે, સંસાર સાગર તરીએ-સત્સંગી૦ ૧.

સાખી

આ સૃષ્ટિની રચના પહેલાં, હતો શુદ્ધ બ્રહ્મ એક,
એકનો અનેક સ્વરૂપે થયો, સંતો કરજો વિવેક,
મુક્તિનો માર્ગ બતાવોરે, પરમ પદ પ્રાપ્ત કરીએ-સત્સંગી૦ ૨

સાખી

કાળીનાગના ડંશથી, ચઢે સર્વને ઝેર,
કૃષ્ણે કાળીનાગ નાથ્યો, થઈ છે લીલા લહેર,
પ્રગટ પ્રભુ બતાવો રે, પલપલ દર્શન કરીએ–સત્સંગી૦ ૩

સાખી

જળની મધ્યે દ્રષ્ટિ રાખી, ઉપર વેધન કરે,
અર્જુન જેવા વિર પુરૂષને, સતી દ્રૌપદી વરે,
**મોહન** કહે મુકિતનોરે, પરમાનંદ પ્રાપ્ત કરીએ–સત્સંગી૦ ૪.



**પદ ૨૦૮ ઉતર** રાગ—કાફી ધીરાના પદનો.

સંતો શ્રવણ કરજો રે, અંતરમાં ઉમંગ ધરી,
ધ્યાન અહોનિશ ધરજોરે, ઘટમાં છે પ્રગટ હરી—ટેક૦

સાખી

બાવન અક્ષર ૐકારમાંહી, ચાર વાણી ને વેદ,
**तत्वमसि** તે તુંજ છે, **ગુરૂ ગમથી** જાણ્યો ભેદ,
સંત સંમાગમ કરજોરે, સંસાર સાગર જાશો તરી–સંતો૦ ૧

સાખી

આદિ મધ્યને અંતમાં, શુદ્ધ ચૈતન્ય રૂપ એક
**एकोऽहं** , એકમાંથી થયા અનેક,
ગુરૂ ગમ જ્ઞાનથીરે, જુઓ તમે ધ્યાન ધરી—સંતો૦ ૨

સાખી

પ્રાણી માત્રને ડંશ મારે છે, કામદેવ તે કાળો નાગ,
શ્રી કૃષ્ણે કામને વશ કર્યો, અદ્ભુત જ્ઞાન, વૈરાગ,
દિવ્ય દ્રષ્ટિએ દેખ્યારે, **સ્વયંજ્યોત** રૂપ હરી–સંતો૦ ૩.

સાખી

અંતર આત્મ દ્રષ્ટિ રાખી, ધ્યાન અહોનિશ ધરે,
અર્જુનની માફક યોગીને પણ, અવિચળ પદવી મળે,
**મોહન** ગુરૂ કૃપાથીરે જીવન્મુકિત પ્રાપ્ત કરી–સંતો૦ ૪

**પદ ૨૦૯ પ્રશ્ન.** રાગ—કાફી ધીરાના પદનો.
**તત્વદર્શી** આવોરે, કહેજો અનુભવ કરી,
દયા કરી દર્શાવોરે, શાથી મળે પ્રગટ હરી.—ટેક૦

**સાખી**

**અભિમન્યુ** ષટકોઠા જીત્યો, લોહ સુવર્ણ પાષાણ,
તાંબુ પિત્તળ ચાંદી વિગેરે, કહે છે શાસ્ત્ર પુરાણ.
એવો મહાન યોદ્ધોરે, માટીમાં કેમ ગયો મરી–તત્વદર્શી૦ ૧.

**સાખી**

**વાળી** વાનર મહા બળવાળો, **રાવણ** ચાંપે ચરણ,
સાત તાડ શ્રી રામે વિંધ્યા, વાળી પામ્યો મરણ,
સિદ્ધાંત સમજાવો રે, તત્વનો વિચાર કરી.–તત્વદર્શી૦ ૨.

**સાખી**

**શ્રીરામે** વાળીને માર્યો, આપ્યો **મોક્ષ** નિરધાર,
કૃષ્ણાવતારમાં પારધિ રૂપે, ફેર ધર્યો અવતાર,
શંશય સર્વે કાપો રે, સત્ય વાત શું છે ખરી–તત્વદર્શી૦ ૩

**સાખી**

**શુકદેવનો** સત્સંગ કર્યો, સાત દિવસ નિરધાર,
**પરિક્ષિત** પરમપદ પામ્યો, સફળ થયો અવતાર,
**મોહન** કહે બતાવો રે, **દર્શન** કયારે **દેશે** હરી–તત્વદર્શી૦ ૪.

**પદ ૨૧૦ ઉત્તર.** રાગ—કાફી ધીરાના પદનો.

ગુરૂજી મ્હારા જ્ઞાની રે, પ્રગટ પ્રભુ પારસમણી,
સ્વયં પ્રકાશ સ્વામી રે, અકળ કળા આપ તણી.-ટેક૦

સાખી

છ કોઠા **અભિમન્યુ** જીત્યો, રહ્યો દેહ અભિમાન,
દેહાભિમાનને દુર કરે તે, પામે પદ નિર્વાણ,
અજર અમર પદ આપેરે, સદ્ગુરૂ સમર્થ ધણી-ગુરૂજી૦-૧.

**સાખી**

**આત્મારામ** છે રામજી, **રાવણ** દેહ અભિમાન,
સપ્ત ભુમિકા સાધીને, માર્યું સુરતા રૂપી બાણ,
કાયા વૃક્ષ મન વાળીરે, આત્મારામે નાખ્યો હણી-ગુરૂજી૦ ૨.

**સાખી**

**વાળીને** મારી મુકિત આપી, તે સાલોકય મુકિત ગણાય,
સાલોકય મુકિત મળે તેહનો, જન્મ ફરીથી થાય,
બંન્ને વાતો સાચી રે, રામાયણને ભાગવત તણી-ગુરૂજી૦ ૩

**સાખી**

હું ને મ્હારૂં મુકી **પરિક્ષિતે**, કથા સુણી નિરધાર,
**શુકદેવ** સાચા સદ્ગુરૂ મળીઆ, પામ્યો પરમપદ સાર,
**મોહન** ગુરૂ કૃપાથી રે, ઘટમાં દેખ્યા અલખ ધણી-ગુરૂજી૦ ૪



**પદ ૨૧૧ પ્રશ્ન** રાગ-કાફી ધીરાના પદનો

**તત્વદર્શી** આવો રે, તત્વનો વિચાર કરીએ,
કૃપા કરી બતાવોરે, હરદમ ધ્યાન કોનું ધરીએ-ટેક૦

સાખી

જીવ ઇશ્વરનું પદ કયું ? કયા પદમાં છે બ્રહ્મ ?
મહા વાકયનો મર્મ શું ? કોને કહો છો પરબ્રહ્મ ?
સાધન શું કરવાથીરે, સ્હેજે ભવજલ તરીએ-તત્વદર્શી૦ ૧

સાખી

ચાર અવસ્થા કોને કહેવી ? સાક્ષીનું શું રૂપ?
કયી અવસ્થા બ્રહ્મની ? કેવું છે બ્રહ્મ સ્વરૂપ ?
સ્મરણ શ્વાસો શ્વાસેરે, કહો કેવી રીતે કરીએ-તત્વદર્શી૦ ૨

સાખી

જીવ શિવ કયાં રહે છે ? કયાં છે બ્રહ્મનું ધામ ?
તન છુટે હંસો કયાં જાશે ? કયાં કરશે વિશ્રામ ?
દયા કરી દર્શાવોરે, અંતે કયાં જઇ ઠરીએ-તત્વદર્શી૦ ૩

સાખી

ચાર વેદ ષટ શાસ્ત્રનો, શું સમજવો ભેદ,
જીવ ઇશ્વરને બ્રહ્મનો, કરો ભેદ ભ્રમ છેદ,
મોહન મર્મ બતાવોરે, આતમ અનુભવ કરીએ-તત્વદર્શી૦ ૪

---

**પદ ૨૧૨ ઉત્તર** રાગ કાફી ધીરાના પદનો
પ્રભુ છે અંતર્યામિ રે, એવો અનુભવ કરીએ,
સ્વયં પ્રકાશ સ્વામિ રે, અખંડ એ ધ્યાન ધરીએ-ટેક૦

સાખી

તત્ પદ ઇશ્વર ત્વ પદ જીવ, અસિ પદમાં છે બ્રહ્મ,
તત્વમસિ તે તુંજ છે. સ્વયંપ્રકાશ પરબ્રહ્મ,
ગુરૂ ગમ જ્ઞાનથી રે, સ્હેજે ભવ જલ તરીએ-પ્રભુ૦ ૧

સાખી

જાગૃત સ્વપ્ન સુષુપ્તિનો, સાક્ષી તુર્યા રૂપ,
તુર્યાતીત પર બ્રહ્મ છે, સ્વયં જ્યોતિ સ્વરૂપ,
**સોહમ** શ્વાસો શ્વાસેરે, હરદમ સ્મરણ કરીએ–પ્રભુ૦૨

સાખી

પિંડ મહીં જીવ શિવ રહે, બ્રહ્માંડ બ્રહ્મનું ધામ,
**સ્વયં પ્રકાશ** સ્વરૂપમાં, **હંસ** કરશે વિશ્રામ,
નુરમાં નુર મિલાવી રે, તે ઠેકાણે ઠરીએ–પ્રભુ૦૩

સાખી

મન વાણી પહોંચે નહિ, નેતિ નેતિ કહે વેદ,
જીવ ઈશ્વરને બ્રહ્મનો, અખંડ લક્ષ અભેદ
**મોહન** કહે મુક્તિનોરે, સ્વયં અનુભવ કરીએ–પ્રભુ૦૪



**પદ ૨૧૩** રાગ–કાફી ધીરાના પદનો

**સદ્‌ગુરૂની** કૃપાથી રે, અખંડ બ્રહ્મ લક્ષ રહે,
દ્રષ્ટ પદાર્થ જે દિસે રે. સૌમાં સાક્ષી સ્વરૂપ લહે—ટેક૦

સાખી

સદ્‌ગુરૂના શરણે જઈ, કરો વેદાંત વિચાર,
શ્રવણ મનન સ્વાધ્યાયથી, નિરખો નિજ દિદાર,
પુરણ બ્રહ્મ નિહાળોરે, વ્યાપક વિભુ સૌમાં રહે–સદ્‌ગુરૂ૦ ૧

સાખી

નામ રૂપ ગુણ કર્મ સૌ, અસત જડ દુઃખ રૂપ,
અવિનાશી કુટસ્થ બ્રહ્મ, સત્ ચિદ્ આનંદ રૂપ,
અંતર્યામિ આત્મારે, કેવળ સાક્ષી સ્વરૂપ રહે–સદ્‌ગુરૂ૦ ૨

સાખી

**બ્રહ્માનંદના** સુખનો, આનંદ અપરંપાર,
મહિમા મુખથી શું કહું, શેષ ન પામે પાર,
સ્વયં જ્યોતિ સ્વરૂપરે, સમજીને સમાઇ રહે–સદ્ગુરૂ૦ ૩

સાખી

સ્વયંપ્રકાશ સ્વરૂપનો, અંતર અનુભવ થાય,
ગુરૂના કૃપા પ્રસાદથી, **માધવ** મોક્ષ પમાય,
**મનમોહન** મળતાંરે, સ્વરૂપાનંદ અખંડ રહે–સદ્ગુરૂ૦ ૪



પદ ૨૧૪ રાગ કાફી ધીરાના પદનો.

સંતની સેવાથી રે, ત્રિવિધિના તાપ ટળે,
**ગુરૂની** કૃપાથી રે, પરમ પદ સહેજે મળે–ટેક૦

**સાખી**

અનંત જન્મના પૂણ્યથી, મળ્યો મનુષ્ય અવતાર,
સદ્ગુરૂના ઉપદેશથી, સ્વરૂપ સાક્ષાત્કાર,
શાંન્તિનો સાગર રે, અંતરમાં અખંડ ઉછળે–સંતની૦ ૧

**સાખી**

દિવ્ય દ્રષ્ટિ આપી ગુરૂદેવે, હિરદે પ્રગટ્યો ભાણ,
હૃદય ગ્રંથી જઈ ગળી, પામ્યો પદ નિર્વાણ,
દિવ્ય દ્રષ્ટિથી જોતાંરે, સ્વયં જ્યોતિ દિસે સઘળે,–સંતની૦૨

સાખી

સ્વયં જ્યોતિનું ધ્યાન ધરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ,
મહિમા અપરંપાર છે, પાર ન પામે શેષ,
અકળ કળા એની રે, વિરલા કોઇ સંત કળે–સંતની૦ ૩

સાખી

અંતરમાં ઉમંગ ધરી, સદા કરો સત્સંગ,
સ્વયં પ્રકાશ સ્વરૂપ તું, નિત્ય મુકત અસંગ,
**માધવ મનમોહન** રે, અંતર્યામિ ઘટમાં મળે–સંતની૦ ૪



પદ ૨૧૫–રાગ કાફી ધીરાના પદનો

સમજ મન મ્હારારે, શિખામણુની વાત કહું,
સત ચિદ્ આનંદ તું છે રે, સૌમાં રૂપ ત્હારૂં રહ્યું–ટેક૦

સાખી

બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્યને શુદ્ર, ચાર વર્ણ કહેવાય,
સૌમાં વ્યાપક સૌથી ન્યારો, પુરણ બ્રહ્મ સદાય
એક અખંડ અનાદિરે, અદ્વૈત ઓતપ્રોત રહ્યું–સમજ૦ ૧

સાખી

ભૂત ભવિષ્ય વર્તમાનનો. સાક્ષી તૂર્યા રૂપ,
મન વાણી પહોંચે નહિ, અક્ષરાતીત અનુપ,
અકળીત બાજી એની રે, વિસ્તારીને શું રે કહું–સમજ૦ ૨

સાખી

અંતર બાહિર એકરસ, અજર અમર અવિનાશ,

વ્યાપક પિંડ બ્રહ્માંડમાં, સોહમ સ્વયં પ્રકાશ,
પ્રગટ દેખો પિંડમાં રે, ચૈતન્ય તત્વ વિલસી રહ્યું–સમજ૦ ૩

સાખી

સદ્‌ગુરૂના શરણે રહી, દિવ્ય દ્રષ્ટિ કરી દેખ,
મોહન માધવ છે બહુનામી, પણ કુટસ્થ એકનો એક,
પૂરણ બ્રહ્મ પોતેરે, સમજીને સમાઈ રહું–સમજ૦ ૪



પદ ૨૧૬ રાગ–કાફી મીરાના પદનો.

પરમાનંદ પામ્યોરે, ગુરૂદેવે કૃપા કરી;
શંસય સર્વે વામ્યોરે, અંતર્યામિ આપ હરી.–ટેક૦

સાખી

ફરતો જેને શોધવા, તીરથ ચારે ધામ,
પિંડમાં પ્રગટ પરમાત્મા, સત્ ચિદ્ આનંદ રામ,
સદ્‌ગુરૂની કૃપાથી રે, જીવન્મુકિત સ્હેજે મળી–પરમાનંદ૦ ૧

સાખી

ગુરૂના કૃપા પ્રસાદથી, થયો જ્ઞાન પ્રકાશ,
દિવ્ય દ્રષ્ટિ પ્રગટ થઈ, ભાળ્યો બ્રહ્મ વિલાસ,
સ્વયંજયોતિ જાગીરે, જયોતિમાં જયોતિ મળી–પરમાનંદ૦ ૨

સાખી

જયાં જોઉં ત્યાં પ્રગટ દિસે, પૂરણ બ્રહ્મ ભરપુર,
આઠ પહોર આનંદમાં, નિર્મલ વરસે નુર,
દર્શન પ્રભુ દીધાં રે, દાસ પર દયા કરી–પરમાનંદ૦ ૩

સાખી

સદ્ગુરૂની કૃપા થકી, થાય અલૌકિક જ્ઞાન,
સ્વયં પ્રકાશ સ્વરૂપનું, રહે નિરંતર ધ્યાન,
**માધવ મન મોહનરે,** સ્વયંજ્યોતિ રૂપ હરી–પરમાનંદ૦ ૪



**પદ ૨૧૭** રાગ કાફી ધીરાના પદનો.

ગુરૂદેવ **જ્ઞાનીરે,** પુરણ બ્રહ્મ પ્રગટ હરી,
દર્શન પ્રભુ દીધાંરે, દાસ ઉપર દયા કરી–ટેક૦

**સાખી**

સેવક જનની સ્હાય કરો છો, કેવળ કૃપા નિધાન,
દુઃખી જનોનાં દુઃખ હરો છો, **ભકત વત્સલ ભગવાન,**
ભકતોના હિત માટેરે, પ્રગટ થયા પોતે હરી–ગુરૂદેવ૦ ૧

**સાખી**

અરૂપ છો પણ રૂપ ધરીને, કર્યાં સેવકનાં કામ,
પૂરણ બ્રહ્મ પ્રગટ પરમેશ્વર, અખંડ આત્મારામ,
અનેક કામ કીધાં રે, સંતોની સહાય કરી–ગુરૂદેવ૦ ૨

સાખી

જ્યાં જોઉં ત્યાં તેજ તમારૂં, સાત દ્વિપ નવ ખંડ,
રોમ રોમમાં રમી રહ્યા છો, વ્યાપક પિંડ બ્રહ્માંડ,
પ્રગટ પ્રભુ પાસે રે, જ્યાં જોઉં ત્યાં દિસે હરી–ગુરૂદેવ૦ ૩

## સાખી

જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, ઉપમા રહિત અનુપ,
સતગુરૂ દેવ કૃપાથી **મોહન**, સત્ ચિદ્ આનંદ રૂપ,
દર્શન પ્રભુ દીધાં રે, સ્વયં જ્યોતિ રૂપ ધરી–ગુરૂદેવ૦ ૪



## પદ ૨૧૮ રાગ કાફી ધીરાના પદનો

શાન્તિ સાગર સ્વામિરે, સદ્ગુરૂ દેવ મળ્યા,
ગુરૂની કૃપાથી રે, ત્રિવિધિના તાપ ટળ્યા—ટેક૦

## સાખી

હરતાં ફરતાં ધંધો કરતાં, ધરૂં નિરંતર ધ્યાન,
જ્યાં જોઉં ત્યાં તેજ તમારૂં, સ્વયં પ્રકાશ ભગવાન,
ગુરૂ કૃપાથી ઘટમાંરે, કોટી ભાણ પ્રગટ થયા–શાંતિસાગર૦ ૧

## સાખી

અસ્તિ ભાતિ પ્રિય પુરાતન, વિશ્વંભર વિશ્વાધાર,
સ્વયં જ્યોતિ સત્ય સનાતન, તન મન પ્રાણાધાર,
પ્રગટ પ્રભુ જોયા રે, રોમ રોમ રમી રહ્યા–શાંતિસાગર૦ ૨

## સાખી

મન કલ્પિત મત પંથ ઘણા, કહેતાં ન આવે પાર,
સર્વ ધર્મનો સાર બતાવ્યો, પરમ સત્ય એક સાર,
સંત જન શાણારે, સમજીને સમાઇ ગયા–શાંતિસાગર૦ ૩

સાખી

એક અખંડ અનાદિ અનંત, અલખ પુરૂષ અવિનાશ,
સકળ કળા સંપુર્ણ સ્વામિ, સ્વયં જ્યોતિ પ્રકાશ,
**મોહન** મુકિત પામ્યોરે, ગુરૂદેવે કરી દયા–શાંતિસાગર૦

પદ ૨૧૯. રાગ કાફી ધીરાના પદનો.

સંત સમાગમ કરીએ રે, અંતરમાં ઉમંગ ધરી,
ધ્યાન અહોનિશ ધરીએરે, ઘટમાંહી પ્રગટ હરી–ટેક૦

સાખી

જો સમજો તો મનુષ્ય દેહ છે, અમુલ્ય રત્નની ખાણ,
ભવસાગરથી પાર ઉતરવા, નર તન વહાણ સમાન,
તરણ તારણરે, સદ્દગુરૂ દેવ હરી—સંત૦ ૧

સાખી

કોટી જન્મના પૂન્યથી, મળ્યો મનુષ્ય અવતાર,
સંત પુરૂષના શરણે જઇને, કરવ તત્વ વિચાર,
ગુરૂની કૃપાથી રે, ગર્ભવાસ નાવે ફરી–સંત૦ ૨

સાખી

જન્મ મરણથી મુકત થવાને, કરો જ્ઞાન ને ધ્યાન,
શ્રદ્ધા રાખી સત્સંગ કરજો, સંત પ્રગટ ભગવાન,
કૃપાના સાગર રે, ગુરૂદેવે કૃપા કરી, સંત૦—૩

સાખી

ગુરૂના કૃપા પ્રસાદથી, થયું સ્વરૂપનું ભાન,
રોમ રોમમાં રમી રહ્યા છે, ઘટમાં આતમરામ,
**મોહન ગુરૂ કૃપાથીરે**, ઘટ ઘટમાં દેખ્યા હરી.–સંત૦ ૪

**પદ ૨૨૦.** રાગ કાફી ધીરાના પદનો.

ગુરૂ મળ્યા જ્ઞાની રે, ગુરૂદેવ પ્રગટ હરી,
ગુરૂજીની કૃપાથીરે, જીવન્મુક્તિ પ્રાપ્ત કરી-ટેક૦

સાખી

ભ્રાંતિથી બ્રહ્માંડ ભાસે, બ્રહ્મ નહિ દેખાય,
દેખત ભૂલી ફરે છે દુનીયા, પ્રભુને શોધવા જાય,
પ્રગટ પ્રભુ પાસેરે, દેખો દિવ્ય દ્રષ્ટિ કરી-ગુરૂ૦ ૧.

સાખી

ચાર સાધન સિદ્ધ કરી, ગુરૂ શરણુમાં જાય,
અખંડ પ્રભુનું ધ્યાન ધરે તો, પ્રગટ પ્રભુ દેખાય,
પુરણ બ્રહ્મ પોતે રે, જુઓ આપ અનુભવ કરી-ગુરૂ૦ ૨

સાખી

તત્વદર્શી ગુરૂદેવ કૃપાથી, જ્ઞાન અલૌકિક થાય,
તત્ પદ ત્વં પદ ત્યાગ કરી, અસિ પદમાંહી સમાય,
સપ્ત ભુમિકા સાધીરે, જીવન્મુક્તિ પ્રાપ્ત કરી-ગુરૂ૦ ૩

સાખી

ષટ ચક્ર ભેદન કરીને, ત્રિકુટી ધ્યાન લગાય,
સ્વયં જ્યોતિ સ્વરૂપનાં, પલપલ દર્શન થાય,
મોહન ગુરૂકૃપાથી રે, નયણે નિરખ્યા આજ હરી-ગુરૂ૦ ૪



**પદ ૨૨૧** રાગ કાફી ધીરાના પદનો

ગુરૂજી મળ્યા જ્ઞાની રે, ગુરૂદેવે દયા કરી,
**સચ્ચિદાનંદ** સ્વામીરે, ઘટમાં પ્રગટ હરી.–ટેક૦

**સાખી**

વ્યષ્ટિ દેહમાં જીવ રહે છે, સમષ્ટિમાં શિવ રૂપ,
પિંડ બ્રહ્માંડમાં વ્યાપક છે, પુરણ બ્રહ્મ સ્વરૂપ,
**સ્વયં જ્યોતિ** સ્વરૂપે રે, દરશન દીધાં હરી–ગુરૂજી૦ ૧

**સાખી**

**तत्पद** ઇશ્વર **त्वंपद** જીવ, **असि** પદ બ્રહ્મ અરૂપ,
અસ્તિ ભાતિ પ્રિય પ્રભુ, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ,
સદ્‌ગુરૂની કૃપાથીરે, જીવન્મુકિત સહેજે મળી–ગુરૂજી૦ ૨

**સાખી**

જાગૃત સ્વપ્ન સુષુપ્તિનો, **સાક્ષી** તુર્યા રૂપ,
તુર્યાતીત પરમાત્મા, **અલખ** અનામ અરૂપ,
**અક્ષરાતીત** અનામીરે, **સ્વયંજ્યોતિ** રૂપહરી–ગુરૂજી૦ ૩

**સાખી**

**तत्वमसि** મહાવાકયનો, વિરલા જાણે ભેદ
**જીવ ઇશ્વરને બ્રહ્મનો અખંડ લક્ષ અભેદ**
**મોહન સ્વયંજ્યોતિરે,** જ્યોતિમાં જ્યોતિ મળી–ગુરૂજી૦ ૪



**પદ ૨૨૨** રાગ કાફી. ધીરાના પદનો

પ્યાલો મને પાયો રે, ગુરૂજીએ પ્રેમ ધરી,
દયા કરી દરશાવ્યો રે, ઘટમાં પ્રગટ હરી.–ટેક૦

સાખી

**तत्पद्** ઈશ્વર **त्वपद्** જીવ, **असि** પદ બ્રહ્મ નિહાર,
**तत्वमसि** તે તુંજ છે, ગુરૂ ગમ જ્ઞાન વિચાર,
પરમાનંદ પાયોરે, અભેદ અનુભવ કરી–પ્યાલો૦ ૧

સાખી

સગુણ નિર્ગુણ ભેદ નહિ જ્યાં, ક્ષર અક્ષરની પાર,
અખંડ એક અનાદિ અનામિ, અલખ અગમ અપાર,
સ્વરૂપમાં સમાયોરે, જ્યોતિમાં જ્યોતિ મળી–પ્યાલો૦ ૨

સાખી

સચ્ચિદાનંદ ઘન છો સ્વામિ, અજર અમર અવિનાશ,
પ્રગટ પ્રભુ છો અંતર્યામિ, સાક્ષી સ્વયંપ્રકાશ,
અલખ ઓળખાયોરે, અખંડ એક રૂપ હરી–પ્યાલો૦ ૩

સાખી

અનંત કોટી સૂર્ય ચંદ્રનો, જ્યાં છે દિવ્ય પ્રકાશ,
સ્વયંજ્યોતિ પ્રકાશ પ્રભુનો, અખંડ બ્રહ્મ વિલાસ
**મોહન** ગુરૂ કૃપાથીરે, જીવન્મુકિત સ્હેજે મળી–પ્યાલો૦ ૪



**પદ ૨૨૩.** રાગ કાફી ધીરાના પદનો.

સ્વામિ છે અંતર્યામીરે, સ્વયંજ્યોતિ રૂપ હરી,
દર્શન પ્રભુ દીધાં રે, અલૌકિક રૂપ ધરી. ટેક૦

સાખી

સ્થુલ સુક્ષ્મ કારણુથી ન્યારો, નહિ મહાકારણુ રૂપ,
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, તુર્યાતીત નિજ રૂપ,
**જીવન્મુક્તિ** માણીરે, ગુરૂદેવે કૃપા કરી—સ્વામિ૦ ૧

સાખી

અન્ન મનોમય પ્રાણુ વિજ્ઞાન, આનંદમય આધાર,
પંચ પ્રાણુ પંચકોષથી ન્યારો, સનાતન સર્વાધાર,
**અલખ** અરૂપીરે, મન બુદ્ધિ શકે ન કળી-સ્વામિ૦ ૨

સાખી

પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, જ્યાં નહિ શબ્દ ઉચ્ચાર,
મન વાણી કાયાથી ન્યારો, બાવન અક્ષર બહાર,
**અક્ષરાતીત** અનામીરે, પ્રગટ જોયા પિંડમાં હરી-સ્વામિ૦ ૩

સાખી

અનંત કોટી ભાણુ સમ, ઝળહળ જ્યોતિ રૂપ,
પ્રગટ પિંડ બ્રહ્માંડમાં, સ્વયં પ્રકાશ સ્વરૂપ,
**મોહન** સ્વયંજ્યોતિરે, દેખી દિવ્ય દ્રષ્ટિ કરી-સ્વામિ૦ ૪



**પદ ૨૨૪ રાગ કાફી ધીરાના પદનો.**

સદ્ગુરૂ સ્વામિ રે, પ્રગટ પ્રભુ આપ હરી,
દર્શન દીધાં રે, દાસ ઉપર દયા કરી-ટેક૦

સાખી

સંત પ્રગટ ભગવાન છે, ગુરૂ ગોવિંદ એક રૂપ,
હરિજન હરિ સમાન છે, સ્વયં જ્યોતિ સ્વરૂપ,
ઘટ ઘટમાં વ્યાપકરે, પૂરણ બ્રહ્મ પ્રગટ હરી—સદ્‌ગુરૂ૦ ૧

સાખી

આદિ અંતમાં એકજ સ્વામિ, સચરાચરમાં શ્યામ,
અંતરમાં છે અંતર્યામિ, રોમ રોમમાં રામ,
અંદર બહાર એકજરે, દેખ્યા દિવ્ય દ્રષ્ટિ કરી–સદ્‌ગુરૂ૦ ૨

સાખી

એક અખંડ અનાદિ અનંત, સત્ ચિદ્ આનંદ રૂપ,
મન વાણી પાર ન પામે, ઉપમા રહિત અનુપ,
અકળ કળા એવી રે, કોઈ નવ શકે કળી—સદ્‌ગુરૂ૦ ૩

સાખી

અજર અમર અખંડ અનામિ, અક્ષરાતીત અરૂપ,
સચરાચરમાં વ્યાપક સ્વામિ, સ્વયં પ્રકાશ સ્વરૂપ,
**મોહન** સ્વયંજ્યોતિ રે, જ્યોતિમાં જ્યોતિ મળી–સદ્‌ગુરૂ૦ ૪



## ૫૬ ૨૨૫ જ્યોતિ સ્વરૂપનો સાક્ષાત્કાર

રાગઃ—ભલી ભાર્ત ભુમિ વિષે રોજ રહેતો.

અનંત કોટી ભાનુનો જ્યાં પ્રકાશ,
મહા તેજનો પુંજ સ્વયં પ્રકાશ,
અખંડ આનંદમય ધામ મ્હારૂં,
**સ્વયં જ્યોતિ પ્રકાશ** સોમાં નિહાળું. ૧

નહી મન બુદ્ધિ અહંકાર ચિત્ત,
નહીં શ્રોત્ર જીહ્વા નહી ઘ્રાણ નેત્ર
નહીં વ્યોમ ભૂમિ ન તેજો ન વાયુ
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું. ૨

નહીં પંચ વાયુ નહીં પંચ કોષ,
નહી સપ્ત ધાતુ નહી રાગ રોષ,
અહો ! અસ્તિ ભાતિ પ્રિય રૂપ મ્હારૂ,
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું. ૩

ન કામ ન ક્રોધ નથી મોહ લોભ,
નહી મદ મત્સર નહી બંધ મોક્ષ,
સદા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ મ્હારૂં,
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું. ૪

નહી મૃત્યુ શંકા નહિ ભેદા ભેદ,
અમૂર્ત અરૂપ સ્વરૂપ અભેદ,
અજર અમર રૂપ મેં જાણ્યું મ્હારૂં,
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું ૫

સ્વરૂપ જાણી અભય હું રહું છું.
નિરંતર કૃપા સદ્‌ગુરૂની ચહું છું,
ગુરૂ કૃપાથી સ્વરૂપ જાણ્યું મ્હારૂં
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું. ૬

અખિલ વિશ્વમાં સચ્ચિદાનંદ આપ,
અનાદિ અનંત અખંડ અમાપ

પ્રભુ જ્યાં જોઉં ત્યાં બધે તેજ ત્હારૂં
સ્વયં જ્યોતિ પ્રકાશ સૌમાં નિહાળું. ૭

ગુરૂની કૃપાથી કહે **રામમોહન,**
શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સોહમ,
સત્ ચિદ્ આનંદ ઘન રૂપ મ્હારૂં,
**સ્વયં જ્યોતિ પ્રકાશ** સૌમાં નિહાળું. ૮

ૐ શાંતિઃ શાંતિ શાંતિઃ

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥**



## પદ ૨૨૬ આત્મ સ્વરૂપનો અનુભવ.

સાખી

ૐ તત્સત બ્રહ્મ અજ, અચલ અનામ અરૂપ,
અગમ અપાર અખંડ એક; સત્ ચિદ્ આનંદ રૂપ.... ૧
શ્રી સદગુરૂના ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ,
દયા કરી ગુરૂ દીજીએ, હરિ રસ અમૃત સ્વાદ... ૨
વાણી શકે નહિ વર્ણવી, સદ્ગુરૂ કેરૂં સ્વરૂપ,
મન બુદ્ધિ પહોંચે નહિ, ઉપમા રહિત અનુપ... ૩
પ્રથમ પુરણ પ્રેમથી, વંદુ સદ્ગુરૂ ચરણ,
તાપ ટળે સંસારના, મટે જનમ ને મરણ... ૪
સદ્ગુરૂ સંત કૃપા થકી: ઉપજે નિર્મલ જ્ઞાન,
શુદ્ધ ચૈતન્ય તુર્યાપદે, રહે નિરંતર ધ્યાન... ૫

મનના પ્રપંચ મુકજો, કરજો તત્વ વિચાર,
રત્ન ચિંતામણિ જન્મ આ, નહિ આવે વારંવાર... ૬

તજશે આપું આપદા, ભજશે પુરણ બ્રહ્મ,
એક પલકમાં પ્રલય થશે, કોટી જન્મનાં કર્મ... ૭

સદ્ગુરૂ શબ્દ વિચારતાં, પ્રગટે જ્ઞાન પ્રકાશ,
રવિ ઊગે રજની ટળે, થાય અવિદ્યા નાશ... ૮

નિર્મળ નયને નિરખતાં, દર્શે નિજ દેદાર,
સાગરથી સહુ ઉપજે, લહેરી અનંત અપાર... ૯

તત્વ સાર ત્રિલોકમાં, ગુરૂ ગોવિંદ એક રૂપ,
આદિ મધ્ય અંતે એક છે, હરિ ગુરૂ સંત સ્વરૂપ...૧૦

સત્ ચિદ્ આનંદ સર્વમાં, ભરી રહ્યો ભરપુર,
દિન રજની રહે રંગમાં, નિર્મલ વરસે નુર...૧૧

પ્રિતમ

## પદ ૨૨૭ અનહદ નાદ.

રાગ–શું ? નટવર વસંત થેઈ થેઇ નાચી રહ્યો.

ૐ કારનો અનહદ નાદ ગાજી રહ્યો, (૨)
ગાજી રહ્યોરે, ગજાવી રહ્યો ૐકારનો અનહદ નાદ ગાજી રહ્યો

સાખી

અમરમંત્ર ૐકાર છે, તરણ તારણહાર,
ચાર વેદનો સાર એ, એકાક્ષર ૐકાર,

ચલતી

અનહદ નાદ અખિલ વિશ્વમહીં વ્યાપતો, (૨)
શ્રવણ કરનારને એ પરમ શાંન્તિ આપતો (૨)
**રામમોહન** રોમ રોમ રમી રહ્યો,ૐકારનો અનહદનાદ ગાજી રહ્યો

## પદ ૨૨૮. રાસ

રાગ—શું ? નટવર વસંત થેઈ થેઈ નાચી રહયો

અહા ! અંતરે અનહદ નાદ ગાજી રહયો (૨)
ગાજી રહ્યો રે ગજાવી રહ્યો........ ...અહા !૦ ૧

**સાખી**

આત્માનંદ નિમગ્ન જે, જાણે વિરલા સંત,
નસ નસ રસ વ્યાપી રહ્યો, દિવ્ય નાદ અનંત,

**ચલતી**

અખંડ એક નાદ યાદ એકતાની આપતો, [૨]
બ્રહ્મનો વિલાસ પાસ માયાના કાપતો, [૨]
બ્રહ્મનાદ બ્રહ્માંડને ગજાવી રહ્યો........અહા !૦ ૨

**સાખી**

મીઠો શાંન્ત રસિકડો, મંજુલ મનહર નાદ,
અણુઅણુમાં રમતો ફરે, રહે અહોનિશ યાદ,

**ચલતી**

**મસ્તની** એ મસ્તિને નચાવનાર નાદ છે, [૨]
**યોગી** તણા યોગમાં અલક્ષનો પ્રસાદ છે, [૨]
ગુપ્ત ને ગંભીર ગ્નાન ગાઈ રહ્યો......અહા !૦ ૩

**સાખી**

ચાર સ્વરૂપે વિસ્તર્યો, વિશ્વે કરે વિલાસ,
એકાક્ષરી મંત્રે ઠર્યો, નહિ જ્યાં નાદ અનાદ.

### ચલતી

હર્ષ, શોક, પાર અહા? નાદનું નિશાન છે, (૨)
યોગના અભ્યાસમાં એ સ્થિરતાનું સ્થાન છે, (૨)
પરમાનંદનું પિયુષ પિલાવી રહ્યો.........અહા ?૦ ૪

### સાખી

સ્વયં પ્રકાશ સ્વરૂપનાં, પલપલ દર્શન થાય,
સદ્‌ગુરૂની કૃપા થકી, જીવન્મુક્તિ પમાય,

### ચલતી

સદ્‌ગુરૂની સ્હાય અને શિષ્ય છે સુપાત્ર જ્યાં, (૨)
અલભ્ય નહિ કાંઈ, થાય જ્યોતિનો પ્રકાશ ત્યાં, (૨)
**સ્વયં જ્યોતિ** સ્વરૂપમાં સમાઇ રહ્યો ...અહા ?૦ ૫

મણિશંકર.



## પદ ૨૨૯ રાસ

પ્રભુ પ્રેમીના અંતરમાંહી, આનંદ આજ છાઈ રહ્યો
હ્રદય કમળમાં રોમ રોમમાંહી, આનંદ આજ છાઇ રહ્યો૦ ટેક.

### સાખી

**સદ્‌ગુરૂના** શરણે રહી, કરો સદા સત્સંગ,
**तत्त्वमसि** તે તુંજ છે, નિત્ય મુક્ત અસંગ,
જપે **सोऽहम** શ્વાસોશ્વાસ, આનંદ આજ છાઇ રહ્યો, (૨)
રોમ રોમમાં પ્રભુનો પ્રકાશ, આનંદ આજ છાઇ રહ્યો૦ ૧

### સાખી

પ્રત્યેક શ્વાસોશ્વાસમાં, અખંડ બ્રહ્મનો લક્ષ,
દિવ્ય દ્રષ્ટિથી દેખતાં, પ્રભુ દિસે પ્રત્યક્ષ,
જેના દર્શનથી દિવ્યતા ભાસે, આનંદ આજ છાઇ રહ્યો, [૨]
સ્વયં જયોતિ સ્વરૂપે પ્રકાશે, આનંદ આજ છાઈ રહ્યો૦ ૨

### સાખી

સત્ ચિદ્ આનંદ રૂપ છે, સનાતન સર્વાધાર,
સ્વયં પ્રકાશ સ્વરૂપ છે, નિત્ય મુકત નિરાકાર,
ગુરૂ ગોવિંદ એકજ રૂપ, આનંદ આજ છાઇ રહ્યો, [૨]
પ્રભુ પુરણ બ્રહ્મ સ્વરૂપ, આનંદ આજ છાઇ રહ્યો૦ ૩

### સાખી

વિશ્વંભર વિલસી રહ્યો, અણુ અણુ મોઝાર
વ્યાપક સઘળા વિશ્વમાં, તેજ પુંજ એક તાર,
પ્રભુ દેખ્યા પ્રગટ પિંડમાંહી, આનંદ આજ છાઇ રહ્યો, (૨)
**વિશ્વમોહન** વ્યાપક વિશ્વમાંહી, આનંદ આજ છાઈ રહ્યો૦ ૪

---

## પદ ૨૩૦. રાસ

ચૈતન્ય...સિંધુ...ઘુઘવે...ૐ...ૐ...ૐ
ૐ......ૐ......ૐ... ગુરૂ ......ૐ...ૐ...ૐ...ચૈતન્ય૦ ૧
તન્મય...તન્મય છે...પૃથ્વી...વ્યોમ...વ્યોમવ્યોમ...ચૈતન્ય૦ ૨
ૐ...ની રશ્મિથી ઝળકે સુર્ય સોમ...સોમ...સોમ...ચૈતન્ય૦ ૩
ધ્યાતા ધ્યાને મુધાંને...ધ્યેયમાં...ૐ...ૐ...ૐ...ચૈતન્ય૦ ૪
ૐ...નાં...ગુંજન...ઉઠે......રોમ...રોમ....રોમ....ચૈતન્ય૦ ૫

ઉપેન્દ્ર ભગવાન

## राग—वंदे मातरम्

......ॐ वंदे......विश्वेश्वरम्

सत्यंज्ञानमनंतं ब्रह्मसचराचरम्
सकलं अकलं, विश्वमोहनम् ॥ ॐ वंदे विश्वश्वेरम्...१

अखंडं मंडलाकारं व्याप्तं येन चराचरम्
तत्पदं दर्शितं येन, विश्वमोहनम् ॥ ॐ वंदे विश्वेश्वरम् २

चैतन्यं शाश्वतं शान्तं व्योमातीतं निरंजनम्
बिंदुनादकलातीत विश्वमोहनम् ॥ ॐ वंदे विश्वेश्वरम् ३

नित्यं शुद्धं निराकारं परं सुखकरम्
ज्ञानबोध चिदानंदम् विश्वमोहनम् ॥ ॐ वंदे विश्वेश्वरम् ४

श्री वरं परं हितकरं कृपासागरम्
प्रभुभक्तवत्सलम् विश्वमोहनम् ॥ ॐ वंदे विश्वेश्वरम् ५

ॐ असतो मा सद् गमय ।

હે પ્રભુ મન અસત્યમાંથી સત્યમાં લઇ જાઓ.

ॐ तमसो मा ज्योतिर्गमय ।

હે પ્રભુ! મને અજ્ઞાનરૂપી અંધકારમાંથી મુકત કરી જ્ઞાનરૂપી દિવ્ય પ્રકાશમાં લઇ જાઓ.

ॐ मृत्यो माऽमृतं गमय

હે પ્રભુ! મને મૃત્યુમાંથી મુકત કરી અમરધામમાં લઇ જાઓ.

ॐ शान्ति : शान्ति : शान्ति :

ॐ श्री सद्गुरूदेव परमात्मने नमः
श्री सच्चिदानंदस्वरुपायनमः



श्रीयुत रामभोहन तत्वदर्शी कृत

# श्री विश्वमोहन काव्यमाळा

## स्वरूपानंद लहरी

भाग. ३

मंगलाचरण.

श्रीमत्परंब्रह्म गुरुंस्मरामि, श्रीमत्परंब्रह्म गुरुं भजामि ।
श्रीमत्परंब्रह्म गुरुं वदामि, श्रीमत्परंब्रह्म गुरुं नमामि ॥१॥

सच्चिदानंद रुपाय, व्यापिने परमात्मने ।
नमः श्री गुरुदेवाय, प्रकाशानंद मूर्तये ॥२॥

यस्य देवे पराभक्तिर्यथादेवे तथा गुरौ ।
तस्यै ते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥३॥
साष्टांग प्रणिपातेन स्तवन्नित्यं गुरुं भजेत् ।
भजनात् स्थैर्यमाप्नोति स्वस्वरुपमयो भवेत् ॥४॥
सर्व श्रुति शिरोरत्नविराजितं पदां बुज ।
वेदांत गर्भ सूय तस्यमै श्री गुरुवे नमः ॥५॥
ध्यान मूलं गुरुमुर्तिः पूजा मूलं गुरुपदं ।
मंत्र मूलं गुरुर्वाक्यं मोक्ष मूलं गुरुकृपा ॥६॥
आपन्नोस्मि शरण्योस्मि सर्वावस्थास्मि सर्वदा ।
भगवन्न स्तवां प्रपन्नोस्मि रक्षमां शरणांगतम् ॥७॥
ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ! ! !

---

પદ ૨૩૧ રાગ—કલ્યાણ

## શ્રી સદગુરૂદેવની સ્તુતિ

(રાગ—અબ તો મેરો રામ નામ દુસરો ન કોઇ)

જય જય સદ્‌ગુરૂદેવ, શરણુ મૈં તુમ્હારી,
શરણુ મૈં તુમ્હારી, પ્રભો શરણુ મૈં તુમ્હારી૦ જય જય૦ ૧
ભક્ત જન રટત નામ, વેદ શ્રુતિ કરત ગાન,
ઋષિ મુની ધરત ધ્યાન, શરણુ સુખકારી૦ જય જય૦ ૨
પ્રગટ પ્રભુ ગુરૂદેવ, તુમ હો દેવાધિદેવ,
સુર નર કરત સેવ, મહિમા અતિ ભારી૦ જય જય૦ ૩
હ્રદય કમલ કરકે વાસ, રહતે હો સંતનકે પાસ
ભક્તજનકી પુરો આશ, લીજીએ ઉગારી૦ જય જય૦ ૪

તુમ હો પ્રભુ તારણ તરણ, આયા હું તુમ્હારી શરણ,
**રામમોહન** ગુરૂ ચરણ, જાઉં બલિહારી૦ જય જય ૫

## પદ ૨૩૨ રાગ—કલ્યાણ

સત્ ચિદ્ આનંદઘન, સચરાચર છાયો,
ચૈતન્ય સત સનાતન, પરમ તત્વ પાયો૦ સત૦ ૧
ગુરૂકે કૃપા પ્રસાદ, પરમાનંદ પાયો,
ઘટમાંહી પ્રગટ પ્રભુ, સદ્ગુરૂ બતાયો૦ સત૦ ૨
અજર અમર અવિનાશ, ચેતન દરશાયો,
સ્વયં જયોતિ પ્રકાશ, પ્રગટ પ્રભુ પાયો૦ સત૦ ૩
નિત્ય મુક્ત નિરાકાર, નિગમ નેતિ ગાયો,
સ્વયં સિધ્ધ સર્વાધાર, અપનો રૂપ દિખાયો.૦ સત૦ ૪
અલખ અનામ અરૂપ, અનુભવમેં આયો,
**રામમોહન** નિજ સ્વરૂપ, સમજ કે સમાયો૦ સત૦ ૫

## પદ ૨૩૩ રાગ—કલ્યાણ

સત્ ચિદ્ આનંદ રૂપ, સચરાચર માંહી,
સ્વયં જયોતિ સ્વરૂપ, પ્રભુ પિંડમાંહી૦ સત૦ ૧
સિંધુસેં બિંદુ ભયો, બિંદુ સિંધુમાંહી,
બિંદુ સિંધુમેં સમાયો, ભેદ કછુ નાહી૦ સત૦ ૨
બીજમેંસેં વૃક્ષ ભયો, વૃક્ષ બીજમાંહી,
એકસેં અનેક ભયો, અનેક એક માંહી૦ સત૦ ૩

વિશ્વ પૂરણ બ્રહ્મમય, બ્રહ્મ વિશ્વ માંહી,
અખંડ અદ્વૈત એક, દ્વૈત દિસે નાહી૦ સત૦ ૪
શાસ્ત્ર સિદ્ધાંત સબ, બાવન હર્ફ માંહી,
**રામમોહન** પ્રભુ દેખ, પ્રગટ પિંડ માંહી૦ સત૦ ૫



પદ ૨૩૪ રાગ—કલ્યાણ

તત્વદર્શી ગુરૂ મિલે, પરમ તત્વ પાયો,
ગુરૂકે કૃપા પ્રસાદ, આનંદ ઉર છાયો૦ તત્વદર્શી૦ ૧
**प्रज्ञानमानंद ब्रह्मः** સ્વરૂપ સમજાયો,
**अहं ब्रह्म अस्मि** દ્રઢ નિશ્ચય કરાયો૦ તત્વદર્શી૦ ૨
**तत्त्वमसि** મહામંત્ર, સામ વેદ ગાયો,
**अयमात्मा ब्रह्मः** એસો અનુભવમેં આયો૦ તત્વદર્શી૦ ૩
**सोहं हंसो हंसो सोहं** હર દમ જપાયો,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહં, અખંડ એક ધ્યાયો૦ તત્વદર્શી૦ ૪
ચૈતન્ય સત સનાતન, સચરાચરમેં છાયો,
**સ્વયં પ્રકાશ રૂપ મોહન**, સ્વરૂપમેં સમાયો૦ તત્વદર્શી૦ ૫



પદ ૨૩૫ રાગ—કલ્યાણ

સ્વયં જ્યોતિ પ્રગટ પ્રભુ, સદ્ગુરૂ બતાવે,
ગુરૂકે કૃપા પ્રસાદ, પરમાનંદ પાવે૦ સ્વયં ૧
શેષ શારદ મુનિ નારદ, મહિમા તેરી ગાવે,
અકળ કળા તેરી પ્રભુ, પાર નહિ પાવે૦ સ્વયં ૨

ઋષિ મુનિ દેવ સબ, શરણુ તેરી આવે,
શિઘ્રહી ભવ સાગર તરે, જીવન્મુક્તિ પાવે૦ સ્વયં૦ ૩
ચાર વેદ શ્રુતિ સ્મૃતિ, નિગમ નેતિ ગાવે,
માયા પાર બાવન બ્હાર, અનુભવમેં આવે૦ સ્વયં૦ ૪
સત્ ચિદ્ આનંદ રૂપ, પ્રગટ પ્રભુ પાવે,
**મોહન** સ્વયં જ્યોતિ રૂપ, જ્યોતિમેં સમાવે૦ સ્વયં૦ ૫



પદ ૨૩૬ રાગ—કલ્યાણ

સ્વયં જ્યોતિ રૂપ જાન, હૈ સબનસેં ન્યારા,
પ્રગટ પ્રભુકો પિછાન, સબકો જાણનહારા૦ સ્વયં૦ ૧
નહિ મન બુદ્ધિ ચિત્ત, નહિ હૈ અહંકારા,
શુદ્ધ બુદ્ધ નિત્ય મુક્ત, ચૈતન હૈ ન્યારા૦ સ્વયં૦ ૨
સ્વયં સિદ્ધ સનાતન, નિત્ય નિરાકારા,
તુંહી હૈ ચૈતન્ય ઘન,, સત્ય સર્વાધારા. સ્વયં૦ ૩
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય નહિ, અગમ અપારા,
ધ્યાતા ધ્યાન ધ્યેય તુંહિ, હૈ પરાકે પારા૦ સ્વયં૦ ૪
સ્વયં પ્રકાશ સ્વરૂપ સોહમ, અખંડ એક ધારા,
સત્ ચિદ્ આનંદ રૂપ **મોહન**, પરમ તત્વ પ્યારા૦સ્વયં.૦ ૫



પદ ૨૩૭ રાગ-કલ્યાણ

અખંડ આનંદ ભયો, પરમાનંદ પાયો,
**तत्वमसि** મહામંત્ર, સદ્ગુરૂ બતાયો૦ અખંડ૦ ૧

જ્ઞાન ભાનુ પ્રગટ ભયો, ચૈતન્ય દરશાયો,
નિત્ય મુકત નિરાકાર, વેદ શ્રુતિ ગાયો૦ અખંડ૦ ૨
સચરાચરમેં વ્યાપક વિભુ, વિશ્વંભર બતાયો
શુદ્ધ બુદ્ધ મુક્ત પ્રભુ, સાનમેં સમજાયો૦ અખંડ૦ ૩
નિગમ અગમ જાકો કહે, નેતિ કહી ગાયો,
શેષ શારદ મુનિ નારદ, પાર નહિ પાયો૦ અખંડ૦ ૪
સત્ ચિદ્ આનંદઘન, પ્રગટ પ્રભુ પાયો,
સ્વયંજ્યોતિરૂપ **મોહન**, જ્યોતિમેં સમાયો૦ અખંડ૦ ૫



## પદ ૨૩૮ રાગ–કલ્યાણ

**તત્વમસિ** મહામંત્ર, સદ્ગુરૂ બતાવે,
શુદ્ધ બુદ્ધ નિત્ય મુક્ત, પ્રગટ પ્રભુ પાવે૦ તત્વમસિ.૧
ગુરૂકી અપાર મહિમા, વેદ શ્રુતિ ગાવે,
અસ્તિ ભાતિ પ્રિય પ્રભુ, ગુરૂ ગમસેં પાવે૦ તત્વમસિ.૨
આપકો સ્વરૂપ ઇશ, જીવ કૈસે કહાવે,
તુંહી ધ્યાતા ધ્યેય ધ્યાન, ઓરકો કયું ધ્યાવે૦ તત્વમસિ.૩
કસ્તુરી મૃગ નાભિમેં હૈ, ભ્રાંતિસેં ભટકાવે
જબ જાન્યોકિ પાસમેં હૈ, પરમાનંદ પાવે૦ તત્વમસિ.૪
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી સોહમ, અનુભવમેં આવે,
ગુરૂકી કૃપાસેં **મોહન**, જીવન્મુકિત પાવે૦ તત્વમસિ.૫



પદ ૨૩૯ રાગ-કલ્યાણ

સ્વયં જ્યોતિ રૂપ જાન, પ્રગટ પ્રભુ સોઈ,
પૂરણ બ્રહ્મકો પિછાન, તેરા રૂપ વોઈ૦ સ્વયં. ૧
તુંહી હૈ સત્ય રૂપ, તુંહી હૈ ચૈતન્ય રૂપ,
તુંહી હૈ આનંદ રૂપ, સત્ય જાન સોઈ૦ સ્વયં. ૨
તુંહી હૈ સ્વયં પ્રકાશ, અજર અમર અવિનાશ,
અખંડ બ્રહ્મકો વિલાસ, જીવન્મુકિત હોઈ૦ સ્વયં. ૩
સ્વયં જ્યોતિ સ્વરૂપ, ઉપમા રહિત અનુપ,
સત્ ચિદ્ આનંદ રૂપ, ચૈતન્યઘન સોઇ૦ સ્વયં. ૪
**રામમોહન** ધરકે ધ્યાન, પ્રગટ પ્રભુકો પિછાન,
સદ્‌ગુરૂકી સમજ સાન, અજર અમર હોઇ૦ સ્વયં. ૫

પદ ૨૪૦ રાગ કલ્યાણ

ગુરૂ ચરણ શરણ ગ્રહી, જાન રૂપ તેરો,
મૈં હું કૌન કહાંસે આયો, કયા સ્વરૂપ મેરો૦ ગુરૂ૦ ૧
સ્વયં સિદ્ધ સર્વાધાર, સત્ય રૂપે તેરો,
મહિમા અગમ અપાર, માન વચન મેરો૦ ગુરૂ૦ ૨
**तत्वमसि** મહામંત્ર, ગુરૂગમસેં જાનો,
કર વિચાર તત્વસાર. પ્રભુકો પિછાનો૦ ગુરૂ૦ ૩
અજર અમર એક અખંડ, પૂર્ણબ્રહ્મ ન્યારો,
નિત્ય મુકત હૈ અસંગ, નિજ સ્વરૂપ નિહારો૦ ગુરૂ૦ ૪
સત્ ચિદ્ આનંદ ઘન, ચૈતન્ય રૂપ તેરો,
સ્વયં જ્યોતિ રૂપ **મોહન, પ્રગટ પ્રભુ મેરો**૦ ગુરૂ૦ ૫

### પદ ૨૪૧ રાગ–કલ્યાણ

ચૈતન્ય અખંડ એક, પરમ તત્વ પ્યારો,
દિવ્ય દ્રષ્ટિ કરકે, પ્રગટ પ્રભુકો નિહારો૦ ચૈતન્ય૦ ૧
પિંડસેં બ્રહ્માંડ તક, ચૈતન્ય પસારો,
મૈં ચૈતન્ય સબમેં દેખું, મોમેં વિશ્વ સારો૦ ચૈતન્ય૦ ૨
જૈસે ચંદ્ર જલકે માંહી, દિસત હૈ પ્યારો,
તૈસે ચૈતન્ય સબમેં ખેલે, ખેલનહાર ન્યારો૦ ચૈતન્ય૦ ૩
જલકે બિચ કમલ પુષ્પ, રહત જ્યું ન્યારો,
એસે જીવન્મુક્ત પુરૂષ, કરત હૈ વ્યવહારો૦ ચૈતન્ય૦ ૪
સત્ ચિદ્ આનંદ રૂપ, પુર્ણ બ્રહ્મકો નિહારો,
**મોહન** સ્વયંજ્યોતિ રૂપ, અખંડ એક ધારો૦ ચૈતન્ય૦ ૫

### પદ ૨૪૨ રાગ–કલ્યાણ

અખંડ અદ્વૈત એક, પરમ તત્વ જાનો,
જીવ ઇશ બ્રહ્મ માયા, ભેદ કૈસે માનો૦ અખંડ૦ ૧
ચંદ્ર બિંબ પ્રતિબિંબ, એક રૂપ સારા,
જીવ ઇશ બ્રહ્મ માયા, અભેદ રૂપ નિહારા૦ અખંડ૦ ૨
સુર્ય ઔર કિરણોમેં, તેજ તત્વ જાનો,
જીવ ઇશ બ્રહ્મમાંહી, ચૈતન્ય એક માનો૦ અખંડ૦ ૩
**તત્વમસિ** મહામંત્ર, સદ્‌ગુરૂ બતાયો,
સ્વયં સિદ્ધ સનાતન, પ્રગટ પ્રભુ પાયો૦ અખંડ૦ ૪

સત્ ચિદ્ આનંદઘન, અખંડ એક જાનો,
**સ્વયંજ્યોતિરૂપ મોહન,** અભેદરૂપ માનો૦અખંડ૦ ૫

### પદ ૨૪૩ રાગ=કલ્યાણ

સત્ ચિદ્ આનંદ ઘન, પ્રગટ પ્રભુ પ્યારા,
સ્વયં સિદ્ધ સનાતન, સત્ય સર્વાધારા૦ સત૦ ૧
**एकोऽहं बहु स्याम,** વિશ્વકો વિસ્તારા,
પિંડસેં બ્રહ્માંડ તક, કિયા હૈ પસારા૦ સત૦ ૨
બહિર દ્રષ્ટિ હોવે જબ, દિસત હૈ સંસારા,
અંતર દ્રષ્ટિ કરકે દેખ, પૂરણ બ્રહ્મ સારા૦ સત૦ ૩
તુંહી હૈ અગમ અરૂપ, અનંત અપારા,
સ્વયં જ્યોતિ સ્વરૂપ, નિત્ય નિરાકારા૦ સત૦ ૪
નિર્ગુણ હૈ સો આત્મા, સગુણ હૈ સંસારા,
**મોહન સ્વયં પ્રકાશ,** મન વાણીસેં ન્યારા સત૦ ૫

### પદ ૨૪૪ રાગ-કલ્યાણ

સનાતન સર્વાધાર, સર્વેશ્વર સ્વામિ,
વિશ્વંભર વિશ્વાધાર, વિશ્વેશ્વર નમામિ૦ ટેક૦
તુંહી હૈ સત્ય સ્વરૂપ, તુંહી હૈ ચૈતન્ય રૂપ.
શુદ્ધ બુદ્ધ મુક્ત રૂપ, સચરાચર સ્વામિ૦ સનાતન૦ ૧
અસ્તિ ભાતિ પ્રિય રૂપ, અજર અમર અરૂપ,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી રૂપ, પ્રભુ અંતર્યામિ૦ સનાતન૦ ૨

નિત્ય મુક્ત નિરાકાર, નિર્મલ નિર્વિકાર,
મન વાણી ન પામે પાર, અલખ અનામિ૦ સનાતન૦ ૩
નેતિ નેતિ કહે પુકાર, વેદ નહિ પાયા પાર,
મહિમા અનંત અપાર, પરિપુર્ણ સ્વામિ૦ સનાતન૦ ૪
**મોહન** સ્વયં જ્યોતિરૂપ, ઉપમા રહિત અનુપ,
સત ચિદ્ આનંદ રૂપ, સર્વાંતરયામિ૦ સનાતન૦ ૫

વિક્રમ સંવત ૧૯૮૭ અધિક અષાડ કૃષ્ણ પક્ષ ૮ ને ગુરૂવાર

## पद २४५ प्रभु स्तुति.

**शरणमें आये है हम तुम्हारी, दया करो हे दयालु भगवन्,**
**संभालो बिगडी दशा हमारी, दया करो हे दयालु भगवन् १**
**न हममें बल है न हममें शक्ति, नहममें साधन न हममें भक्ति.**
**तुम्हारे दरके है हम भिखारी, दया करो हे दयालु भगवन् २**
**तुम हो स्वामि हम है सेवक, तुम पिता हो हम है बालक,**
**जो तुम हो ठाकुर तो हम पुजारी, दया करो हे दयालु भगवन् ३**
**सुना है हम अंश है तुम्हारे, तुम्ही हो सच्चे प्रभु हमारे,**
**यह है तो सुधि तुमने क्यो विसारी, दया करो हे दयालु भगवन् ४**
**बुरे है जो हम तो है तुम्हारे, भले है जो हम तो है तुम्हारे,**
**तुम्हारे होकर हम है दुखारी, दया करो हे दयालु भगवन् ५**
**प्रदान कर दो महान शक्ति, भरो हमारेमें ज्ञान भक्ति,**
**तभी कहाओगें तापहारी, दया करो हे दयालु भगवन् ६**
**न होगी जबतक कृपाकी द्रष्टि, न होगी जबतक दयाकी वृष्टि,**
**न तुम भी तबतक हो न्यायकारी, दया करो हे दयालु भगवन ७**

हमें तो बस टेक मामकी है, पुकार यह राधेश्यामकी है,
तुम्हारी तुमजानो निर्विकारी, दया करो हे दयालु भगवन् ८



પદ ૨૪૬ રાગ ગઝલ તાલ દાદરા

જાગ જાગ જાગ, દેખ જ્યોતિકો જરા,
ત્યાગ ત્યાગ ત્યાગ, માયા જાલકો પરા—જાગ૦ ૧
માયાકો અપની જાનકે, જનમ મરણુકો ધરે,
ધન માલ મેરા માનકે, પૂણ્ય દાન ના કરે,
તું ત્યાગ કરકે દેખ, મોહ નિંદકો જરા—જાગ૦ ૨
માયાકી જાલમેં ફસા, ખબર નહિ પડી,
અબ તો મુરખ ચેત, આઇ મૌતકી ઘડી,
કાલ શિરપેં આ ખડા, મનમેં નહિ ડરા—જાગ૦ ૩
જા સદ્ગુરૂકી શરણુ, જાન તત્વજ્ઞાનકો,
દિલ સફા કર દેખલે, અપનેહી નુરકો,
જીસને કિયા સત્સંગ સો, ભવ સિંધુકો તરા—જાગ૦ ૪
અજર અમર અરૂપ તું, એક અવિનાશ હૈ,
શુદ્ધ ચૈતન્ય રૂપ તું, સ્વયં પ્રકાશ હૈ
મોહન ચરાચરમેં દેખ, હૈ પુરણુ ભરા—જાગ૦ ૫



પદ ૨૪૭ રાગ ગઝલ, તાલ દાદરા

દિલમેં દિદાર દેખ, કયા તેરા સ્વરૂપ હૈ,
પ્રગટ પ્રભુકો પેખ, સ્વયં જ્યોતિ રૂપ હૈ,—દિલમેં૦ ૧

કાયા માયા નાશવાન, હૈ નહિ તેરી,
પ્રાણ પલકમેં જાયગા, હોવે નહિ દેરી,
જ્ઞાતા દ્રષ્ટા સાક્ષી તું, સત્ સ્વરૂપ હૈ–દિલમેં૦ ૨
દેહાભિમાન છોડ, માયા જાલમેં ઘેરા,
ચિત્ત પ્રભુમેં જોડ, મિટે જન્મકા ફેરા,
અજર અમર એક તું, અખંડ રૂપ હૈ–દિલમેં૦ ૩
દુર્લભ મનુષ્યકી દેહ, વારંવાર ન મિલેગા,
કર ગુરૂ ચરણમેં સ્નેહ, જીવન્મુકત હોવેગા,
શુદ્ધ બુદ્ધ મુકત તું, સદા અરૂપ હૈ–દિલમેં૦ ૪
નિત્ય મુકત નિરાકાર, જાન રૂપ તેરા,
સ્વયં સિદ્ધ સર્વાધાર, માન કહા મેરા,
**મોહન** સ્વયં જયોતિ તું, ચૈતન્ય રૂપ હૈ–દિલમેં૦ ૫

---

પદ ૨૪૮ રાગ=ગઝલ તાલ દાદરા

જાન જાન જાન, સ્વરૂપ જાન લે તેરા,
માન માન માન, વચન માન લે મેરા.–જાન૦ ૧
અસ્તિ ભાતિ પ્રિય તું, નામ રૂપ નહી,
સત્ ચિદ્ આનંદ ઘન, સત્ય હૈ સહી,
કરકે વિચાર દેખ, કયા સ્વરૂપ હૈ તેરા–જાન૦ ૨
જ્ઞાતા જ્ઞાન જ્ઞેયમેં, ચૈતન્ય રૂપ હૈ,
ધ્યાતા ધ્યાન ધ્યેયમેં, તેરાહી રૂપ હ,
શુદ્ધ બુદ્ધ મુકત રૂપ, જાન લે તેરા–જાન૦ ૩

ચાંદ સૂરજ તારેમેં, તેરાહી નુર હૈ,
હર જગામેં દેખ લે, હાજર હજુર હૈ,
અનંત કોટી ભાનુ સમ, રૂપ હૈ તેરા–જાન૦ ૪

પ્રગટ પ્રભુ હૈ પાસ વો, તુઝસેં જુદા નહિ,
સ્વયં પ્રકાશ સ્વરૂપકો, દેખ લે સહી,
**મોહન** શુદ્ધ ચૈતન્યમય, જાન રૂપ તેરા–જાન૦ ૫



પદ ૨૪૯ રાગ=મેરે મૌલા બુલાલો મદીને મુઝે

મેરી અરજી ઉપર પ્રભુ ધ્યાન ધરો
મેરે દીલકે યે દર્દ તમામ હરો...મેરી૦ ૧
કભી આધિ કભી વ્યાધિ, કભી ઉપાધિ આતી હૈ,
સેવા ગુરૂ રાજકી સાચી, તિનોંકી જડ ઉડાતી હૈ,
મેરી લક્ષ ચોરાશીકી પીર હરો....મેરી૦ ૨
જ્ઞાન ચાહું ધ્યાન ચાહું, મસ્ત આતમ ભાવમેં,
જૈસે બને એસે કરો, હો દિલ નિજ સ્વભાવમેં,
મેરા નુર મુઝે બક્ષીસ કરો......મેરી૦ ૩
તુંહી ત્રાતા તુંહી ભ્રાતા, તુંહી રક્ષણકાર હૈ,
તુંહી બ્રહ્મા તુંહી વિષ્ણુ, તુંહી તારણહાર હૈ,
મેરી ડુબતી નૈયાકો પાર કરો ......મેરી૦ ૪
પુર્વ ફિરા પશ્ચિમ ફિરા, દક્ષિણ ફિરા ઉત્તર ફિરા,
દેખા નહિ દરબાર એસા,, ચમકતા આતમ હિરા,
મેરા જ્યોતિસેં જ્યોતિ મિલાન કરો...મેરી૦ ૫

તું જુદા નહિ મૈં જુદા નહિ, ઔર કોઇ જુદા નહિ,
પરદા ઉઠે જો કર્મ કા, તો ભર્મ સબ ભાગે સહી,
પ્રભુ વોહી કરમ પટ દુર કરો...મેરી૦ ૬
આતમ કમલમેં હૈ ભરી, ખૂબ ખૂબીઓ જીનરાજજી,
લબ્ધિ વિકાશી નાથ મેરે, સારો સબહી કાજજી,
મેરે જ્ઞાન ખજાને કો પુર ભરો...મેરી૦ ૭



પદ ૨૫૦ રાગ=મેરે મૌલા બુલાલો મદીને મુઝે.

સ્વયં જયોતિ સ્વરૂપ દિખાદો મુઝે,
જીવન્મુક્તિ કો માર્ગ બતાદો મુઝે...સ્વયં૦ ૧
આતમ સ્વરૂપ ભૂલ કર, હૈરાન હો ગયા,
માયામેં હી ફસ કર, બેહાલ હો ગયા,
ભવ સાગરસે કરો પાર મુઝે....સ્વયં૦ ૨
કામ ક્રોધ મોહ લોભ, ચોર બડે ભારી,
અબ તો દયા કરકે પ્રભો, લીજીએ ઉગારી,
અપને ચરણોકા દાસ બનાલો મુઝે....સ્વયં૦ ૩
દિન ગયા માસ ગયા, વરસ ગયા ઘડી,
કાલ શિરપે આ ખડા, ખબર નહીં પડી,
અબતો માયાકી જાલસે છુડાદો મુઝે...સ્વયં૦ ૪
દયા કરી દિનબંધુ મેરી, અરજી ઉર ધરો,
ભક્તિ જ્ઞાન શાંતિ મેરે હિરદેમેં ભરો,
**મોહન** જયોતિમેં જયોતિ મિલાદો મુઝે...સ્વયં૦ ૫



**પદ ૨૫૧** રાગ–મેરે મૌલા બૂલાલો મદીને મુઝે.

પ્રભો પલ પલ દર્શન દેના સહી,
દર્શન બિન હમકો ચૈન નહી૦ પ્રભો૦ ૧
ચંદા બસે આકાશમેં, જલમેં બસે કુમુદ,
પપૈયા પીયુ પીયુ રટે, ચ્હાતા સ્વાંતિ બુંદ,
જ્ઞાન અમૃત પાન પિલાવો સહી૦ પ્રભો૦ ૨
મયુર મેઘકી વૃષ્ટિસેં, પાવે પરમાનંદ,
પ્રગટ પ્રભુકે દર્શસેં, રહે અખંડ આનંદ,
દયા કરકે દર્શન દિખાવો સહી૦ પ્રભો૦ ૩
કયા કહુ મૈં આપકો, દિલકા હવાલ મેરા,
દિલ ચહે દિદારકો, દર્શન દિખાદે તેરા,
રોમ રોમમેં **રામ** રટાવો સહી૦ પ્રભો૦ ૪
સારી જહાંમેં રોશન, દેખા હૈ નુર તેરા,
વેસાહી પ્રભો કર દે, દિલમેં પ્રકાશ મેરા,
**મોહન** નુરમેં નૂર મિ ાવો સહી૦ પ્રભો૦ ૫



**પદ ૨૫૨** રાગ–ગઝલ તાલ ધમાલ.

રાગ—અગર હૈ મોક્ષકી વાંચ્છા છોડ દુનિયાંકી યારી હૈ,

સ્વરૂપ તું જાન લે, તેરા અગર જો મોક્ષ ચ્હાતા હૈ–ટેક૦
તુંહી આકાશ કે ઉપર, તુંહી પાતાલ કે અંદર,
તુંહી બાહિર તુંહી ભીતર, સ્વરૂપ તેરા દિખાતા હૈ૦ સ્વરૂપ૦ ૧
તુંહી બ્રહ્મા તુંહી વિષ્ણુ, તુંહી શકિત ઔર શંકર હૈ,
સદા પ્રભુ પાસ હૈ તેરે, કહાં ઢુંઢનકો જાતા હૈ૦ સ્વરૂપ૦ ૨

સુરજ ઓર ચાંદ તારેમેં, સભીમેં નુર હૈ તેરા,
બચન સત માન લે મેરા, તુંહી સબકા વિધાતા હૈ. સ્વરૂપ૦ ૨
શ્વાસોશ્વાસમેં હરદમ, પ્રણવકા જાપ કરનેસેં,
રામમોહન ગુરૂ ગમસેં, પરમપદ ધામ પાતા હૈ૦ સ્વરૂપ૦ ૪



## પદ ૨૫૩ પ્રભુકા વિરહ રાગ–ગઝલ

કૃષ્ણ પ્યારે સાંવરે, દર્શન દિખાતે કયોં નહીં,
દિલ ધડકતા હૈ મેરા, જલવા દિખાતે કયોં નહીં૦ કૃષ્ણ૦ ૧
અર્જુન કો ગીતા સુનાઈ, આપહી રથમેં બૈઠકે,
એક ભી અપના બચન, હમકો સુનાતે કયોં નહીં૦ કૃષ્ણ૦ ૨
યે જીંદગીકા કયા ભરોંસા, મિલના હો તો આ મિલો,
અગર નહિ તો લેકર ખંજર, માર જાતે કયોં નહીં૦ કૃષ્ણ૦ ૩
પ્રેમીકા તુજકો કસમ હૈ, જલદી મિલ જાના મુઝે,
અગર અપના હાલ મુઝકો, કહ કર જાતે કયોં નહીં૦ કૃષ્ણ૦ ૪
વો બૃંદાબનકી કુંજમે, ગાતે બજાતે બંસરી,
મનમોહન વો મોરલી, હમકો સુનાતે કયોં નહીં૦ કૃષ્ણ૦ ૫



પ્રેમી

## પદ ૨૫૪ રાગ–ગઝલ તાલ દાદરા

રાગ=અગર હૈ મોક્ષકી વાંચ્છા, છોડ દુનિયાંકી યારી હૈ
મિલે મોહન નહી જબતક, નહિ હમકો કરારી હૈ૦ ટેક૦
છોડ સબ કામ દુનિયાં કે, કરી હૈ ખોજ બનબનમેં,
તુમ્હારે દર્શકે કારન, ફકિરી હમને ધારી હૈ૦ મિલે મોહન૦ ૧

પડે નહિ ચૈન તન મનમેં, નયનમેં નિંદ ના આવે,
ખબર ઘરબારતન મનકી, સારી શુદ્ધિ બિસારી હૈ૦મિલે મોહન૦૨
ફિરા ગોકુલ મથુરા મેં, દેખી દ્વારિકાં નગરી,
પ્રભુકી દિવ્ય મુર્તિકો, હમારે દિલમેં ધારી હૈ૦ મિલે મોહન૦ ૩
કોઈ વૈકુંઠ બતલાવે, કોઇ કૈલાસ પર્વતમેં,
રામમોહન ઘટઘટમેં, સ્વયંજ્યોતિ નિહારી હૈ૦ મિલે મોહન૦૪

પદ ૨૫૫ રાગ–ગઝલ તાલ ધમાલ

દયાલુ દેવ દે દર્શન, હમારે પર દયા કરકે૦ ટેક૦
ઘડી પલ ચૈન નહિ હમકો, વિરહકી વેદના ભારી,
ઝુરેગેં હમ ઉમર સારી, દિખા દો કોઇ દયા કરકે૦ દયાલુ૦ ૧
જલ બિન મીન તલસે હૈ, દરશ બિન દિલ તરસે હૈ,
નયન જલધાર વરસે હૈ, દિખા દો કોઇ દયા કરકે૦ દયાલુ૦ ૨
ગીરી ગુફા પહાડનમેં, કરી હૈ ખોજ બન બનમેં,
પતા પ્રભુકા નહિ પાયા, દિખા દો કોઇ દયા કરકે૦ દયાલુ૦ ૩
ઋષિ મુનિ સંતજન જીનકા, નિરંતર ધ્યાન ધરતે હૈ,
રામ મોહન સ્વયંજ્યોતિ, દિખાદો કોઇ દયાકરકે૦ દયાલુ ૪

પદ ૨૫૬ રાગ–ગઝલ. તાલ ધમાલ

કૃપાલુ દેવ અબ દર્શન, હમકો કબ દિખાવોગે૦ ટેક૦
વિરહકી આગસેં નિશદિન, જલતા હૈ બદન મેરા,
પ્રભુ વો પ્રેમ અમૃતસેં, હમકો કબ ભીજાવોગે૦કૃપાલુ૦ ૧

દિવાના હો કર ફિરતા હું, ગીરી ગુફા પહાડનમેં,
પ્યાસ દર્શનકી હૈ મનમેં, પ્રભુ વો કબ બુઝાવોગે૦ કૃપાલુ૦ ૨
અનંત જન્મોસેં ફિરતા હું, લખ ચૌરાસી ચક્કરમેં
જનમ ઓર મરણકે દુઃખસે, પ્રભુ અબ કબ છુડાવોગે૦કૃપાલુ૦ ૩
હરદમ દિદાર કરનેકી, લગી દિલમેં લગન મેરે,
**રામ મોહન** કરે વિનતિ, પ્રભુસેં કબ મિલાવોગે૦કૃપાલુ૦ ૪



### પદ ૨૫૭ રાગ ગઝલ તાલ ધમાલ

બચા લે નાથ અબ મુજકો, શરણમેં આયા હું તેરી૦ ટેક૦
તરણ તારણ પ્રભુ તું હૈ, દયાલુ દેવ દુઃખ ભંજન.
તાર સંસાર સાગરસેં, કરો નહિ નાથ અબ દેરી૦ બચા લે૦ ૧
તુંહી માતા પિતા તું હૈ, તુંહી બંધુ સહોદર હૈ,
તુંહી વિદ્યા તુંહી ધન હૈ, સફલ કર આશકો મેરી૦બચા લે૦ ૨
હજારો પાપ હૈ મેરે, પ્રભુ તું હૈ પતીત પાવન,
કૃપાસાગર કૃપા કરકે, સુનો વિનતિ પ્રભુ મેરી૦ બચા લે૦ ૩
ન ચાહું રાજ ધન વૈભવ, નહી મૈં સ્વર્ગ ચ્હાતા હું,
**રામ મોહન** રહે હરદમ, અખંડ આનંદકી લહેરી૦બચા લે૦ ૪



### પદ ૨૫૮ રાગ ગઝલ તાલ ધમાલ

કૃપાળુ દેવ કૃપા કરકે, સુનો અરજી પ્રભુ મેરી૦ટેક૦
ગુન્હા મેરા હજારો હૈ, માફ કર પાપ સબ મેરે,
દયા સાગર દયા કરકે, મિટા દો જન્મકી ફેરી૦કૃપાળુ૦૧

તુમ્હારે દરશકે કારન, ફિરા જંગલ પહાડનમેં,
આશ દર્શનકી હૈ મનમેં, પુરણ કર આશકો મેરી૦કૃપાળુ૦૨
હરદમ યાદ આતા હૈ, વિરહ હમકો સતાતા હૈ,
દિલ દર્શનકો ચ્હાતા હૈ, લગાવો નાથ મત દેરી૦કૃપાળુ૦૩
અપાર સંસાર સાગરસેં, પ્રભો હમકો બચા લેના,
રામમોહન કરે વિનતિ, શરણમેં આયકે તેરી૦કૃપાળુ૦૪



## પદ ૨૫૯ રાગ-ગઝલ તાલ ધમાલ

બતાદો મુક્તિકા મારગ, પ્રભુ અરજી હમારી હૈ૦ ટેક૦
ગર્ભમેં કોલ કર આયા, યહાં શુભ કર્મ કરનેકો,
બચા લેના પ્રભુ હમકો, ભરોસા તેરા ભારી હૈ૦ બતાદો૦ ૧
હજારો ધર્મ શાસ્ત્રોકી, કિતાબે વાંચ કર દેખી,
દિખા દેના દયા કરકે, કહાં વો મોક્ષ બારી હૈ૦ બતાદો૦ ૨
પ્રભુકા ધ્યાન કરનેકી, લગી હમકો લગન હરદમ,
મનોહર મુર્તિ મોહનકી, હૃદયકે બિચ ધારી હૈ૦ બતાદો૦ ૩
શ્વાસો શ્વાસમેં હરદમ, પ્રભુકા ધ્યાન ધરનેસેં,
રામમોહન ગુરૂગમસેં, સ્વયં જ્યોતિ નિહારી હૈ. બતાદો૦ ૪



## પદ ૨૬૦ રાગ-ગઝલ તાલ ધમાલ

હૃદય બિચ દેખ લે પ્યારે, પ્રભુ મુર્તિ દિખાતી હૈ૦ ટેક૦
પ્રથમ યમ નિયમકો ધરકે, બૈઠ આસન જમા કરકે,
પ્રણવકા જાપ કરનેસેં, હૃદયકી શુદ્ધિ હોતી હૈ૦ હૃદય૦ ૧

શ્વાસોશ્વાસમેં હરદમ, કરકે નિત્ય પ્રાણાયમ,
સુનો એકાગ્ર ચિત્ત હો કર, ધ્વનિ અનહદકી હોતી હૈ૦ હૃદય૦ ૨
પ્રત્યાહાર ધારણા ધરકે, નિરંતર ધ્યાન કરનેસેં,
ત્રિકુટી ચક્રમેં દેખો, દિવ્ય દ્રષ્ટિ હો જાતી હૈ૦ હૃદય૦ ૩
સહસ્ત્ર દલ કમલકે માંહી, સ્વયં જ્યોતિ દિખાતી હૈ
**રામ મોહન** ગુરૂ ગમસેં, જીવન્મુક્તિ હો જાતી હૈ૦ હૃદય૦ ૪



## પદ ૨૬૧ રાગ–ગઝલ તાલ ધમાલ

સમાગમ સંતકા કરકે, છોડ માયાકી મ્હોબતકો૦ ટેક૦
કહે કયા તું મેરા મેરા, નહિ ધન માલ હૈ તેરા,
હોગા જંગલમેં ડેરા, સ્વપ્ન સમ જાન દુનિયાકો૦ સમાગમ૦૧
કુટુંબ પરિવાર સુતદારા, હોયગા અંત મેં ન્યારા,
તજી દે આશ તન ધનકી, પકડ લે શરણ સંતનકો૦ સમાગમ૦૨
વિવેક વૈરાગકો ધરકે, ષટ સંપત્તિ સિદ્ધ કરકે,
ગુરૂકી શરણમેં જાકર, સ્વયં પહિચાન અપનેકો૦ સમાગમ૦૩
અચલ શ્રદ્ધા હૃદય ધરકે, અહોનિશ ધ્યાન ધરનેસેં,
**રામ મોહન** ગુરૂગમસેં, પાયગા જીવન્મુક્તિકો૦ સમાગમ૦૪



## પદ ૨૬૨ રાગ–ગઝલ તાલ–ધમાલ

અગર હૈ ચાહ દર્શનકી, પ્રભુકા ધ્યાન ધર પ્યારા૦ ટેક૦
કરી યમ નિયમકા પાલન, આસન સિધ્ધ કરનેસે,
નિરંતર ધ્યાન ધરનેસેં, સ્થિર મન હોયગા તેરા૦ અગર હૈ૦૧

